ખીઅરા-ક્ષેત્રપાળ ગ્રંથાવલી નંબર ૪ થો.

# કચ્છની લોક કથાઓ.

## ભાગ ૧ લો.




લેખક અને પ્રકાશક,

લાલજી મૂળજીભાઇ જોશી.

(કોટડી: કચ્છ)

શ્રીએરા-ક્ષેત્રપાળ ગ્રંથાવલી નંબર ૪ થો.

# કચ્છની લોક કથાઓ.

લેખક અને પ્રકાશક.


લાલજી મૂળજીભાઇ જોશી.

( કોટડી: કચ્છ. )

સભ્ય: "કચ્છી સાહિત્ય સભા-(મુંબઇ)"

"સાહિત્ય ઉત્તેજક સમાજ-(અમદાવાદ)"



વિક્રમાંક: ૧૯૮૬] કિંમત. ૨-૦-૦ [ઇ.સ. ૧૯૨૯

( ટપાલ ખર્ચ જૂદું )

# મારૂં નિવેદન.

"બુકશાઇ દરમ કે દર કુશાયન્દા તુઇ
બેનુમાઈ રેહમ કે રેહ નુમાયન્દા તુઇ
મન દસ્ત બહેચ દસ્તગીરે ન દેહમ
કે ઇશાં હમે ફાની અંદ વ પાયન્દા તુઇ."

("મારાં દ્વાર ખોલ, કારણ કે તુંજ દ્વાર ખોલનાર છે. મને રસ્તો બતાવ, કારણ કે તુંજ રસ્તો બતાવનાર છે. હું બીજા કોઇના હાથમાં મારો હાથ નહિ મૂકું. કારણ કે આ બધું ફાની છે અને હમેશાં રહેનાર તો ફક્ત તું છે,"–ઉમ્મર ખય્યામ,)

હાલે દેશ દેશાવર, એડન, આફ્રિકા, ઇંગ્લાન્ડ, જર્મની, જાપાન, અમેરિકા જેટલે લાંબે બેસી વેપાર અને કંઇક અંશે રાજદ્વારી શેત્રંજના મહાવત મનાતા કચ્છીઓ હમણા ભલે પોતાને સુખી તંદુરસ્ત અને નિશ્ચિંત શાંતિરૂપ હોવાનું માનતા હશે; મનાવતા હશે; પણ તે સાથે એટલુંએ ચોક્કસ છે, કે એમની એ શાંતિ અને સુખશાતા જેટલેજ અંશે તેમનાં વીરત્વના પાણી પણ ઓસરી જતાં દેખાય છે. અપકર્ષ બનતાં જાય છે. એમ કહીશ તો તે અપરિચ્છિન્ન નહિજ મનાય.

કાચ્છો એક વખત ખરેખર "કાચ્છો[1] જ હતો? તેના ભવ્ય ભૂતકાલની ગાથાઓનું જો આપણે અન્વેષણ કરીશું તો અવશ્ય

---

અપરિચ્છિન્ન=સીમાવગરનું. અતિશયોક્તિ ભરેલું.

અપકર્ષ=મુલ્યમાં ઘટી જવું.

(૧) કાચ્છો=દોઢ વેંત પહોળો લાંબો પટકો. તાણીને જે સાથળની વચ્ચે બાંધે છે તે.

એક જડત્વ પથ્થર પણ શૂરાતનથી ઊછળી રહેશે. રૅનૉલ્ડ, શૅક્સપિયર, ડૂમા કે ટૅનિસન જેવા અંગ્રેજ લેખકો, કવિયોની વીરત્વ કલમના કચ્છી ચાહકો જો તપાસ કરશે તો એમને એજ ઘડીએ ખુલ્લે ખુલ્લું જણાઈ આવશે કે તેમના અંઘ્રિ હેઠળની જમીનનું=આ કાચ્છાનું= એકે એક પથ્થર એક વખતે વીર રત્નોના અંઘ્રિની રજથી પાવન થયું'તું, દરેકે દરેક ઝાડ, દરેકે દરેક પહાડ; અરે એટલુંજ નહિ, પણ આ વા'લા કાચ્છાનું દરેકે દરેક ગામ ભૂતકાળમાં એકાદ બે નહિ, પણ કેટલાએ વીર–મર્દ–નર–રત્નો, અને દેવી સતીઓથી શોભી રહેલું'તું. જેનો ખ્યાલ એ દિશામાં આગળ વધેલાનેજ આવી શકે. હું વાચકને એક પ્રશ્ન પૂછીશ કે "આપણા કચ્છમાં મને કોઇ પણ એકાદું એવું ગામ બતાવશો કે જેને પાદરે વીરોના પાળિયાં ન હોય ?!"

ધુરંધર સાહિત્ય લેખક શ્રીયુત રા૦ રા૦ **વૃજલાલભાઇ ભગવાનલાલ છાયા,** (એમ. એ. બી. એસ સી; ઉપ પ્રમુખ "કચ્છી સાહિત્ય સભા–મુંબઇ)ના શબ્દોમાં કહીશ, કે; "ઇતિહાસ એ આરસી છે. સત્ત્વહીન બની ગયેલી કોઇ પણ પ્રજાને ભૂતકાલીન ઘટનાઓનું ભાન કરાવનારી તેમજ વીર નરોના સૂક્ષ્મ દેહોનાં દર્શનનો લાભ દેનારી એ અમૂલ્ય આરસી છે.

× × × × ×

ઇતિહાસ એ એક શક્તિ છે. ઉન્નત પ્રદેશ પરથી સરી પડેલી અને પાયમાલી ભોગવતી કોઇપણ પીડિત પ્રજાના પુનરુદ્ધાર અર્થે જે શકિત પોતાનું દૈવત દેશે દેશમાં દર્શાવતી રહી છે તે દિવ્ય શક્તિ ઇતિહાસ છે."[૨] પ્રસિદ્ધ સાહિત્ય લેખક **શ્રીમાન** મુનિ **શ્રી**

---

"કાચ્છા જ હતો"=એટલે મરદાનગીથી ભરેલો હતો. મરદ હતો. આ કાચ્છો પહેલવાન લોકો અહર્નિશ બાંધી રાખે છે.

અન્વેષણ = સંશોધન : અંઘ્રિ = પગ.

(૨) વાંચો "કચ્છના રસઝરણાં,' ની (૧૯૨૮) ની પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

જિનવિજયજી[3] પણ પોતાના એક મહત્વપૂર્ણ નિબંધમાં[×] કંઇક એને લગતુંજ કહે છે.

"ઐતિહાસિક સાહિત્ય દ્વારાજ આપણે ભૂતકાલની વાતોને જાણી શકીએ છીએ. ઇતિહાસ જેટલો યથાર્થ અને વિસ્તૃત હોય તેટલુંજ આપણું ભૂતકાલીન જ્ઞાનપણ યથાર્થ અને વિસ્તૃત હોઇ શકે, એ સ્વતઃ સિદ્ધ છે. આપણા કમનસીબે આપણા પૂર્વજોએ રચેલો આપણા દેશનો યથાર્થ કે વિસ્તૃત ઇતિહાસ ઉપલબ્ધ નથી. જગતની બીજી પ્રાચીન પ્રજાઓને તેમના દેશોના વિષયમાં જેટલો પ્રાચીન તથા વિસ્તૃત ઇતિહાસ મળી આવે છે તેટલો આપણા આ વિશ્વવૃદ્ધ આર્યાવર્તનો ઇતિહાસ મળી આવતો નથી. પ્રાચીન અને વિસ્તૃત ઇતિહાસ તો બાજુએ રહ્યો પરંતુ આપણા માટે તો આપણી પહેલાંની ત્રીજી પેઢીનોય ઇતિહાસ બહુ દુર્લભ્ય છે"

"વિદ્વાનોએ સાધારણ જનસમાજને ઈતિહાસના જ્ઞાનથી મંડિત કરવાનો એક નવીન માર્ગ શોધી કાઢેલો છે અને તે માર્ગ બીજો કોઈ નહિ પણ ઐતિહાસિક નવલકથાઓનો જ છે. ( પ્રો. મેકમિલન્ અને શ્રીયુત નારાયણજી વિશનજી ઠક્કુર)[1]

---

(૩) મુનિશ્રી જિનવિજયજી, એક સમર્થ સાહિત્ય લેખક છે. તેમનો જન્મ રજપૂતાનામાં "રૂપેલી" ગામે થયેલો. આ વખતે ચાલીશેક વરસની તેમની અવસ્થા હશે. તેઓ કેટલાક વરસો સુધી "ગુજરાત પુરાતત્ત્વ મંદિર" ના મંત્રી હતા. પુરાતત્ત્વનો તેમને ઘણો શોખ છે, તેમણે લગભગ વીસેક પુસ્તકો (ઉત્તમ સાહિત્ય પુરુ પાડતા) લખ્યા છે. આ વખતે તેઓશ્રી જર્મનીમાં રોકાયા છે અને ત્યાં પુરાતત્ત્વને લગતી બાબત તેમને સોંપવામાં આવેલી છે, "

( × ) જૂઓ " ગુજરાત પુરાતત્ત્વ મંદિર " ગ્રંથાવલી પુસ્તક ૩ જું. પૃષ્ટ. ૧—૩૦

(૧) "ભસ્મિભૂત ચિત્તોડ" પૃષ્ટ ૬ ઠું.

આ ઇતિહાસ પ્રસિદ્ધ વીરોની ભૂમિ ઉપર પૂજ્ય મહાવીર, બુદ્ધ દત્તાત્રય, આદ્યશંકરાચાર્ય, વલ્લભાચાર્ય, સહજાનંદ, અને વધુમાં ખુદ શ્રીરામ અને કૃષ્ણ જેવી અદ્‌ભૂત યોગશાસ્ત્ર સંપન્ન અને ઇશ્વરી અંશ મનાતી અજસ્ત્ર વ્યકિતઓ આવી ગઇ. ચાલી ગઇ. આ કાચ્છાને પવિત્ર કરતી ગઇ.

મહાભારત અગર રામાયણના વખતને બાજૂએ રાખી આપણે માત્ર ઓગણીસમી સદીપર દષ્ટિ ફેરવશું તો સ્પષ્ટ જણાઇ આવશે કે એ સદીમાં ફત્તેહમહમદ જમાદાર, લક્ષ્મીદાસ કામદાર, સુંદર સોદાગર, પૂજ્ય પંડિત પિતાંબરજી, જેવા મહા—વીરમર્દ, મુસદ્દી, કર્ણ જેવા દાની, અને શાસ્ત્રસંપન્ન ધુરંધર વીરો આપણી ભૂમિપર પાકયા’તા કે જે વખતે હમણાં જેટલું વિજ્ઞાન કે અભ્યાસ આગળ વધ્યું ન હતું તથા હમણા જેટલા ભારે વેતન નો’તા અપાતા.

**ગૃહસ્થો ?** હું આગળ કહી ગયો તે પ્રમાણેજ ફરીથી કહું છું. કે કચ્છ એ વીરોની ભૂમિ છે. બીજા બધા દેશોની પ્રજા કરતાં પણ કચ્છી જનતા પોતાના દેશને, રાજવીને વધુ વફાદાર Grateful રહી છે; અને **“જિઓરા”**ની જય ઘોષણા એક બાળકના મુખમાંથી પણ હર્ષ સાથે બાહેર પડે છે; એના કારણોનું આપણે અન્વેષણ કરીશું તો જણાઇ આવશે કે વીર વિક્રમની ઓગણીસમી સદીની આખર સુધી કચ્છના રાજકર્તા રાજની ધુરા પોતાની વા’લી રૈયતના આગેવાન અને મુસદ્દી મનાતા નરોની સલ્લાહથીજ ચલાવતા

.....................................................................................

............**ગૃહસ્થો ?** આ બધું લખાઈ ગયા બાદ હું કહીશ, કે હમણાની ધોરણસરની પદ્ધતિ સ્થપાયા અગાઉ કચ્છ સ્વતંત્ર હતું. સુખી હતું. શૂરવીર હતું; કે જે વખતનું સ્મરણ યત્કિંચિત્ પણે કાયમ રાખવાને આ વીરોની જયંતી ઉજવવાના નિમિત્તે આ પુસ્તક લખવામાં આવ્યું છે.

---

અજસ્ત્ર=કાયમ; અમર,

"શ્રાદ્ધ" એ શબ્દ વિષે બહુ મારા મારી ચાલે છે. એક પક્ષ કહે છે કે શ્રાદ્ધ કરવું. જ્યારે બીજો કહે છે કે ના. મેં આ પર ખૂબ વિચાર કરેલો છે. ઘણી વખત કેટલાક ધુરંધર મનાતા પંડિતો સાથે વિચારોની 'આપ–લે' કરી છે. ઘણા પુસ્તકો જોઈ ગયો છું; અને આખરે એવા મત પર આવેલો છું કે "શ્રાદ્ધ એ શાસ્ત્ર સિદ્ધ ક્રિયા છે પણ તે અમુકજ મિતિએ અને તેમાં પણ ખાસ કરીને ભાદરવા માસના કૃષ્ણ પક્ષમાંજ કરવું એ પ્રથા કઢંગી છે. કાંઇ નામના જ બ્રાહ્મણોનેજ જમાડવાથી શ્રાદ્ધની સાર્થકતા જળવાતી નથી."

મરહૂમના આત્માને કે જે આત્મા અમર હોવાનું હાલનું વિજ્ઞાન પણ કબૂલે છે તે આત્માના સંતોષ દાખલ શ્રાદ્ધ કરવું એ ઉત્તમ છે. પણ તે શ્રાદ્ધનો અર્થ બ્રાહ્મણોને લાડુ કે દૂધ–પુરી જમાડવામાં નથી સમાઇ જતો. મરહૂમની શ્રાદ્ધ તિથિ જે મિતિના અને જે માસમાં આવતી હોય તે મિતિના રોજ પોતાથી બની શકિત રીતનું સંયમ પાળવું. અનાથાશ્રમ અને એવા બીજા ઉપયોગી ખાતાંઓને મરહૂમના નામથી મદદ આપવી. વિદ્યાને, વિદ્વાનોને ઉત્તેજન આપવું, તેમનું ઉત્તમ મનવર કરવું તેનું નામ શ્રાદ્ધ અને એ પદ્ધતિ અંગ્રેજ, પારસી, કે મુસલમાન બિરાદરોમાં પણ જોવામાં આવે છે.

પીરોના ઓરસની હકીકતોની ઐતિહાસિક ઘટનાઓ પર જો આપણે વિચાર કરીશું તો સેંકડે નવાણું ટકા જેટલા ઓરસ એ પીર સાહેબોએ જ્યારે પ્યાલો પીધો (સ્વધામ ગયા)હશે તેજ મિતિના રોજ તેની યાદમાં ભરાતા નજરે ચઢે છે.

કરોલ કાસમ, હાજીપીર, જખબૌંતેર, પીરાનપીર, ગુલમાલિશાહ, (=ગુલામઅલ્લીશાહ) રૂકનપીર, ભિખૂપીર, હકિમશાહ. એ રીતે જે જે મેળાઓની તવારીખો આપણે જોઇશું તો તે સરવે જે દિવસ તેવા મહાન નરો પોતાના દેશને માટે, ધર્મને માટે, કે ટેકને માટે પોત

---

મનવર=અતિથ્ય; સ્વાગત.
ઓરસ=મેળાઓ,

પોતાના પંથે પડયા હશે તેજ મિતિના રોજ દર વરસે એ મેળા ભરાતા હશે (છે); અને તે દિવસે હજારો લોકો એકઠા થૈ કાફીઓ, ભજનો વગેરે ગાઈ તે નરવીરોના આસ્થાનાને નજરે નિહાળી તેની વીરતાની ગાથાઓનું સ્મરણ તાજું થૈ આવતાં ઘડીભર દિગ્મૂઢ બની જાય છે. અને એવા મેળાઓને આપણે (એકજાતના) "શ્રાદ્ધ" તરીકેજ કબૂલીશું. શ્રાદ્ધ એટલે શ્રદ્ધા=જે શ્રદ્ધા પૂર્વક થાય તે.

પવિત્ર યજુર્વેદની શરૂઆતમાં કહ્યું છે, કે "યજ્ઞના પ્રકાર બે છે માનસિક અને કર્મીક" પૂજાપણ બે પ્રકારે થાય છે. માનસિક અને કર્મીક અને શ્રાદ્ધ એ યજ્ઞની મીમાંસા હોવાથી તે પણ બેજ રીતે થૈ શકે છે.—માનસિક અને કર્મીક.

માનસિક એટલે જેનું પૂજન—સ્મરણ, વિચારોથી થૈ શકતું હોય તે અને કર્મીક એટલે જેનું પૂજન કર્મ=કર્ત્તવ્ય=ક્રિયાઓથી થૈ શકતું હોય તે. આમાં માનસિકમાં યાદ કરવું, લખવું, ગાવું, વગેરે સમાઇ જાય છે. જ્યારે કર્મીકમાં તો ક્રિયા અને તે પણ રૂપક એટલુંજ સમાઈ જાય છે. અને તે દૃષ્ટિએ મેં મારા દેશના વીરનરોનું શ્રાદ્ધ માનસિક રીતે કરી તેને રૂપક બનાવી વાચકના કરકમળમાં રજુ કરૂં છું.

**ભાઇઓ** ! આપણા દેશની હસ્તી ઈ. સ. પૂર્વે સેંકડો વરસ પર હોવાની સાબિતી મળેલી છે. પ્રખ્યાત પાંડુ પુત્રો સંકટ વખતે આપણા દેશમાં આવ્યા'તા તે પણ હવે નિશ્ચિત મનાય છે. એવી ગૌરવશાલી ગાથા યુકત ભૂમિના વીરોનું જો સંશોધન કરવામાં આવે તો મને ચોકસ ખાતરી છે કે "ટૉડ રાજસ્થાન" જેવા એક બે નહીં પણ ૨૫–૫૦ પુસ્તકો ભરાય તેમ છે. અને હું ખાતરીથી કહું છું કે જો તેવા ગામોની પૂરાતન બાબતોની ચીવટ ભરી શોધ ચલાવવામાં આવે તો એકે એક ગામનું એકેકું જુદું અને મોટું પુસ્તક ભરાય તેટલી સામગ્રી મલી શકે તેમ છે કે જે વાંચ્યા પછી દરેક કચ્છી આનંદ અને અજાયબી સાથે ખીલી નીકળશે કે મારા પૂર્વજો નેપોલિયન, શેકસપિયર, ઍાલફ્રેડ ધી ગ્રેટ. રૉબીનહૂડ, અને ગ્લૅડ-

સ્ટનને પણ વટાવી જાય તેવા વીર, વિદ્વાન, દાનવીર મર્દ લૂટારૂ, અને ચાણક્ય, રત્નો હતા. અને તેમના ચારિત્રોનો ઈચ્છવા લાયક ભાગ પોતે ગ્રહણ કરવાની કોશિશ કરે કે જેથી એ અગર એની સંતતિ તેવી બને. હમણાં તો;

"જાઇ કે બુદ આન દિલસિતાન બા દુસ્તાન દર બુસ્તાન
શુદ ગુગેૌ રૂએહ રા મકાન, હમ બુમો કિરગિસ રા વતન"

(જે બાગ બગીચામાં સુંદર સ્ત્રીઓ પોતાના પ્રેમીઓ જોડે આનંદમાં દિલ બહેલાવતી હતી, તે ફુલવાડીમાં આજે વરૂ અને શિયાળવાં ભટકે છે, તે મહેલોના ખંડિયેરો ઉપર ઘુવડો અને ગીધોએ પોતાનું ઘર કર્યું છે.)[1] એના જેવુંજ પ્રસિદ્ધ શાયર ઉમ્મર ખય્યામ નીચે મુજબ કહે છે:—

"આં કસૂર કે બર ચર્ખ હમી ઝદ પેહલુ
બર દરગહે ઉ શહાન નેહા દન્દી રૂ
દીદીમ કે બર કંગરે અશ ફાખતઇ
આવાઝ હમી દાદ કે કૂ કૂ કૂ કૂ " (×)

(પેલો મહેલ આસમાનની બરાબર હતો એના ઉમરા ઉપર બાદશાહો નોકરી ભરતા. મેં જોયું તો એના કાંગરાપર એક હોલી પૂકારતી હતી કે કૂ. કૂકૂ. કૂ—કોણ છે? કોણ છે?)

"રહે છે ઉલ્લુ ગુલ્શનમાં હતો જ્યાં વાસ બુલબુલનો
મયૂરા જ્યાં હતા ત્યાં કાગડાઓ રાગ ગાએ છે." [2]

એ થૈ ગયેલા વીર મર્દ, નર રત્નોનાં રહ્યાં સહ્યાં અવસેષોની પણ આ સ્થિતિ થતી જાય છે. વીર કારાયલની મેડી હજુ હાજર છે. પણ તે માત્ર પાંચ આઠ પથ્થરના આકારમાંજ. સુંદર કપૂરદે' ની વાવ હૈયાત છે પણ તે માત્ર એક એંધાણી દાખલજ. પ્રખ્યાત

(૧) "પ્રસ્થાન" પુસ્તક ૬. અંક ૫ મો. પૃષ્ટ ૩૦૧.

(×) "ગુ. પુ. મં. પુ. ૩ જું. પૃષ્ટ. ૧૨૩

(૨) શ્રી નારાયણ વીશનજી ઠક્કુર કૃત "કત્લેઆમ" પૃષ્ટ. ૧૩૮.

ઝારાના યુદ્ધની ભૂમિ હજુ એજ સ્થિતિમાં ઊભી છે. પોતાના વાલા વતન માટે શિરની કુરબાની કરનારા કૈં એક વીરો એ યુદ્ધમાં એ ભૂમિપર હોમાઇ ગયા. કૈં એક આશા ભર્યા યુવાનો એ ભૂમિપરથી અમરપંથને રસ્તે પડયા. તે બધાની ખેદ પમાડે એ રીતની સમાધિયો અસ્થિયોના ઢગલાના રૂપમાં ઝારા પર હજુએ કોઇ કોઇ જગોએ દૃષ્ટિગોચર થાય છે. અને પાંચ પચીસ વરસે એ ગૌરવશાળી ઠેકાણાઓ પણ જનતાના સ્મૃતિપટ પરથી ભૂંસાઈ જશે.

"ઇતિહાસ એ એક આરસી છે." અને તે પણ કયાં સુધી કે જયાં સુધી તેને સાફ સુફ રાખવામાં આવે. પણ જો તેના પર વિસ્મૃતિરૂપી ધૂળના થર બાઝી જાય તો "**ઇતિહાસ એ એક કોલસો છે.**" એમ શું નહીં કહેવાય? અને તેમાં પણ કચ્છનો ઈતિહાસ કે જેના વીર તનુજો હજુ સુધી પણ પોતાની વીરતા, સાહસિકતા ઉદારતા અને મુસદ્દીપણા માટે સર્વમાં અગ્રસ્થાન ભોગવે છે તેવા પ્રસિદ્ધ નરવીરોની જન્મ ભૂમિનો ભવ્ય ઇતિહાસ—યા માલિક?—શું હીરાઓની દટાયેલી એક ખાણ જેટલોજ શોભતો રે'શે? અને એ સ્થિતિ ટાળવાને શ્રી રાજે બનતો પ્રયાસ આદરવો જોઈએ.

પોતાના વિદ્યાર્થીઓ ઇગ્લેંડમાં ના. શહેનશાહની કચેરી કેવા પ્રકારની છે? પ્રધાન મંડળ કેવી રીતનું છે? ઈગ્લાંડના મહાન મુસદ્દીનું નામ શું? તે શિખડાવવા માટે રાજ જેટલે અંશે પૈસાનો અને વખતનો વ્યય કરે છે તેના ૧/૪ ભાગ જેટલું પણ ખરચ શ્રી કચ્છરાજ પોતાને પીછાણવા માટે કરે તો પણ તેમાંથી ઘણું સારૂં પરિણામ લાવી શકાય.

ઈ. સ. **૧૯૧૩ માં સર રતન જમશેદજી તાતા** એ દર વરસે રૂપીઆ બાવીસ હજારની મદદ આપી ઇતિહાસપર પ્રકાશ પડે તેવા ઉદ્દેશ માટે અમુક મુદ્દત સુધી પુરાતત્ત્વ શોધન ખાતા [ Research work ] ની શરૂઆત કરી. એ ખાતાના સુપરિન્ટેન્ડન્ટ તરીકે ડૉ. સ્પૂનર નામના એક સાહિત્ય પ્રેમી ગૃહસ્થ નિમા-

યા'તા. અને તેના પરિણામ રૂપે દુનિયા અજાયબ પામી, તેવા પુરાવાઓ આ ભારતના ઇતિહાસને દીપાવનારાં મળ્યાં. જે જે રાજા મહારાજાઓના નામોને જનતા કલ્પિત હોવાનું માનતી'તી તેવા તેવા મહારાજાઓના મહેલો, દેવળો મલી આવ્યાં. અને જો શ્રી કચ્છરાજ તેવા કામ પછવાડે પોતાનીજ જન્મ ભૂમિ માટે પોતાના વૈભવના પ્રમાણ પૂરતું ખરચ કરે તો શું એ જેવું પરિણામ ન આવે કે?! અલબત આવે જ.

(૧) આ બાબતમાં ભાવનગર, રાજકોટ, માઇસોર, ત્રાવણકોર હૈદ્રાબાદ, કાશ્મિર, ઉદેપુર, ઝાલાવાર, ગ્વાલિયેર, ભોપાળ, વડોદરા જૂનેગઢ; વગેરે રાજ્યોએ ઘણું જાણવા યોગ કરી બતાવ્યું છે.આમાં કેટલાંક રાજ્યોએ પ્રાચીન વસ્તુઓ એકઠી કરી સંગ્રહસ્થાનો ખોલ્યાં છે. કેટલાકોએ જૂના જૂના શિલાલેખો, તામ્રપત્રો દાનપત્રોની શોધ ખોળ ચલાવવાને મોટા મોટા ધુરંધર મનાતા પંડિતોને રોકયા છે. કેટલાક રાજ્યો પોતાના રાજ્યમાં આવા પુરાતન સ્થળો અને વીર મર્દોના ઇતિહાસોનું સંશોધન કરવા માટે ખાસ ખાતાંઓ ખોલી તેવી શોધો કરાવી પોતાના દ્રવ્યનો સત્તાનો, અને ડહાપણનો સદુપયોગ કરી રહ્યા છે.

ભાવનગર જેવા સંસ્થાને ( state ) કેટલાક વિદ્વાનો દ્વારા કાઠિયાવાડ, ગુજરાત અને રાજપૂતાનાના અનેક શિલાલેખો અને દાનપત્રોની નકલો મેળવી એક પુસ્તક ("ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ") દ્વારાએ તેને પ્રકાશિત કરેલ છે. રાજકોટમાં "વૉટસન મ્યુઝીયમ" નામના એક સંગ્રહસ્થાનમાં કેટલાએ લેખો, તામ્રપત્રો, શિક્કાઓ, પ્રાચીન શિલ્પકળાના (અજાયબી પમાડે તેવા) નમુનાઓ આદિનો સારો સંગ્રહ થયો છે. માઇસોર રાજ્યે પણ આવું એક સંગ્રહાલય સ્થાપ્યું છે. અને સાથે "આર્કિઓ લૉજીકલ ડિપાર્ટમેન્ટ" પણ ઉઘાડયું છે. જે દ્વારા આજ સુધીમાં અનેક રિપોર્ટો, પુસ્તકો, અને લેખ સંગ્રહો છપાઇ પ્રસિદ્ધ થયાં છે. ત્યાંથી "એપિગ્રાફીઆ

કર્નાટિકા" નામની એક સીરિઝ નીકળે છે જેની અંદર હજારો શિલા લેખો, તામ્રપત્રો, ઇત્યાદિ પ્રસિદ્ધ થયાં છે, ત્રાવણકોર, હૈદ્રાબાદ, અને કાશ્મિરના રાજ્યોએ પણ આ કામ સ્વતંત્ર રીતે કરવા માંડયું છે. એ સિવાય ઉદેપુર, ગ્વાલિયેર, ભોપાળ, વડોદરા, જૂનેગઢ, ભાવનગર રાજ્યમાં પણ સ્થાનિક સંગ્રહાલયો થતાં જાય છે. ગવરમેંટે પણ આ ખાતા માટે ઘણું કર્યું છે અને હજુ પણ કરે છે.

"કનિંગહામના રિપોર્ટપરથી સરકારની ખાતરી થૈ કે—આખું હિંદુસ્તાન મહત્વપૂર્ણ સ્થાનોથી ભરેલું છે અને તે બધાની શોધખોળ થવાની આવશ્યકતા છે એટલા માટે આખા હિંદુસ્તાનની શોધ ખોળ કરવા માટે કનિંગહામ સાહેબને ડાયરેક્ટરને બદલે ડાયરેક્ટર જનરલ બનાવ્યા અને તેમની મદદમાં બીજા વિદ્વાનોની નિમણૂક કરી. પરંતુ ૧૮૭૪ સુધી એકલા કનિંગહામ સાહેબજ ઉત્તર હિંદમાં શોધ ખોળ કરતા રહ્યા આથી દક્ષિણ ભાગમાં શોધ ખોળ કરવા માટે સરકારે ૧૮૭૪ માં ડૉ. બર્જેસ નામના એક સાહિત્ય પ્રેમી ગૃહસ્થની નિમણૂક કરી. (૧)"

આ નોંધ પરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે ના૦ સરકારે આ બાબતમાં સારી ચીવટ બતાવેલી છે. અને હજૂ પણ જો વધુ શોધખોળ કરવામાં આવશે તો બીજા પણ ઘણા સરસ વૃત્તાંતો મલી શકે તેમ છે.

અમારા ખુદાવંદ નામદાર મહારાઓ શ્રી સર **ખેંગારજિ સવાઈ બહાદુર** G.C.S.I.G.C.I.E. માલિક મુલ્કે કચ્છ. અને તેમના યુવરાજ કુમાર ખુદાવંદ નામદાર **શ્રી વિજયરાજજિ સાહેબ બહાદુર** કેલવણીના ખાસ હિમાયતી છે, દર વરસે સારી જેવી રકમો તે પછવાડે ખરચાય છે. તેવણ નામદારોને રૈયત પ્રત્યે ઉત્તમ ચાહના છે. તેવણ નામદારો વીર અને તેના ચાહકો છે. ઇતિહાસના ખાસ

(૧) વધુ માટે વાંચો "આર્ય વિદ્યા વ્યાખ્યાન માળા" પુ. ૩ જું.

શોખીન છે. અને આ લખતી વખતે મને મજબૂત આશા છે, કે તેવણ નામદાર સાહેબો અને તેમનું કારોબારી મંડળ મારા આ લખાણપર અવશ્ય લક્ષ આપશેજ અને વારસીક અમુક ગ્રાંટ સાથેનું એવું એક શોધ ખોળ ખાતું (Research Work) ખોલી કચ્છના ઇતિહાસ પર નવીન પ્રકાશ પાડી પોતાના દેશને વધુ આભારી બનાવશે.

**મિત્રો** ! આ પુસ્તક લખવાની પ્રેરણા મને સંવત ૧૯૮૨ની સાલમાં થૈ કે જે વખતે હું રાજના ડિસ્ટ્રિકટ વેકસીનેટરની જગોપર ( નોકરીએ ) હતો. અને તે કામગીરી પ્રસંગે મારે દરરોજ નવા નવા ગામડાઓની મુલાકાત લેવી પડતી. એ વખતે દરરોજ જુદા જુદા વાતૂડિયા લોકો સાથે મારો પરિચય થતો અને તેમની એ દંત કથાઓમાં મને કૈંક સત્યનો ભાસ જણાયો. મને વિચાર થયો, કે "એ રીતે પણ હું મારા વતનની કેટલેક અંશે સેવા બજાવી શકું તેમ છું." મેં મારી ઇચ્છાઓ અમલમાં આણી અને તેવા સ્થળોની રૂબરૂ મુલાકાત લૈ (ડાયરી) બુકમાં કેટલીય નોંધો કરી લેતો અને દંતકથાઓનું ટિપ્પણ કરવા સાથે આજુ બાજુના સંયોગો ધ્યાનમાં લૈ મારા વિચારો પણ નોંધી લેતો. આ સ્થિતિ લગભગ ૮૫ સુધી ચાલી. જોકે મારી આ શોધ અપૂર્ણ હતી (છે) છતાં પણ તે સર્વ એક પુસ્તક આકારે પ્રસિદ્ધ કરવાની ઇચ્છા થૈ. કારણ કે એથી કચ્છી જનતાનું દિલ માપી શકાય અને જો મારા આ પહેલા સાહસને કચ્છી જનતા વધાવી લેશે તો હું મારેથી બની શકિત કોશિશે બીજી વધુ હકીકતો એકત્ર કરી તેને પ્રકાશમાં લાવી શકીશ. પણ તે બાબતમાં હું ફરીથી કહીશ કે રાજની મદદ વિના તે બાબતનો પરિશ્રમ ફોકટ છે. કારણ કે કેટલાક ગરાશિયાઓ અને જમીનદારોના ઘરમાં સાહિત્યને ઉપયોગના કેટલાક લેખો, દસ્તાવેજો, તામ્રપત્રો, ચોપડાઓ, આદિ પડેલું છે અને તે રાજની સંમતિ કે મદદ વિના મળી શકે નહિ તેવું છે. (આ બાબત તેવા જમીનદારોએ ભાયાતોએ પણ વિચારવા જેવી છે. પોતાના દેશનું સાહિત્ય

બીલે કેટલીક નવીન બાબતોપર પ્રકાશ પડે એ પણ દેશની એક જાતની સેવા કર્યા જેવુંજ છે, અને મને આશા છે, કે સુજ્ઞ એવા જાડેજા ભયાતો મને પોતાથી બની શકે તેટલી મદદ આપશેજ.) તેમજ એવી શોધ ખોળ ચલાવતાં પૈસાનો મોટો ભોગ આપવો પડે તથા કેટલાક જમીનદારોની હદમાં તેવી શોધખોળ ચલાવતાં તેમના તરફથી ડખલગીરી થવાનો પણ ભય રે' છે અને તે બધું ટાળવા માટે રાજની બાંહેધરીની ખાસ અગત્ય છે. અને જો કચ્છરાજ આ વાત મનપર લે તો અવશ્ય એ દિશામાં ઘણું આગળ વધી શકાય.

જો કે આજ લગભગ છ સાત વરસ થયા હું કેટલાક પત્રોમાં મારી જૂદી જૂદી સંજ્ઞાઓથી લેખો લખું છુ પણ આ રીતે ઐતિહાસિક વિષય અને તેમાં પણ ખાસ કરીને કચ્છના ઇતિહાસપર લખવાનો મારે આ પ્રયાસ પહેલોજ છે, અને તેથી હું પોતે પણ કબૂલ કરૂં છું કે મારૂં આ કાર્ય અવશ્ય અપૂર્ણ હશેજ. એમાં ઘણી બાબતોની ઊણપ અને ખામીઓ હશે પણ તે દરગુજર કરવી એ ઉદાર વાચકોની ફરજ અને મારી પ્રાર્થના છે.

**ગૃહસ્થો !** આ પુસ્તક ખૂબ વિચારપૂર્વક લખાયું છે. અને તેના બધાંય સ્થળો મેં મારી જાતે જોયાં છે. ભાટ, બારોટ, ચારણ અને જન લોકો પાસેથી મેં તેની વીગતો વારતા અને કાફીઓના રૂપમાં સંભાળપૂર્વક સાંભળી છે. કેટલાક પુસ્તકો સંભાળ પૂર્વક તપાસી ગયો છું અને તે બધી હકીકતો ધ્યાનમાં લૈનેજ મેં આ પુસ્તક લખેલું છે. તો પણ આપે એટલું ખાસ ધ્યાનમાં લેવાનું છે. કે "ઐતિહાસિક પુસ્તકમાંનો દરેકે દરેક શબ્દ કૈં ઐતિહાસિક હોતો નથી." પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી નારાયણભાઈ વીશનજી ઠક્કુર પણ વારંવાર કે' છે, કે આખું પુસ્તક કૈં ઐતિહાસિક હોતું નથી. પણ તેમાં મૂળ ઘટનાજ માત્ર ઐતિહાસિક હોય છે. અને તેને વજનદાર બનાવવા માટે આજૂ બાજૂના પાત્રો અને વિષયો નવીન રીતે ઉભા કરવા પડે છે. કેટલાક પાત્રો કલ્પિત લેવા

પડે છે. અને મૂળ ઘટનાને બાધ ન આવે તે રીતે ઐતિહાસિક પુસ્તક લખાય છે.[૧] અને તે હકીકત હું મારા આ પુસ્તક માટે દાખલ કરૂં છું.

આ ઉપરથી આપ સમજી શકયા હશો કે, ઐતિહાસિક વસ્તુ જેટલે દરજ્જે બોલી જવામાં સહેલી છે તેથી વિશેષ દરજ્જેની અઘરી લખી જવામાં છે અને ઐતિહાસિક વસ્તુનું મૂળ કાયમ રાખી તેને રસિક બનાવવા માટે તે સાથે બીજું કિંચિત્ કલ્પનામય ઉમેરવામાં આવે તો તે ઐતિહાસિક નવલકથાના ધર્માનુસાર (પદ્ધતિ) વાજબીસરજ કહી શકાય.[૨] ( આને લગતા બીજા પૂરાવા ઘણા છે પરંતુ લંબાણ થઈ જવાના ભયથી આપ્યા નથી.) અને મેં પણ મારા આ પુસ્તકની બાબતમાં કૈંક અંશે તેવું લીધેલું છે, પરંતુ તે પ્રોફેસર સાહેબ મી મેકમિલનસાહેબના અભિપ્રાય મુજબજ માત્ર ઐતિહાસિક ઘટનાને કંઈક રસપૂર્ણ=ઉત્સાહ વર્ધક=બનાવવાના નિમિતસરજ અને " **ઇતિહાસની સત્ય ઘટનાને કોઇપણ**

---

(૧) "નવલકથાના ધર્મને અનુસરીને જો કે પ્રસ્તુત વાર્તામાં કેટલાક કાલ્પનિક પ્રસંગો ઉમેરેલાં છે. છતાં સત્ય ઐતિહાસિક ઘટનામાં કોઇપણ પ્રકારનો વિપર્યાસ કર્યો નથી." 'કત્લેઆમ' (શ્રી નારાયણ વિશનજી ઠક્કુર કૃત) પૃષ્ટ. ૭.

(૨) "ઐતિહાસિક પ્રસિદ્ધ ઘટનાઓને સરસ રસોત્પાદક કથાના સ્વરૂપમાં વર્ણવવી એ ઐતિહાસિક નવલકથાઓનું મુખ્ય લક્ષણ છે. બનતાં સુધી ઐતિહાસિક નવલકથામાં ઇતિહાસથી વિરૂદ્ધ ન લખાવું જોઇએ. પરંતુ કવચિત્ રસની વૃદ્ધિ કરવા માટે ઇતિહાસને બાધ ન આવે એવી રીતે જો કિંચિત્ કલ્પના અદ્ભુત ઘટનાનો તેમાં સમાવેશ કરાય તો તે ક્ષમ્ય મનાય છે. એ પ્રમાણે લખાયલી ઐતિહાસિક કથાઓ ઇતિહાસનાં નીરસ પૃષ્ઠોના વાંચન કરતાં પોતાના વિવિધ રંગીય વર્ણનોથી વાચકોના હૃદયમાં ઘણી જ ઊંડી છાપ પાડી શકે છે, એમ જે પ્રો. મેકમિલન કહે છે તે અક્ષરે અક્ષર સત્ય છે." શ્રી. ના. વિ. ઠક્કુર કૃત. "પદ્મિની" પૃષ્ટ. ૬ ઠું.

**પ્રકારની બાધ ન આવે તે ધ્યાનમાં લૈનેજ લખેલું છે "**
આટલો ખુલાસો કર્યા પછી હું મૂળ મુદ્દાપર આવીશ.

કેક સૈકાઓપર બની ગયેલી હકીકતોને ભાટ, ચારણ, બારોટ અને વૈયાવંચ મનાતી કોમો તે બનાવને રસિક બનાવવા માટે તે મૂળ ઘટના સાથે ( ઈતિહાસના ધર્મને અનુલક્ષી ) પોતાના બુદ્ધિબળથી કેટલીક નવીન હકીકતોની સેળભેળ કરી એવી ગૂંચ-વણ ઉભી કરે છે, કે તે પછી એ આખી વસ્તુસ્થિતિમાં મૂળ અને સત્ય ઘટના કેટલી તે પણ સમજવું મુશ્કેલ બને છે. અને ધીમે ધીમે તેવા વીર રત્નોની ઘટનાપર એવા વાચાળ લોકોની કલ્પ-નાના મોટા થર બાઝી જાય છે. કેટલાક પુસ્તકો તપાસતાં જણાય છે કેઃ—

" વીર **કારાયલ** વિક્રમ સંવત ૧૨ ની આખરીએ અગર તેરની શરૂઆતમાં થૈ ગયેલો હોવો જોઈએ તે એક વીર મર્દ, અને દાનેશ્વરી હતો, તેનું પહેલાંનું રે'ઠાણ ગરડામાં 'છારી' નામક ગામની બાજુમાં એક (મણીઆરા) ડુંગર પર હતું. એક વખત **કારાયલના** વડીલો નગરસમૈ **(નગરઠઠ્ઠા)** ના રાજકર્તા હતા પણ સુમરાઓએ તે રાજ તેમની પાસેથી ઝૂંટવી લીધેલું હોતાં કારાયલે તેમની સામે બારવટું આદરેલું કારાયલના વડીલો સિંધમાંથી નાસી આવી આંહી (છારીમાં) ભરાયા'તા (છારીમાં રહીને) કારાયલ સિંધમાંથી લૂંટ કરી આવતો અને તેનો મોટો ભાગ તે પોતાના આશ્રિતો, યાચકોમાં વહેંચી આપતો, વખત જતાં મોડાસા[1] પરગણામાં આવેલ પોલડિયાના રહીશ અને સંગાર નામક જ્ઞાતિના જમોતરની એકની એક ખૂબસૂરત કન્યા સાથે

---

(૧) હાલે મોડાસાના કેટલાક ગામો **માંડવી** તાલુકા તથા **અબડાસા** તાલુકા હેઠળ છે.

તેનું લગ્ન થયું અને તેની વીરતા જોઇ પોલડિયાના કાઠી ઠાકોરે[1] તેને પોતાની નોકરીમાં રાખ્યો. ”

આટલે સૂધી બંને પક્ષોનું કહેવું મળતું આવે છે અને હવે મૂળ તકરાર અહીંથી ઉત્પન્ન થાય છે. આપણે બંને બાજુની હકીકતો તપાસી જઇશું.

એક નાની સાઈઝની છાપેલી બુક મારા વાંચવામાં આવી છે. પણ તે પરના આગળના કેટલાક પાનાઓ ફાટી ગયેલા હોવાથી ( તે પર ) તેના લેખક, પ્રકાશક, કે પ્રિન્ટરનું નામ સુદ્ધાંત મળતું નથી. તેમજ તેની ભાષા શૈલી પણ બારોટોની ભાષાને ઘણી ખરી મળતી આવે છે. તથા ચારેક વખત મેં ભાટ અને ચારણો પાસેથી એ વીર **કારાયલ**ની વારતા સાંભળેલી છે. અને તે પરથી એવા અનુમાનપર આવ્યો છું કે એ ચોપડી અને દંતકથા એકજ પ્રકારની છે. પુસ્તકમાં લખેલું છે, કેઃ—“આશ્રિતો ધીમે ધીમે પોલડિયે આવવા લાગ્યા. અને કારાયલ તરફથી તેવાઓને ભેટ મળવા લાગી. દુષ્કાળ પડતાં યાચકોની સંખ્યામાં વધારો થયો. અને **કારાયલ**ની મૂડી ખલાસ થૈ ગૈ. એટલે કારાયલ અને તેનો પુત્ર **વીંઝાર** પોલડિયાના દરબારનો ખજાનો લૂંટવાને ચાલ્યા. તેમણે પહેલે દિવસે ખજાનો લૂંટયો એટલે દરબાર સાહેબે તથા કારભારીએ એક યુક્તિ રચી. દરબાર ગઢને ફરતી એક ખાઇ ખોદાવી તેમાં કીલ ભર્યું. **કારાયલ** તેમાં સપડાયો. **વીંઝાર** તેનું મસ્તક લૈ ચાલતો થયો. પછી કારભારીએ **કારાયલ**નું શબ ગામ ઝાંપે રખાવ્યું. પહેલે દિવસે **વીંઝારે** યુકિત રચી દાહ આપ્યો. ત્રીજે દિવસે રાખ ઠારી અને છેવટે કારભારીનું માથું પણ વાઢયું અને આ બધું બન્યું પોલડિયામાં. ” આ બાજુના લોકોમાં **કારાયલ** વિષે જે હકીકત ઠસાઈ ગૈ છે તેનો ટુંક સાર મેં ઉપર મુજબ

---

**(૧) આ વખતે પોલડિયા પર કોની હકુમત હતી ? એ પ્રશ્ન શંકાષ્પદ છે. કારાયલનો કાળ નિર્ણય હજુ ચોકસ થયો નથી. સંશોધન ચાલુ છે.**

આપ્યો છે. અને જે બુક મારા વાંચવામાં આવી છે તેમાં પણ એજ હકીકત છે. હવે આપણે ઐતિહાસિક દૃષ્ટિએ એ પર વિચાર કરીએ.

" **કારાયલ** પોલડિયે આવ્યો અને નોકરીએ રહ્યો " એટલું તો સર્વ કબૂલે છે. પણ તે વખતે દુકાળ હતો. આપણે કચ્છનો ઈતિહાસ તપાસીશું તો જણાઈ આવશે, કે આગળ "**બળિયાના બે ભાગ** " જેવું હતું. શૂરવીરોનો એ જમાનો હતો. મારે તેની તલવાર હતી જમીનદારો એક બીજાની જમીન દબાવવા માટે માથાઓની કુરબાની કરતા. જોત જોતામાં સેંકડો વીરોનાં હસતાં મુખડાં એ યજ્ઞમાં હોમાતાં તે વખતે પોલડિયાની જમીન ફળરૂપ હતી. (હજુ પણ છે) અને તેની આથમણી સીમ પાણીના ઝરાઓ ઘાસ, અને ચાસથી ખીચોખીચ ભરાયલીજ રે'તી અને દુષ્કાળ વરસના કારણે આજુબાજુના ગરાશિયાઓ પોતાનું પશુધન એમાં ચોરી છૂપીથી ચારી જતા. આ ફરિયાદ પોલડિયાના ઠાકોર પાસે પહોંચી અને તેમણે પોતાની એ સીમની રક્ષા કરવા માટે વીર પુરૂષની તપાસ કરાવી. કારણ કે જો ઠાકોર પોતાની એ સીમની રક્ષા વેળાસર ન કરે તો બીજા લોક તેને ઉજ્જડ બનાવી મૂકે. અને જો તેમ થાય તો પછી પોતાના પશુધનનું શું? એ વિચાર બધાને થયો. પ્રસંગોપાત કારાયલથી પરિચય થયો અને એ માટે તે યોગ્યજ હતો. ઠાકોરે તેને પોતાની આથમણી સીમનો રક્ષક (હવાલદાર) નીમ્યો. અને કારાયલના રહેવા માટે ઠાકોરે એક મજબૂત બાંધણીની જગ્યા તે સીમમાંજ એક ટેકરી પર બંધાવી આપી કે જેથી તે (જગા) પર ચઢતાંજ સીમનો મોટો ભાગ દ્રષ્ટિગોચર થાય. ( આ જગ્યા "સ્મૃતિપટ્ટ" ના રૂપમાં **પોલડિયાની આથમણી બાજુના એક ડુંગરપર હજુ ઉભેલી છે. ગામ અને ડુંગરનું ૧॥–૨ મૈલનું છેટું છે.) કારાયલ** અને તેનો પુત્ર **વીંઝાર રાત્રી દિવસ એ સીમનું રક્ષણ કરવામાં રોકાયા.** "

આહીં મત ભેદ છે. દંતકથાઓ કહે છે, કે “**કારાયલ પોલડિયાના ઠાકોરનો ખજાનો લૂંટતો.**” પણ ઐતિહાસિક પુરાવાઓ તે વાતને જૂઠી પાડે છે. “**કારાયલ** વીર, મર્દ, નિમક-હલાલ અને દાનવીર પુરૂષ હતો. આશ્રિતોનો પાળક હતો. અને તે વાત ભાટ, બારોટ, ચારણ, વગેરે પણ કબૂલે છે. ત્યારે અહીં એકજ પ્રશ્ન રે' છે, કે “**આવો ઇતિહાસ પ્રસિદ્ધ મર્દ, અને ધર્મને પીછાણનાર વીર કારાયલ શું કૃતઘ્ની કે નિમકહરામ થયો હતો ?**” મેં એ પર ખૂબ વિચાર કર્યો છે અને છેવટે એવા નિર્ણય પર આવ્યો છું કે “**કારાયલ તેવો નિમક-હરામી કે કૃતઘ્ની નો'તો બન્યો**” અને તેનું મોત પણ એ ધર્મની ટેકને વળગી રહેવાથીજ થયું હતું. કારણ કે **કારાયલનો** સસરો પોલડિયા અને તેની આજુબાજુ ગામડાઓમાં રે'તા **સંગાર** નામક જાતિનો એક સત્તાધીશ જમાતર હતો. અને તેના એકજ હુંકારે સેંકડો લઠ્ઠબંધ યુવાનો પોલડિયા જેવા પાંચ–પચાસ ગામ ભાંગી નાખવાને પૂરતા હતા. અને ઇતિહાસ પણ સાક્ષી પૂરે છે કે **કર્પૂરદે**'નો પિતા **સારોજી** સંગાર પોલડિયાના ઠાકોરનો ખાસ મિત્ર થતો' તો. જમાતર એ શૂરવીર કોમનો તાજ વિનાનો રાજા હતો. અને જો તે પોલડિયા ગામમાં અને તે પણ વીર જમાતરની હાજરીમાંજ જો **કારાયલનું** મૃત્યુ થાય તો હમણા હસ્તી ધરાવતું પોલડિયા તે વખતે હયાત રે'ત, કે નહીં ? તે એક શંકા છે પણ “ **કારાયલ** તથા **વીંઝાર** પોતાનું વતન ( કચ્છ) મૂકીને સિંધના પાયતખ્તમાં લૂંટ કરવાને ગયા હતા” એજ બીના ચોકસ ઠરે **છે–અને એ રીતે આપણે જોશું તો એ મુજબ કૈં એક વીરોની ગાથાઓ ઉપર એ વાંતુડિયા લોકો તરફથી ( ઇતિહાસના ધર્મનો ભંગ કરનારી ) કલ્પનાઓના થર ચઢાવવામાં આવ્યા છે જે અટ-કાવવા માટે શ્રીરાજે એક “પબ્લીક શોધખોળ ખાતુ” સ્થા-પવું અગત્યનું છે.**

**ભાઇઓ!** મેં આપને ઉપર જણાવ્યું છે તેમ આ પુસ્તક ખૂબ વિચારપૂર્વક લખાયું છે. (અને તેનો ખ્યાલ એ દિશામાં પ્રવૃત્તિ કરનારજ જાણી શકે) તોપણ તેને સુધારવા માટેની તથા તે (પુસ્તક) પ્રજાને વધુ ઉપયોગી અને તેના આદરને પાત્ર બને તે માટે બનતી કોશિશ કરવામાં આવી છે. અને વાચક બિરાદર જાણીને ખુશ થશે કે આ પુસ્તક છપાઇને પ્રસિદ્ધ થાય તે અગાઉ કચ્છના મારા કેટલાક વિદ્વાન મિત્રોને (તે) તપાસવા માટે મોકલાયું'તુ જેમાંના મુખ્ય પૂજ્ય જૈન મુનિમહારાજશ્રી **પદ્મવિજયજી** સાહેબ તથા પૂજ્ય મુનિમહારાજ **શ્રી બાલવિજયજી સાહેબ** (પ્રસિદ્ધ પુસ્તક "મહિલા મહોદય"ના કર્ત્તા)ના નામો મુખ્ય આવે છે. આ પૂજય સાહેબોએ પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી મારૂં આ પુસ્તક તપાસી આપી મને આભારી કરેલ છે. અને તેવા મારા માનવંતા મિત્રોની નામાવલીમાં હું આ મુજબ મારા બીજા શુભેચ્છક મિત્રોનો વધારો કરી મારો આનંદ પ્રદર્શિત કરૂ છું.

(૧) રા. રા. સાક્ષરવર્ય શ્રી વૃજલાલભાઇ ભગવાનલાલ છાયા. M.A.B.SC. ઉપ પ્રમુખ "કચ્છી સાહિત્યસભા" (૨) રાવ. સાહેબ શ્રી. મગનલાલભાઇ દલપતરામ ખખ્ખર J.P. રા. રા. શ્રી ઝવેરચંદ મેઘાણી. B.A. (સૌરાષ્ટ્રની રસધારા"ના લેખક) ૩, રા. રા. બી. એન મહીશેરી. તંત્રી "સ્વદેશ" (૪) રા. રા. રમેશભાઈ રંગનાથ. ઘોરખાન B.A. તંત્રી "બ્રહ્મદેશ" (૫) પૂજ્ય શ્રી મતિ બહેન શ્રી લક્ષ્મીબહેન. ગોકળદાશ ડોસાણી. તંત્રી "સમાજ જીવન" (૬) શ્રીમાન ગોકુલદાસભાઈ દ્રારકાદાસ. રાયચૂરા તંત્રી "શારદા" (૭) શ્રીમાન નેણસિંહભાઇ તેજપાળ ઠકર. (૮) શ્રીમાન મંગળદાસભાઈ મેગજી ઠકર ગુંદીયાળીવાલા (૯) શ્રીમાન લાલજીભાઇ સુંદરજી રાઘાણી (૧૦) શ્રીમાન મીઠુભાઇ વેલજી સોનાવલા (૧૧) શ્રીમાન દામજીભાઇ ગાંગજી ઠકર વરાડિયાવાલા (૧૨) શ્રીમાન ખટાઉભાઇ કુંવરજી રાઘાણી કોટડીવાલા (૧૩) શ્રીમાન રામજીભાઇ જેરામ ખાંટ નાગરેચાવાળા (૧૪) અને પ્રસિદ્ધ દાનવીર શેઠ;—દુઃખીઆનો

**આં-બેલી:—શ્રીમાન કાનજીભાઈ જાદવજી મોનાણી** કોટડીવાલા.
આ શ્રીમાનોનો હું આ તકે અંગત આભાર માનવાની રજા લઉં છું.

આ ભાઈઓમાંથી કેટલાકોએ મારા આ પુસ્તકના છાપેલા પ્રૂફો જાતે તપાસી આપી કેટલીક ખામીઓ સુધરાવરાવી છે. જ્યારે કેટલાકો એ મારા આ પુસ્તકને વધુ સુંદર બનાવવા માટે કેટલાક સાહિત્ય રત્નો સાથે મુલાકાત (પરિચય) કરાવી આપ્યો છે. જ્યારે કેટલાક ભાઈઓએ મને જોઇતું સાહિત્ય પુરૂં પાડેલું છે. કેટલાક સાહેબોએ મારૂં આ પુસ્તક પ્રસિદ્ધિમાં આવવા માટે અંગત લાગણી બતાવેલી છે. પત્રકાર ભાઇઓએ પોતાના પત્રમાં મારી મોકલાયલી વાર્તાઓને સ્થાન આપી તે પ્રત્યે જાહેર જનતાનું લક્ષ ખેંચવા બદલ મને પોતાનો જે સહકાર આપ્યો છે એ બધાનો હું આ તકે મુક્ત મુખે મારા શુદ્ધ હૃદય ભાવથી આભાર માનુ છું. ( ભાઇઓ આ આભાર પત્રકની અંદરના ૧૩ વાલા ગૃહસ્થ શ્રીમાન રામજી-ભાઇ જેરામ ખાંટની મહેનત આ પુસ્તક માટેની અપૂર્વ છે. પુસ્તકની શરૂઆતથી તે અંત સુધીનો હું તેમનો મીઠો સહકાર, કદી પણ ભૂલી શકીશ નહિ. આ પુસ્તક છપાતું હતું તે અગાઉ તેનો કેટલોક ભાગ તપાસવા માટે તેમને મારા તરફથી મોકલાયલો અને એ વખતે પોતાની નાદુરસ્ત તબિયત હોવા છતાં પણ તેમણે પરિશ્રમ વેઠી પોતાનો મિત્ર ધર્મ યાદ કરેલો. પોતે બહુ જંજાળી હોવા છતાં આ પુસ્તકના સંશોધન આદિમાં ખૂબ તનતોડ મહેનત કરેલી છે અને હું તો એટલે દરજ્જે સુધી કહેવાને તૈયાર છું કે શ્રીમાન રામજીભાઇ જેરામ ખાંટનો જો આ બારામાં મને મીઠો સહકાર અને ઉત્સાહ ન મળ્યો હતે તો આ પુસ્તક હું પ્રસિદ્ધ કરી શકતે કે નહિ? એજ એક શંકાષ્પદ સવાલ છે. આવા એક સેવાભાવી અને ઉત્સાહી બન્ધુની હું આપને જો કૈં પીછાણ આપું તો તે વાજબીજ ગણાશે.

“શ્રીમાન રામજીભાઇ જેરામ ખાંટનો જન્મ કચ્છ નાગ્રેચા

(Nagrecha) માં થયેલ છે. નાગ્રેચાના રાજકર્ત્તા પુરૂષો વૈશ્નવ ધર્મ પાળે છે અને **શ્રીનાથજીને** પોતાના ઈષ્ટદેવ તરીકે માને છે તેમણે પોતાને ત્યાં **શ્રીનાથજીની** પ્રતિષ્ઠા કરેલી છે. ત્યાંના શેઠ **અર્જુનભાઇ** વેદ પારાંગત હતા. અને તેમના પૌત્ર રાઘવજીભાઈ પ્રાગજી કચ્છી કાવ્ય રચનાર તરીકે મશહૂર હતા. ( આ સદ્. શ્રી**રાઘવજી**ભાઇએ રચેલું " **એતાબાવની** " નામનું નાનું પુસ્તક કચ્છી જનતામાં બહુ પ્રસિદ્ધ છે. ) એવી પવિત્રભૂમિમાં જ્ઞાતિ તથા દેશના સાચા સેવક શ્રીયુત **રામજી**ભાઇનો જન્મ સંવત્ ૧૯૩૧ ના ચૈત્ર વદી ૧ ને બુધવારના માંગલિક પ્રભાતે થયેલો. તેમના સ્વ. દેવીતુલ્ય માતુશ્રીનું નામ. પૂ. **પ્રેમાબાઈ મા,** હતું.

શ્રી**રામજી**ભાઇએ ગૂજરાતી તથા અંગ્રેજી કેળવણી પોતાના ધંધા પૂરતી લીધેલ છે. સંવત્ ૧૯૫૨ ની સાલમાં **મુંબઇ**માં પહેલ વહેલો પ્લેગ ફાટી નીકળ્યો ત્યારથી તેમની સેવાવૃત્તિ પ્રસિદ્ધિમાં આવેલી છે. એ વખતે તેમની ઉમ્મર એકવીસેક વરસની'તી. આટલી નાની ઉમ્મરે પ્લેગ જેવા ભયંકર અને ચેપી રોગથી પીડાતા દરદીની સેવા કરવામાં ભયભિત ન બનતાં તેમણે તે કાર્ય પૂર ઉત્સાહથી ઉપાડી લીધું.

પ્લેગ જેવા ભયંકર રોગથી પીડાતા દરદીની સેવા કરવી એ અત્યારે પણ ભયપ્રદ મનાય છે. તો એ શરૂઆતની ભયંકરતા માટે સંપૂર્ણ ખ્યાલ આપવાની જરૂરત નથી. એ વખતે સામાન્ય રીતે જનતામાંથી પિતૃભક્તિ અને વાત્સલ્યતાના અનેરાં ભાવ (બહુભાગે) અદૃશ્ય થયા' તાં એ વખતે જીવનની કંઈ પણ પરવા રાખ્યા વિના નિડરપણે જાહેર જનસમૂહની સેવા બજાવવી એ ખરેખર અવર્ણ્યનિય ધન્યવાદને પાત્ર બને છે.

માતૃભક્તિ આપણા **વીર**માં અવર્ણ્યનિય છે. છતાં તે પ્રેમ આવા સેવાકાર્યમાં અટકાયત રૂપ ન બની શકયો. પૂ. **પ્રેમાબાઈ મા**એ પોતાના આ લાડ–ઘેલા પુત્રને પ્લેગની ભયંકરતા સમજાવી

અને શીખામણ રૂપે કંઈક બે શબ્દો કહ્યા. પણ સેવાને જ પોતાનું જીવન સમજનાર આ **વીર** એ વખતે બંડખોર બન્યો. તેણે વિનયથી પણ કંઈક જુસ્સા ભરેલા શબ્દોથી પોતાના વહાલા માતુશ્રીને કહ્યું, કે "હું આ સેવાકાર્ય દ્વારાએ આપના નામને ઉજ્વળ કરવાને ઇચ્છું છું. ધર્મ પ્રેમી **પ્રેમાબાઈ**મા એ જવાબથી ઓર ખુશ થયા અને તે દિવસથી આ સેવાભાવી યુવકના હૃદયને એક દેવી તરફથી તેના આ સદ્કાર્યો રૂપી અંકૂરોને વધુ અને વધુ સીંચન મળતું ગયું.

મેં ઉપર જણાવ્યું છે, તેમ આ **વીર** એક ચુસ્ત માતૃભક્ત છે. અને ગમે તેટલો વૈભવ ગમે તેટલી લાગવગ, ગમે તેટલી જંજાળ ભોગવતો હોવા છતાં એ વખત બચાવી પોતાના સ્વ. પૂ. માતુશ્રીના ફોટાને દરરોજ ગદ્‌ગદિત કંઠે પગે પડે છે. (આવીજ એક હકીકત આપણા એક બીજા કચ્છી બાંધવના માટે મારા સાભળવામાં આવી છે. તે આ વખતે કોટાધિપતિ મનાય છે. તેની સાહેબી કો'ક રાજા–મહારાજા જેટલી છે, સેંકડો લોકો તેના આધિપત્ય હેઠળ પોતાનો નિર્વાહ ચલાવે છે. એટ એટલો વૈભવ, એટ એટલી સાહેબી માણવા છતાં પણ એ બાંધવ દરરોજ વહેલી સવારમાં પોતાના પૂ. માતુશ્રીના પવિત્રપાદની રજ પોતાના મસ્તકપર ચઢાવી પાવન બનવાનું પહેલું કાર્ય કરે છે.) મી. ખાંટને પોતાના માતુશ્રી તરફ ચાહ વિશેષ હતો અને પોતાના પૂ. માતુશ્રીના સ્વર્ગવાસ વખતે તેમની સ્થિતિ મધ્યમ હોવા છતાં તેમણે તેમના ( માતુશ્રીના ) કારજ પ્રસંગે **સાત તડાં** કરી પોતાનો માતૃપ્રેમ પુરવાર કર્યો હતો.

રાજભક્તિ પણ તેમના દિલમાં ઓતપ્રોત રમી રહેલી છે. તેમના રહેવાના મકાનમાં **મહારાણી વિકટોરિયા.** ના૦ **મહારાવશ્રી**, તેમ જ પોતાના વતનના ( નાગરેચાના ) દરબાર સાહેબોના, કુમારશ્રીઓના ફોટાઓ સુંદર રીતે મઢાવી યોગ્ય સ્થળોએ ગોઠવ્યાં છે. અને તેઓ તેમને હંમેશાં માનપૂર્વક પૂજે છે.

શ્રીયુત **રામજી**ભાઈ સનાતન ધર્મના ચુસ્ત હિમાયતી છે. તેઓ **શ્રીકૃષ્ણ, શ્રીરંગબાલાજી**ની પ્રતિમાઓની નિયમિત પૂજા કરે છે. વારંવાર ભજન કિર્તન, તુલસી વિવાહ, અને સાધુ સંતનો સમાગમ કરતા રહે છે. ધાર્મિક ઉત્સવો ભારે શ્રદ્ધાથી ઉજવે છે. છેલ્લા ( તા. ૬-૧૧-૧૯૨૭ ) **તુલસી વિવાહ** પ્રસંગે ભારે ખર્ચ કરેલ જે વખતે સ્વજ્ઞાતિ તથા અન્યજ્ઞાતિના ભાઈ બહેનોને આગ્રહપૂર્વક આમંત્રણ આપી પોતાને ઘેર બોલાવ્યા હતા. આ વખતે શ્રી " **રણછોડદાસ ચતુર્ભુજ કચ્છી લોહાણા બાળાશ્રમ.** " ના બાળકોને તથા શેઠ " **પેરજભાઇ પદ્દમસિંહ કન્યાશાળા.**" ની બાળાઓ તથા શિક્ષિકાઓને આમંત્રણ આપવાનું ચૂકયા નો'તા. બાળાઓએ ગાયેલ **ગરબી**ઓ અને બાળકોના સુંદર સ્તવનોથી આનંદમાં વૃદ્ધિ થઇ'તી. આ પ્રસંગે બાળાઓને જર્મનસિલ્વરના દાબડાઓનું લાણું મળ્યું ' તું. અને અન્ય ગૃહસ્થો યોગ્ય રીતે સત્કારાયા ' તા. આ ધાર્મિક ક્રિયાપરની શ્રદ્ધા અને દબદબાનું વર્ણન મનોહર છે. તેમની ધર્મપરની આવી શ્રદ્ધા હોવાનું માન તેમના સ્વ. માતુશ્રી ઉપરાંત, સારસ્વત જોશી **ત્રીકમજીભાઇ દેવચંદ** ગુંદિયાળીવાલા તેમજ પૂજ્ય પંડિત શ્રી **દાયરામ રતનસિંહ રોહાવાલા** ને ઘટે છે. ધાર્મિક બાબતોનો ઉપદેશ પંડિત**શ્રી**થી હંમેશાં થતો રહે છે. તેમજ ધાર્મિક ક્રિયાઓ તેમનાજ હાથેથી કરાવાય છે.

શ્રી **રામજી**ભાઈના ધર્મપત્ની અ. સૌ૦ બહેન **શ્રી. ગંગાબહેન** તેમના પતિના પગલે ઊંડા અંતઃકરણની લાગણીથી ચાલે છે. પૂજા વગેરે નિત્યનિયમની સર્વ પ્રકારની સગવડ હંમેશાં તેમના હાથે જ થાય છે. **તુલસી વિવાહ** તેમજ **બાલકૃષ્ણ લાલજી**ના ઉત્સવો ભારે શ્રદ્ધા અને ઉમંગથી ઉજવે છે.

શ્રી **રામજી**ભાઈ જ્ઞાતિ સેવા કરવા ગમે તેવા વખતે અને ગમે તેવા સંયોગોમાં તૈયાર હોય છે. તેમનું સેવાભાવી હૃદય પીછાની **કચ્છી** લોહાણાભાઈઓએ પંચમ્ પરિષદ્ વખતે લોહાણા સ્વયંસેવક

ટીમ ના **કમાન્ડર–ઇન–ચીફ** બનાવ્યા હતા. ઉપરાંતમાં તેઓ **શેઠ રણછોડદાસ ચતુર્ભુજ કચ્છી લોહાણા બાળાશ્રમ, મઝગામ લોહાણા નિવાસગૃહ, લોહાણા સ્વયંસેવક મંડળ,** અને **શ્રી કચ્છી લોહાણા મહાજન મેનેજીંગ કમિટિ**ના તેઓ મેમ્બર છે અને તે અંગેની ફરજો તેઓ ઉત્તમ રીતે બજાવતા રે'છે. **શ્રી લોહાણા પંચમ્ પરિષદ** " કચ્છ **માંડવી**માં ભરાયેલ તે વખતે ભરાયેલ રકમો એકઠી કરવા માટે ( પોતાની તબિયત નાદુરસ્ત હોવા છતાં ) તેમણે **કરાંચી** અને કચ્છમાં વિકટ મુસાફરી કરી' તી અને જ્ઞાતિની મહામૂલ્યવાન સેવાના કાર્યમાં જોડાઈ ફાળાની રકમ એકઠી કરવામાં ( તેમણે ) ભારે શ્રમ લીધો હતો.

ગયા વરસમાં તેમની તબિયત બરોબર નહિ હોવાથી હવાફેર માટે તેઓ અહીં ( કચ્છ મસકામાં ) આવ્યા હતા. ત્યાં નિવૃત્તિ નહિ લેતાં સ્વજ્ઞાતિના તેમજ અન્યજ્ઞાતિના સાર્વજનિક ખાતાંઓની મુલાકાતો લઈ પોતાની સેવાનો બનતો ફાળો આપવા ચુકયા નો'તા. આ વખતે કચ્છ **ભૂજ**માં " લોહાણા યુવક સંમેલન " તથા " લોહાણા લેખક સંમેલન " ભરવાની હીલચાલ ચાલતી'તી તેને ફત્તેહમંદ બનાવવા માટે કેટલાક આગેવાનો તરફથી તેમને ભલામણ થયેલી પણ આ વખતે ( પોતાની નાદુરસ્ત તબિયતના કારણે ) તેઓ જાતે હાજરી આપી શકયા નો'તા. તોપણ પ્રમુખ સાહેબ માટે શુદ્ધ ખાદીનો હાર મોકલાવી તેમણે સંમેલનની ફત્તેહ ઇચ્છી'તી.

જ્ઞાતિસેવા ઉપરાંત દેશસેવાની ધગશ તેમનામાં જોઇ શકાય છે. દેશનેતાઓના તથા રેંટિયાઓના ફોટાઓ તેમના રહેવાના મકાનમાં યોગ્ય સ્થળે મૂકાયલા જોવામાં આવે છે. અને તેમને તેઓ પૂજ્યભાવથી અહર્નિશ જોય છે. **જલિયાનવાલા બાગ**ના ફાળામાં રૂપીઆ અગિયાર હજાર જેટલી રકમ એકઠી કરી શકયા'તા. અને **તિલક સ્વરાજ્ય** ફંડના ફાળામાં પોતાની ટીમના વાલંટિયરો સાથે રાખી મહાત્મા **ગાંધીજી** મુંબઈમાં પધાર્યા ત્યારે રાતદિવસની તનતોડ

મહેનત કરી રૂપીઆ સવાલાખ જેટલી મોટી રકમ એકઠી કરી મહાત્માજીના ચરણે ધરી'તી. પ્રાતઃ સ્મરણિય લોકમાન્ય **તિલકને** જેલની સજા થૈ તે વખતે તેમણે તિલક મહારાજ જેલમાંથી છૂટા ન થાય ત્યાં સુધી ફેંટો નહિ બાંધવાની પ્રતિજ્ઞા લીધેલી જેને તેઓ અદ્યાપિ પર્યંત ( લગી ) વળગી રહ્યા છે. આ બધી બાબતો દેશનેતાઓ પ્રત્યેની તેમની પૂજ્ય ભાવના સિદ્ધ કરાવે છે. સ્વદેશ પ્રત્યે તેમની તીવ્ર લાગણી હોતાં તેઓ તે માટે પોતાથી બનતું કરવાને ચૂકતા નથી. સ્વ. રાવ બહાદુર શેઠ **કેશવજી નથુ શેલર.** J.P. ના સાત તડાં પ્રસંગે તેમણે સ્વદેશી સાકર અને કેશર વાપરવાનો ઠરાવ મહાજનની મિટિંગમાં પાસ કરાવેલ જેનો અમલ એ સાતતડાં વખતે થયો'તો.

મહાત્માશ્રીએ પ્રજાના કાનમાં ખાદીનો મહામંત્ર ફૂંક્યો ત્યારે તેમણે તે ભારે ઉત્સાહથી ઝીલેલો અને પોતે ખાદી ધારણ કર્યા ઉપરાંત બીજા ભાઇઓને પણ તેની લગની લગાડી ઘણાઓને ખાદી વાપરતા કર્યા છે. તેમના વતનના ( નાગરેચાના ) કુમાર સાહેબશ્રી વેરિસાલસિંહજીને તેમણે ખાદી વાપરવાની અરજ કરી. કુમાર સાહેબે તે સ્વીકારી એટલુંજ નહીં પણ **વરતેજ** મુકામે ભરાયેલ **રાજપૂત પરિષદ્**માં ખાદી વાપરવાનો ઠરાવ પાસ કરાવ્યો. શ્રીમાન કુમારસાહેબ મહાત્મા **ગાંધીજી**ના દર્શનાર્થે પધાર્યા જ્યાં મહાત્માજીએ ખાદીનો હાર તેમને અર્પણ કર્યો. જે તેમણે ભારે માનપૂર્વક સ્વીકારી એ ખાદીનો મહામંત્ર (કુમાર સાહેબે) ગ્રહણ કર્યો. આનું માન શ્રી **રામજી**ભાઈને ઘટે છે. (એક વખતે ખાદીનો મહામંત્ર ગ્રહણ કરી ચૂકેલા આ કુમારશ્રીના અંગપર હમણા પરદેશિય વસ્ત્રો દૃષ્ટિગોચર થાય છે. ) આટલું કરી તેઓ અટક્યા નહિ પરંતુ હવે તો તેમણે કંકોત્રીઓ તેમજ નૂતન વર્ષાભિનંદની પત્રિકાઓ પણ ખાદીપર છપાવવાની પહેલ કરી. આ બધી સ્તુતિપાત્ર **સેવાથી** ખુશ થઇ માંડવી જીલ્લા મહાસભા સમિતિએ તેમને સભાસદ તરીકે ચુંટી

કાઢયા. સ્વદેશી હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે તેઓ બનતું કરવાને ચૂકતા નથી. સ્વદેશી હુન્નર ઉદ્યોગોનું પ્રદર્શન માંડવી લત્તા પર થોડા વર્ષ પહેલાં ભરાયેલ એ પ્રદર્શનમાં તેમણે પોતાની સેવા પંદરવીસ દહાડા સુધી અર્પેલી.

કેળવણી પ્રત્યે તેમની પ્રીતિ જોઇ શકાય છે. કેળવણીને અંગે થતા મેળાવડામાં તેમની સેવા અવશ્ય હોયજ. અને એવા મેળાવડા ને ફત્તેહમંદ બનાવવા તેઓ પોતાથી બનતું અવશ્ય કરે છે. શેઠ **પેરાજ પદ્મસિંહ કન્યાશાળાને** મેલાવડો શ્રીયુત નારાયણ વિશનજી ઠકુરના પ્રમુખપદે કરવામાં આવેલ જેમાં **રામજી**ભાઈની સેવા પ્રશંસક હતી. શ્રી **રામજી**ભાઇની આવી નિઃસ્વાર્થ સેવાઓનું બ્યાન વારંવાર જાહેર પેપરોમાં આવે છે. એથી વાચકવર્ગ ભાગ્યેજ અજાણ હશે. આવા એક સાચા દેશ અને સ્વજ્ઞાતિ સેવકને પ્રભુ લાંબું આયુષ્ય અર્પે અને શરીરે નિરોગી રાખે જેથી તેઓ પોતાની શક્તિ, સેવાને લાભ દેશને તથા જ્ઞાતિને વધુ પ્રમાણમાં આપી શકે. શ્રીમાન **રામજી**ભાઈ દિન પ્રતિ દિન વૃદ્ધ થતા જાય છે. પણ સેવા કાર્યમાં તેમની શક્તિ તો એક યુવકને પણ શરમાવે તેવી છે. આ હકીકતથી દેશના નવયુવાનો દેશ તથા જ્ઞાતિની સેવા કરવા ઉત્સાહી બને તો લખનારનો હેતુ સફળ થયો મનાય.[1])

આ પુસ્તકમાંની કેટલીક વારતાઓ જુદા જુદા અઠવાડિકો, માસિકોમાં મારા તરફથી આવી ગયેલી છે. અને તેની નોંધો મેં એ વારતાઓના છેડે આપેલી છે,

વારતા નં. ૧૬ “ ભાભીનું મોણું ” રેનોલ્ડના એક ઐતિહાસિક પુસ્તકની છાયામાં રહીને લખેલી છે; આ વારતાના મુદ્દાને મળતી એક વારતા સ્વ. કવિ ગૌરીશંકર જયશંકર વોરા સાતના લખેલા “ કચ્છ દેશની જૂની વારતાઓ ” નામના પુસ્તકના ૧૪ મા પાનાપર “ કોરૂ અને લીલાં ” એ શીર્ષક હેઠળ આપવામાં આવેલી

(૧) વધુ જાણવા માટે વાંચો ) “લોહાણા રત્નમાળા” ભા. ૧ લો

છે. તથા શ્રી દુલેરાય કારાણીના " કચ્છનાં રસઝરણા " નામક પુસ્તકના ૫૮ મા પૃષ્ટપર લીલાં અને ચનેસર " નામક વારતાના શિર્ષક હેઠળ આપવામાં આવેલ છે. આ ત્રણે વારતાઓના મુદ્દા એકજ છે પણ લખાણ પધ્ધતિ જૂદી ભાત પાડે છે. વારતા નં. ૧૪ " બાપની ઈચ્છા " માં મોટો ભાગ કલ્પનાનો લેવામાં આવ્યો છે.

મિત્રો ! કૈં એક જાતના વાંચનો વચ્ચેથી પસાર થઇ હવે હું આપને એક ખેદનો વિષય સંભળાવવા ઈચ્છું છું. અને તે મારા બે વિદ્વાન મુરબ્બી મિત્રોના સ્વર્ગાગમનનો ખેદયુક્ત વિષય છે કેજે આ વખતે યાદ કરવાની હું મારી પવિત્ર ફરજ સમજું છું.

આ પુસ્તક પૂર્ણ થૈ પ્રસિદ્ધ થાય તે અગાઉ તેના ગ્રાહકો અને મારા શુભેચ્છક મિત્રો કે જેઓ આ પુસ્તકને પ્રસિદ્ધ થયેલું જોવાને બહુ ઇંતિજારી ધરાવતા'તા તેવા સાહિત્ય રત્નો રા. રા. **શામજીભાઇ હરિરામ વકીલ બિટ્ટાવાળા** તથા કોટડીના માજી મેનેજર રા. રા. **ગૌરીશંકરભાઈ જયશંકર વોરા સાત ભૂજવાલા**ના સ્વર્ગવાસથી મને ન ભૂલાય તેવી ખોટ પડેલી છે. આ ભાઈઓ આપણા કચ્છી સાહિત્યના ધુરંધર મનાતા અભ્યાસીઓ હતા. તેમણે ઘણા મનનિય લેખો લખી આપણા આ શુષ્ક પ્રદેશના સાહિત્ય પર ઘણોજ નવો પ્રકાશ પાડી આપણને ઉપકારી બનાવ્યા છે. પ્રભુ તેમના આત્માની શક્તિ આપણામાં પ્રેરે એવી પ્રાર્થના કરવામાં આપ સામેલ થશોને ? **પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પે !**

સજ્જનો ! આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવા માટે હું આપણા દેશના સાહિત્યના ધુરંધર મનાતા પ્રસિદ્ધ લેખક **રાવસાહેબ શ્રી મગનલાલભાઈ દલપતરામ ખખ્ખર.** J. P. નો ખાસ ઋણી બન્યો છું. આ પુસ્તકના પ્રિન્ટર **"ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીગ પ્રેસ"** ના મેનેજર સાહેબે આ પુસ્તકના પ્રિન્ટીગ કામમાં અમોને

ઘણોજ સંતોષ આપ્યો છે. તેમની નમ્રતાઈ, કામ કરવાની ચોકસાઇ, ખંત, અને રેગ્યુલારીટી ખાસ વખાણવા લાયક છે. અને તેમણે તથા તેમના સ્ટાફે મને પોતાનો જે સહકાર આપ્યો છે તે બધાનો હું આભાર માનુ છું.

## અંતિમ.

મારી એક પ્રાર્થના સાંભળો ?

આ પુસ્તકને અંગે આપને ઘણી ઉણપો જોવામાં આવશે. ઘણા દોષ રહી ગયેલા જોવામાં આવશે. ઇતિહાસની સાંકળો ગોઠવતાં ( વખતે કોઇને શરત ચૂકથી યાતો ખાસ સંયોગોને આધિન બનતાં ) કોઇને મારા તરફથી અન્યાય પણ મળી ગયો હશે. તો તે બધી ભૂલો ક્ષમા કરી આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થયા અગાઉ તેવી ઉણપો, ભૂલો, અન્યાયો, મને લખી જણાવવાની કૃપા કરવી. કે જેથી તેનો સુધારો નવિ આવૃત્તિમાં થૈ શકે. સાહિત્ય રસિકોએ સાહિત્યના ખીલેલા એક બગીચામાં ઉગેલા આ નવીન રોપાને તથા મારા **કચ્છી** બિરાદરોએ આ આપણા પ્રદેશના વીર મર્દ અને નર રત્નોના જીવનચરિત્રો પવિત્ર ગાથાઓ સુણાવતો આ ચોપડો છે; યજ્ઞ છે; કીર્તિસ્તંભ છે; શ્રાદ્ધ છે; ઓરસ છે. એવું સમજી તેને ઉત્તેજન આપવાની કૃપા દર્શાવવી. ઇશ્વર કૃપા હશે તો આપણે પુનઃ **લોક કથાઓ**ના બીજા ભાગ વખતે મળીશું હમણાં તો.

જિએરા, જિએરા, જિએ રાજન્.

મુ. શ્રી **મહાદેવપુરી કોટડી**<br>
કચ્છ કારતક સુદ ૧ સંવત<br>
૧૯૮૬<br>
તા. ૨ જી નવેમ્બર સ. ૧૯૨૯

આપનો સેવક.<br>
**લાલજી વિ. મૂળજીભાઇ જોશી**<br>
સભ્ય "સાહિત્ય ઉત્તેજકસમાજ"<br>
**(અમદાવાદ).**<br>
"કચ્છી સાહિત્ય સભા" (**મુંબઇ**)<br>
ગ્રંથ-કર્ત્તા.

## શ્રીમાન ઠક્કર નેણસિંહભાઇ તેજપાળ સોમૈયા.

( Builder & Contractor )

"આપણા સ્વાગત પ્રમુખ અને મારા બંધુ શ્રીયુત **માવજી ગોવિંદજી શેઠે** કહ્યું છે તે પ્રમાણે આપણા સ્ત્રી સમાજને તો આપણે લગભગ વીસરી ગયા છીએ. પાંચ પંદર કન્યાશાળો કે બે ચાર સુતીકાગૃહો સિવાય આપણે એ દિશામાં બહુ કર્યું નથી. આપણે ત્યાં સુભાગ્યે વિધવા વિવાહની છૂટ છે. છતાં આપણી કોઈ પણ વિધવા બહેન કુટુંબીઓની છાયાના અભાવે મહાજનની **રક્ષા શોધે** તો મહાજનનું કર્તવ્ય છે કે પ્રદેશે પ્રદેશમાં અકેક સુરક્ષિત **વિધવાશ્રમ**ની વ્યવસ્થા કરવી. અને અનાથ બાળકોને માટે બાળાશ્રમો છે તેવી રીતે અનાથ બાળિકાઓ માટે બાળિકાશ્રમની યોજના થવાની તાત્કાલિક જરૂર છે. અને મારી આશા છે કે આપણા શ્રીમંતો અને દાનેશ્વરીઓ આ વાત પર તાકીદે ધ્યાન પહોંચાડશે." (પ્રમુખ સ્થાનેથી)

## सुदाता भवती वानवा.

જેમ સૂરજ મા'રાજ છાબડે ઢાંકયા ન રે'; જેમ સાચું સોનું ઓપે ન મઢાય; તેજ રીતે આ એક સજ્જન ગૃહસ્થની કીર્તિ વિષે માનવાનું છે. સંવત ૧૯૮૫ ના ચૈત્ર સુદ ૯ ના રોજે કચ્છના ઇતિહાસ પ્રસિદ્ધ પાટનગર **ભૂજ**માં લોહાણા યુવકોથી ઉભરાઈ જતી પ્રચંડ સભાને કયાં ખબર હતી, કે અમારો પ્રમુખ કોણ થશે? કોણ જાણતું' તું, કે એક વખતનો તોફાની **નેણસિંહ** પોતાની વા'લી જન્મભૂમિમાં આનંદ ઉજવતી આ વિરાટ સભાનો સુકાની બનશે; અપૂર્વ રીતે સત્કારાશે; **વિરાટપર્વ**ને ગજાવી મૂકશે!

**પ્રથમ લોહાણાયુવક પરિષદ્**ની રચનાત્મક તૈયારીઓ પૂર દમામથી શરૂ થૈ ચૂકી'તી. પ્રચારક કમિટિના મંત્રીઓ, જોઈંટ મંત્રીઓ તરફથી અવારનવાર સરક્યુલરો બાહેર પડતા'તાં પરિષદ્ ઑફિસ

અને **ભૂજકેમ્પ** તાર ઑફિસ વચ્ચે પ્રચારકો દોડધામ કરી રહ્યા'તા દરેકના હૃદયમાં મહાસાગરનું મંથન થૈ રહ્યું'તું. તે વખતે પરિષદ્‌ના સુકાનીઓની શી મનોદશા હતી તે હું મારા પર આવેલ એક પત્ર-માંથી આ નીચે ટાંકું છું.

ભાઈશ્રી !

xx xx xx શું થશે તે **પ્રભુ** જાણે અમે કાર્ય હાથમાં લીધું છે પણ તેની મુશ્કેલીઓનો ખ્યાલ હવે આવે છે. તમારૂં કહેવું સત્ય હતું. xx xx **પ્રભુકૃપાથી** બરાબર થતું આવે છે. હવે જો કોઇ લાયક સુકાની મળે તો કામ બધું શોભી નીકળે બે જગોએ અરજ થએલી પણ જવાબ નિરાશાજનક મળ્યો છે. પ્રભુ પત્ત રાખનાર છે. ”

આ પત્ર કોઇ પંતૃજીનો નહિ પણ **ભૂજ** પરિષદ્‌ની કાર્ય-વાહક કમિટિના એક ઉત્સાહી સભ્ય તરફનો છે. તેઓ મારા ખાસ સ્નેહિ થાય છે. આ પત્રનો સારાંશ એજ છે, કે પરિષદ્‌ના સુકા-નીઓ **બુદ્ધિશાળી અને લાયક પ્રમુખ મેળવવા માટે કેટલા બધા આતુર હતા.** આખરે પ્રભુએ બાનાઓની પત્ત રાખી. કાય વાહકોના શુદ્ધ હૃદયની ભાવના ફળી. ચોમેર સમાચાર ફરી વળ્યા સેંકડો નહીં પણ હજારો લોકો હર્ષનાદથી ગાજી ઉઠયા તે એકજ વ્યકિત માટે કે જેનું ચારિત્ર આ જગોએ આપવામાં આવે છે. “ **લોહાણા યુવક** પરિષદ્ ” ના પ્રમુખની દરખાસ્ત મૂકતાં પ્રસિદ્ધ ચાણુકય મૂર્તિ રાવબહાદુર **હરજીવન ભવાનભાઈ** કોટક B. A. L. L. B. એમણે આ ચરિત્ર નાયક માટે નીચે મુજબ ઉચારેલું છે.

“ આજના **સંમેલનના** પ્રમુખ શ્રીમાન **નેણસિંહભાઈ તેજ-પાળ** જી. આઇ. પી. અને બી. બી. રેલ્વેના માતબર કોન્ટ્રેકટર **છે. એમના હૃદયની ઉદારતા વિશાળ છે. એમનામાં કેળ-**

**વણી કરતાં વિશેષ સંસ્કારો છે. એવા એક જ્ઞાતિના કુળદિપ**-કને એકી અવાજે આપ પ્રમુખ તરીકે કબૂલ કરશો. "

" એમના દિલમાં યુવાનોના દિલ પારખી શકવાની શક્તિ છે. **એમના દિલમાં યુવાનીની ભાવના રમી રહી છે.** " ( શ્રી. ગો. દ્વા. રાયચુરા તંત્રી " શારદા " ના એક ભાષણમાંથી )

આ ચારિત્ર નાયકનો જન્મ વિક્રમ સંવત્ ૧૯૪૦ ના જેઠ સુદ ૧૫ ના એક માંગલિક પ્રભાતે કચ્છ રાજના **ભૂજ** તાલુકાના **કલ્યાપર** નામક એક ગામડામાં થયેલો તેમના પિતાશ્રીનું નામ શેઠ **તેજપાળભાઇ શૂરજી સોમૈયા** તથા પૂજ્ય માતુશ્રીનું નામ શ્રીમતિ **પુરબાઇમા** હતું. શેઠ **તેજપાળભાઈ**ના ભાઈઓના નામ આ પ્રમાણે હતાં (૧) **શામજીભાઇ** (૨) **આણંદજીભાઇ** (૩) **તેજપાળભાઇ** (૪) **કરમસિંહભાઇ** (૫) **જીવરાજભાઈ** (૬) **નારાયણજીભાઇ**–આમાંથી ત્રીજા નંબરવાળા શેઠ **તેજપાળભાઇ**ના સંતાનોનાં નામ આ પ્રમાણે છે. (૧) શેઠ **નેણસિંહભાઇ** (૨) શેઠ **કાનજીભાઈ** (૩) શેઠ **સુંદરજીભાઇ** (૪) શેઠ **ગોકળદાસભાઈ**

આ **ચરિત્ર નાયક** બાળરાજા મટી કૈંક મોટા થયા. શેરીઓમાં રખડવા લાગ્યા. અને આ કરમી પુત્ર પોતાની બહાદુરીનો ઉપયોગ પાડોશના છોકરાંઓને રળાવવામાં તથા પોતાની ફરિયાદ પોતાના પિતાશ્રીના કર્ણો પર લાવવામાં કરતા. ધીમે ધીમે તેમના તોફાનના ડંકા ગામમાં ચોમેર ફરી વળ્યા. પછી તો આ બહાદુરખાને પોતાના વીર મિત્રોની એક આખી ટોળી ઉભી કરી, પોતે તેના પ્રમુખ (!) બન્યા અને તે હોદ્દાની રૂએ તેઓ ગામના બાળકોની ફરિયાદો સાંભળતા અને સ્વમુખે ઇન્સાફ આપતા. **કલ્યાણપુર**ના બાળકો પોતાના આ પ્રમુખનું કહ્યું ઠીક માનતા અને આવી જંજાળો ખેડતાં જે વખત મળતો તેનો ઉપયોગ વૃદ્ધ ગુરૂજી પાસે એકડે એક ઘૂંટવામાં કરતા આ રીતે આપણા આ ચરિત્ર નાયકની બાળક અવસ્થા **વનરાજ**ની માફક મસ્તી તોફાનમાં પસાર થૈ ગૈ.

શ્રી. **નેણસિંહભાઇની** અવસ્થા ૧૨–૧૩ વરસની થતાં શેઠ **શૂરજીભાઇ સોમૈયાના** પુત્રો જૂદા થયા અને તેમના ત્રીજા નંબરના પુત્ર શેઠ **તેજપાળભાઈ** પાંતિએ આવેલ જૂજ મુડિ લૈ મુંબઇમાંજ જૂદા થયા (૧૯૩૪ના અરસામાં શેઠ **શૂરજીભાઇ સોમૈયાના** પુત્રો મુંબઇમાં આવ્યા તે પહેલાં શેઠ **શૂરજીભાઇની** દાણાની દુકાન મુંબઇમાં હતી. અને સંવત ૧૯૫૪ ના અરસામાં એ દાણાની દુકાનમાંથી જૂજ મુડિ લઇ શેઠ **તેજપાળભાઇ** જૂદા થયા જે વખતે આપણા આ ચરિત્ર નાયકની અવસ્થા ૧૨–૧૩ વરસની હતી.) અને **કોલાબા** મધે દાણાની એક નાની દુકાન સ્વતંત્ર રીતે જમાવી પહેલાં તો શ્રી **નેણસિંહભાઈના** તોફાની મગજને એ પરતંત્રતાની બેડીઓ ગમી નહીં પણ ધીમે ધીમે તેમને એ ઉદ્યમમાં લગની લાગતી ગૈ. તેઓ પોતાના ગ્રાહકોમાં ભેળાતા ગયા. તેમની નમ્રતા, આનંદી સ્વભાવ, દરેક સાથે હસી હસીને વાત કરવી. કો'ક વખતે ગ્રાહક તપી જાય તોપણ પોતે શાંત ઉભા રહે. એવી રીતભાતથી ગ્રાહકોનું વલણ તેમના પ્રત્યે વધુ ખેંચાયું. પછી તો કામગીરી પણ વધી અને ધીમે ધીમે દુકાનનો વહિવટ વધતો ચાલ્યો. ગ્રાહકોને જવાબ આપતાં તેઓ હવે શ્રમિત થવા લાગ્યા. પાંચ સાત વરસની અંદર પાવરધા બની જઇ દુકાનનો બધો વહિવટ આપણા આ ચરિત્ર નાયકે પોતાના શીર પર વહોરી લીધો. અને તેમની કુનેહથી તે ધંધો દિન પ્રતિદિન ધીકતો ચાલ્યો.

ધીમે ધીમે શ્રી **નેણસિંહભાઇનું** ધ્યાન બીજી લાઈનમાં પરોવાતું ગયું. તેમણે જી. આઈ. પી. રેલ્વેના નાના નાના કંટ્રાકટો લેવાનું શરૂ કર્યું. શ્રી પ્રભુકૃપા અને તેમના પુરુષાર્થના યોગે તેમનો પાસો સવળો પડતો ગયો. અને આજે જી. આઇ. પી. રેલ્વે તથા બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના એક માતબર કોન્ટ્રેકટર તરીકે તેમનું નામ ચોમેર ફરી વળ્યું છે. તેમની પાસે આ વખતે લાખોની દોલત છે. વૈભવ છે. કેટલીક સત્તા છે. સેંકડો મનુષ્યો તેમના

આશ્રય હેઠળ રહી પોતાનો ઉદર નિર્વાહ ચલાવી રહ્યા છે. છતાં તેનું એમને લવલેશ પણ અભિમાન નથી. આટ આટલી દોલત, આટઆટલો વૈભવ, આટઆટલી લાગવગ અને પ્રસિદ્ધિ પામ્યા છતાં પણ તેઓ પોતાની જન્મભૂમિને, પોતાની જ્ઞાતિને, પોતાના મિત્રોને, પોતાના આશ્રિતોને ભૂલી શકયા નથી.

વિદ્યા માટે, સાહિત્ય માટે, વિધવા બહેનોના માટે, અનાથોના માટે તેમનું હૃદય અહર્નિશ લાગણી વશ રહે છે. અને તે માટે તેમણે છૂપી તેમજ જાહેર ઘણી સખાવતો કરેલી છે. તેમનું હૃદય કેટલું બધું લાગણી યુક્ત છે. તે તો જેમણે તેમનું "**લોહાણા યુવક પરિષદ્**" વખતે બોલાયલું ભાષણ સાંભળ્યું હશે વાંચ્યું હશે તેઓજ જાણી શકે તેમ છે. તેમની સખાવતોનો મોટો ભાગ ગુપ્ત રહેલો છે. તેમની જન્મભૂમિ ( ગામ **શ્રી કલ્યાણપુર** )માં પણ તેમના તરફથી સારી જેવી રકમો ખરચાઇ છે. ખરચાય છે, અને હમણા **પાંજરાપોળ ધર્મશાળા** જેવી લોકોપયોગી સંસ્થાઓ તેમના મુબારક હાથે અડકેલી મોટી રકમોના ભોગથી શોભી રહેલી છે. તળાવનું ખાણેત્રું પણ તેમની મોટી મદદના યોગે થયું હતું. છેલ્લે **ભૂજ** મુકામે "**લોહાણા યુવક પરિષદ**"માં જૂદા જૂદા ખાતાઓમાં તેમણે સારી જેવી રકમો અપેલી છે.

આજથી ત્રીસેક વરસની વાત પર આ ચરિત્ર નાયકને ધાનના મોટલા પુંઠ પર ઉપાડી દરેકને ઘેર જાતે પહોંચાડતો જોવાનું ઘણાઓને માલૂમ હશે. એક વખત મુંબઇના મહોલ્લાઓમાં ફેરિયાની બૂમો મારતા સેઠ **નરસિંહ નાથા** વિષે કોણ જાણતું' તું, કે તે **કચ્છી દશા ઓસવાળ જૈન** કોમનો એક પૂજ્યનિય શેઠ કહેવાશે. ભવિષ્યમાં તેની ગાદીને દશા ઓસવાળ કોમનો બચ્ચો પ્રેમથી પગે પડશે. એવું કોણ જાણતુ' તું, કે ફાટેલા વસ્ત્રોથી શોભી રહેલો એક લુહાર આખી અમેરિકાનો કુબેર ભંડારી બનશે. એવું

કાણુ ધારતો' તો કે **મુંબઈની** મ્યુનિસિપાલ બત્તિઓના ઝાંખા પ્રકાશમાં પોતાના પુસ્તકાનું અધ્યયન કરતો **ભીખાજી જીવાજી દમણીઆ** નામના મુફલિસ પારસી યુવક કચ્છ રાજનો **ચીફ-મેડિકલ-ઑફિસર** બનશે. અને પોતાની કીર્તિને અમર બનાવી ચાલ્યો જશે. એવું કાણુ ધારતું' તું, કે એક પોંડ માટે આત્મઘાત કરવાના બાયલા વિચારો યોજતો ગૃહસ્થ ઇંગ્લેન્ડની બેન્કાનો મુખ્ય આગેવાન બનશે. એવો કયો નજૂમી ઉગ્યો' તો, કે જેણે કહેલું હોય, કે ખેતી કરતો એક મજૂર **કચ્છી** જનતામાં શેઠ **ખેતસિંહ ખીયસિંહ** ( J. P. )નું નામ ધારણ કરી પોતાની જન્મભૂમિ માટે લાખો રૂપીઆની ઉદારતાનો વરસાદ વરસાવશે. એક વખત ગુબિતની ફેરી કરનાર નિરાધાર બાળક આ વખતે કોટાધિપતિ બની લાખો રૂપીઆની રેલમછેલ પોતાની વા'લી જન્મભૂમિ માટે, સ્વ-જ્ઞાતિ માટે, ચલાવી કોઈ પણ જાતના ભેદભાવ વિના લાખોની મિલ્કત સાધુ-સંત-ફકીર-ફુકરો-અનાથ-નિરાધારને આશ્રય આપવા માટે વાપરી દાનેશ્વરીનું સર્વોત્તમ પદ મેળવનાર શ્રીમાન બન્ધુ **કાનજી જાદવજી મોનાણી**ના નામથી દીપી નીકળશે. એવું કાણુ કહેતું' તું? તેજ રીતે ધાનના મોટલા ઉપાડતો આ યુવક આ વખતે સ્વજ્ઞાતિનો તાજ વિનાનો રાજા બન્યો છે.

ઉપર કહેલા પ્રતિષ્ઠિત યુવકોમાં દયા છે. શ્રદ્ધા છે. ઉદારતા છે. ક્ષમા છે. પુરુષાર્થ છે. આ બધા ગુણો કદાચિત્ આપણા આ ચરિત્ર નાયકમાં નહિ પણ હોય; તોપણ મને અનુભવ છે તે પરથી કહીશ, કે તેનો મોટો ભાગ તેમને શોભાવી રહ્યો છે. **તેઓ ધુરંધર વિદ્વાન નથી છતાં ઘડાયલા અને સંસ્કારી બહુ છે.** વિદ્યા તરફ તેમને ચાહના સારી છે. સ્ત્રી કેળવણીના તેઓ ખાસ હિમાયતી છે. અને "**લોહાણા યુવક પરિષદ્**" ના પ્રમુખપદેથી સંભળાયલું તેમનું ભાષણ ઉંડા સંસ્કારોથી ભરપૂર, ઘણુંજ ભાવ-

વાહિ અને ઉમદા મનાયું છે. તેમના આ ભાષણે જન સમાજપર ઉંડી છાપ પાડેલી છે.

એક દાણાની દુકાન ચલાવતો યુવક શ્રી પ્રભુકૃપાથી અને જાત મહેનતથી આ વખતે લક્ષાધિપતિ બને છે. તેની પાસે લાખોની ઈસ્ટેટ છે. લક્ષ્મી છે. અને તે ઉપરાંત જી. આઇ. પી. તથા બી. બી. સી. આઈ. રેલ્વેનો એ મોટો કંટ્રાકટર બન્યો છે. એ ઘણી વજનદાર સંસ્થાઓનો મેમ્બર છે. સભ્ય છે. પ્રમુખ છે. અને એવી "**શ્રી**" માં માલતો જે યુવક પોતાની જ્ઞાતિને, પોતાના મિત્રોને, જન્મભૂમિને, વિદ્વાનોને ભૂલી નથી શકયો તેને શું આપણે ભૂલી જઇશું કે?

## અંતિમ.

શ્રી વિભુજી આ **દાનવીર** અને **ઉદાર** શ્રીમાન શેઠજીનું અહર્નિશ કલ્યાણ કરો અને તેમના હાથેથી આવા સદ્કાર્યો દિન પ્રતિદિન વધુ અને વધુ બનતા રહો, તેઓ યશસ્વી, ઉદાર, રિદ્ધિ, સિદ્ધિ યુકત અને તંદુરસ્તિ સાથે દિર્ગાયુષ્ય બનો એવી મારી એ વિભુજી પ્રત્યે નમ્ર યાચના છે.

**લાલજી મૂળજીભાઇ જોશી.**
ગ્રંથ-કર્ત્તા.



# પ્રસ્તાવના.

(લખનારઃ *શ્રીમાન રાઓ સાહેબ મગનલાલભાઈ દલપતરામ ખખ્ખર J. P. Hon. Presidency. Magistrate Bombay.)

ભરતખંડમાં અનેકાનેક ભારતનૃપોએ ભારતભૂમિપર પોતાનો ભાગ ભજવી રણચંડીને પોતાના રક્તનું પાન કરાવી, શૌર્યતા દર્શાવી પોતાના પ્રાણોનાં બલિદાન અર્પ્યાં છે. તેમાં ગર્વી ગુજરાતના ગુર્જરનૃપોએ, તેમજ કાઠીઆવાડના કાઠીનૃપોએ પણ પોતાના ધર્મને માટે, રાજ્યને માટે, કુલની રક્ષાને માટે પોતાના પ્રાણોની આહુતિ આપી પોતાના ધડથી શત્રુઓ સાથે બહુ બહાદુરીથી લઢાઇ કરી પરાક્રમનો જે સાક્ષાત્કાર કરાવ્યો છે, તે સર્વથા અલૌકિક, અશ્રુતપૂર્વ, અને અનિર્વચનીય છે.

આ કચ્છ પ્રાન્તની બલિહારી એથી કંઇક ઓરજ છે. એ દેશ સર્વથી અલગ છે. નકશામાં જોશો તો પણ ભરતખંડથી કચ્છનો પ્રદેશ સમુદ્રની સપાટી ઉપર એક વહાણ અગર તૂંબડા પ્રમાણે અલાહિદો તરતો, હિમાલય સમાન અચલ, એક સ્થાનમાં અડગ થઇ, પોતાનો કચ્છવાળી મર્દાંગી સ્થિતિમાં ઇતર પ્રજાને પોતાનું ભાન કરાવતો ઉભો છે, એટલુંજ નહિ પણ તેની ભાષા પણ સર્વ પ્રકારે અલાહિદી છે. નર અને નારી (જાતિ) સિવાય તો કોઇ દષ્ટિએ પડતુંજ નથી. નાન્યતરનું તો નામોનિશાનજ ન મળે. જો ઉર્દુભાષામાં નાન્યતર હોય તો એ ભાષામાં હોય.

એ દેશના આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષોમાં પોતાના દેશને માટેનું અનહદ અભિમાન હોય છે. પછી પોતે પોતાના દેશમાં હોય, કે

---

(*) કચ્છી સાહિત્યના ખાસ અભ્યાસી અને લેખક.

જોઇએ તો હજારો મૈલને છેટે દૂર દેશાંતરમાં સાહસ કરતો ફરતો ફરે, પણ તેના હૃદયમાં સ્વદેશભાવના હરહમેશ તરવરતીજ રહેશે. કચ્છની ભાષા તથા હાલારની તેમજ સિંધી ભાષામાં ઘણોજ અંતર છે. કચ્છીભાષા કંઇક વિશેષ કડક છે. સત્ય કહીએ તો કચ્છી **ભા**ષામાં કરડાકી, કચ્છી **બો**લવામાં કરડાકી, કચ્છી **ચાલ**માં ચાલાકી, કચ્છી ફેંટાના **મ**રોડમાં મરડાકી, કચ્છી ભેઠ બાંધવામાં મર્દાંગી. અને છેલ્લે નિષ્કિંચન અવસ્થામાં પણ દરિયાવ દિલની ડિમાકી દૃષ્ટિએ પડે છે. પોતાના વતનની હુબ્બ તેઓના રંગેરંગમાં ભરી પડી છે. તેમનો સિદ્ધાંત તો એ છે કે:—

મુંજી માતૃભૂમિ કે નમન, આય વલ્લો અસાંજો વતન.
ઇશ્વર જેડા દાસઈશ્વરજા મેંકણ જેડા મહંત;

જગડૂશા, ખેંગાર, પીતાંબર, માડીજા મહાજન,
મુંજી માતૃભૂમિકે નમન, આય વલ્લો અસાંજો વતન;

તેજવતીઉં, જલજયું લિખમ્યું, જગ માલણજી, જુલન્,
જિત કપુરી, હોથલ જેડયું, પદમણીઉં પ્રગટન્...મુંજી માતૃભૂમિકે.

વળી તેઓ શું કહે છે:—

કચ્છ દેશમેં શરીર બંધાણું, ઇન ભૂમિજો ઋણી ગણાણું,
ઉપકાર અસીં ન ભુલોંતારે, અસીં કચ્છી અંઇયો ઈઅ ચોંતા,
દેશ છડે પરદેશ વિંજુતા, ઉતપણ મુડસાઇસે ચોંતા;
કેંજો પણ ધ્રા ન રખોંતારે, અસીં કચ્છી અંઇયો ઇઅ ચોંતા;
મુંબાસો મલબાર જમાયો, એડન ને રંગૂન કમાયો,
માલ ડીયું ને ગિનુતારે, અસીં કચ્છી અંઇયો ઈઅ ચોંતા;
કિન કમમેં પાછા ન પોંતા, મુડસ અંઇયો મિણીકે ઠસાયો,
ગોંઢરવટ ન ધ્રજોંતારે, અસી કચ્છી અંઇયો ઇઅ ચોંતા.

એમ ગર્વોન્નત મસ્તકે તેઓ બોલે છે.

કચ્છ નૃપતિઓ સિંધના સમા રજપૂત વંશના છે. તેમણે પોતાની ઝળકતી કારકીર્દિથી કચ્છ પ્રદેશની તવારીખને સુવર્ણાક્ષરોથી અંકિત કરી, પોતાની પાછળ મુલ્કેઅવલ કચ્છ દેશની ભૂમિના આદર્શ રાજ્યકર્ત્તા તરીકે સુવિખ્યાત થઇ, 'અમરનામના મેળવી છે, અને તેમનાં શરીર યશઃશેષ થયાં છે.

અસલના રાજપૂત રાજાઓ રાજ્યશકટ ચલાવવામાં કેટલા નિષ્ણાત હતા. શત્રુઓ સાથે લડવામાં તેઓ કેવા સમશેર બહાદુર હતા, ને આ પુસ્તકની કથાઓ તેનું કથન કરી સાક્ષી આપે છે. પોતાના નિમકહલાલ નોકરોની કદર કરવામાં તેમની કદરદાની, અને ફારક જેવી બાંદીને (જૂઓ પૃષ્ટ ૧૭૪) પોતાના સ્વામીની સકુમાર કુમારના પ્રાણરક્ષણ માટે પોતાપર આવી પડેલા કટોકટીના વિકટ ધર્મસંકટ સમયે, સ્વાત્મજને સ્વામીસેવાની વેદી ઉપર મૂકો, પ્રાણથી અધિક પ્યારા એવા પોતાના કૂણા કિશોર અર્ભકની આહુતિ અર્પવામાં નિર્દિષ્ટ કરેલી વિસ્મયચકિત સમયસૂચકતા,અને નિમકહલાલીથી, પોતાને એક સાધારણ નારી નહિ, એક બળહીન અબળા નહિ, કિન્તુ એક પ્રતાપી પ્રબળા—અબળા તરીકે પૃથ્વીપટપર પૂર્ણ પ્રતિષ્ઠાને પ્રાપ્ત થઈ અને જનતાને માટે એક આદર્શ જનેતા, યાને એક વીરમાતાની એક વીરપુત્રી તરીકે પોતાની પાછળ અનુકરણીય દષ્ટાંતનું આદર્શ ઘડતી ગઇ, એવી જનનીને સહસ્ત્રશઃ ધન્ય છે.

પૂર્વે કચ્છમાં જે જે અમાત્યો થઈ ગયા તે પણ રાજ્યકલા વિશારદ હતા. **જમાદાર ફતેહમહમદ**નો દોર દમામ એટલો હતો કે તેની ધાકથી મીયાણા પણ ડરતા. ફત્તેહમહમદ જ્યાં જ્યાં પોતાની ફોજ લઇ સવારીએ ચડતો ત્યાં તે પોતાની નેમમાં અચૂક ફાવતો, ને ફત્તેહનો વાવટો ફરકાવતો તેને માટે ગામની લલનાઓ લલકારીને ગાતિ કેઃ—

ફતીયા ત્હારી ફોજનો, ભયનો ડંકો ભારી,
અર્ધી રાત્રે ચમકી ઉઠે, નગરતણી નારી.

એ વીરમર્દ **ફતેહમહમદ**, સુલતાને સોદાગર બ્રહ્મક્ષત્રિય **આ-જમ શેઠ સુંદરજી શિવજી**, તથા ચાણુકય બુદ્ધિ **લક્ષ્મીદાસ કામદાર**, એ ત્રણે વિભૂતિઓ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરની ત્રિપુટી પ્રમાણે એક સમયાવચ્છેદે કચ્છની જતી પ્રતિષ્ઠાને સચોટ ટકાવી રાખી છે, તે માટે કચ્છપ્રજા તેમની અકથ્ય આભારી છે.

દંતકથા અને ઐતિહાસિક કથામાં વિશાળ અંતર છે. દંતકથામાં તો કેવળ કાલ્પનિક બંબગોળા, વા ગોબારા આસ્માનમાં ઉરાડી હવાઈની માફક તેમાંથી રંગબેરંગી તડતડતા તારા ટપકાવી શકાય. પરંતુ વસ્તુસાહિત્યના સપ્રમાણ પુરાવાના અભાવે કથાને ઐતિહાસિક કથા કહી ન શકાય.

ઇતિહાસ એ દેશની પ્રાચીન સ્થિતિનો પરિચય કરાવનાર ભાવિ સ્થિતિનો માર્ગદર્શક ભોમીઓ છે. ઇતિહાસ એ એક એવો આયનો છે કે તે જોવાથી થઇ ગયેલા અવનવા ભૂતકાલીન બનાવોનું દિગ્-દર્શન કરાવી ક્ષીરનીર ન્યાયેન સારાસારનો બોધ આપી જાગૃત કરે છે.

"કચ્છની લોક કથાઓનું" અલૌકિક ઐતિહાસિક કથન આ પુસ્તકમાં કરવામાં આવ્યું છે. તેના વાંચનમાં વીરોની વીરહાંક તથા વીર ગર્જનાથી ઉદ્દભવતા રોમાંચ, નૃપતિઓનો નેક તથા ટેક, વિશેષમાં તેમનું એક વચનના સૂત્રનું સમ્યક્ પરીપાલન. શરણાંગત શત્રુમિત્રને મળતું અભયદાન, એ સર્વ અમુલ્ય ગુણોનું તેમાં પ્રતિ-પાદન કરવામાં આવ્યું છે.

તેનાથી ઉલટું જ્યારે આવા સ્પષ્ટ હૃદયના રાજવીરો ખલ વિદેશી નૃપોના સપાટામાં શૃંખલાબદ્ધ થઈ જાય, ત્યારે પોતા ઉપર કરેલા ઉપકારો વિસરી જતાં, તેનો બદલો અપકારમાં જ વાળી

તેમનો દેહાંત કરતા, અને તેમના કુટુંબ કબિલાનું સર્વેનું નિકંદન કરી, તેનું રાજ્ય પોતે પચાવી પાડતા, એવા અનેક દૃષ્ટાંતો વાંચન પાઠમાં આવી ગયા છે. સમયના પરિવર્તનથી, શૌર્ય સંપના અભાવે, વૈભવવિલાસમાં વિલસિત થયેલા નૃપોએ પોતાના પ્રદેશનું સ્વામિત્વ ગુમાવી, અન્ય રાજ્યકર્ત્રી કોમને સ્વાધીન થઈ, પરતંત્રતાની પરિ-વર્તિત પરિસ્થિતિના ભોગી થઈ, ભાગ્યહીણા બની ગયા છે; એટલું જ નહિ પરંતુ પોતાના પ્રતાપી પૂર્વજોની પરંપરા પ્રચલિત પ્રણા-લિકાને પ્રણામ કરી, સદા સર્વદાને માટે નિસ્તેજ થઇ, નિર્મા-લ્યતાને નમન કરી રહ્યા છે. એ ખરેખર શોચનીય છે. અરે! પૂર્વના, **ते हि नो दिवसो गता :**

સિન્ધ તથા કચ્છ દેશની ગૌરવાન્વિત ઘટનાઓના ઘણા લેખો મ્હારા તરફથી પ્રકટ થયા છે, જેવા કે–લાખો ધુરારો, સિંધની સુમ-રીઓ, લાખો ફૂલાણી અને જશમા ઓડણ, ફૂલભદવો ને ભોરી રાણી, પ્રથમ રાવખેંગારજી, કર્મવીર કારાયડો ને રણવીર શયડો, હમીર સુમરો અને વીઅડ ગુજર, જામલાખીઆર, ફૂલસમો અને સોનલપરી, વીઝીઓપુનાણી અને સોનંગ બારોટ, દાતાંર હણુત-થધીઆણી, રાણો ચાંદન, લા ને સા, મંઢો સોનલ અને સપડ ચોટાણી, જામ નોતીઆર, જામ પુંવરો ને રાણી રાજૈં વાઘેલો મૂળરાજ સોલંકી, સિંધનો જામ ચનેસર અને રાણી કોરૂ વગેરે, વગેરે. પરંતુ તે સર્વે એટલા બધા વિસ્તૃત વિસ્તારમાં વર્ણવાયલા છે કે તે સર્વે પ્રકટ કરતાં એક બહત્ પુસ્તક થઈ જાય.

મ્હારા સદ્‌ગત તીર્થરૂપ પિતાશ્રી **રાવ સાહેબ** દલપતરામ **પ્રાણજીવન ખખ્ખર** આજથી સુમારે પોણા સૌકા પૂર્વે મરહુમ કચ્છ **મહારાવ** શ્રી **સર પ્રાગમલ્લજી બહાદુરના** પૂર્ણ અનુગ્રહથી કચ્છમાં આવ્યા, અને હાલના **મહારાવ** શ્રી **સર ખેંગારજી સવાઈ બહાદુરના** વિદ્યાગુરૂ નિમાયા, પશ્ચાદ્ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર થઈ,

તેમણે આખા કચ્છના કેળવણી ખતાનું બંધારણ સંગીન પાયાપર નવેસરથી બાંધ્યું. તે સમયે તેમને જૂના લેખ, ઇતિહાસ વગેરેનો અતિશોખ હોવાથી તે દિશામાં સંશોધન કરવાનો સુયોગ પ્રાપ્ત થતાં, કચ્છનું "આર્કયોલૉજીકલ સર્વે" નામક દળદાળ અંગ્રેજી પુસ્તક ફક્ત ૩૫ દિવસના અતિ અલ્પકાલાવધિમાં તૈયાર કરી, અંગ્રેજ સરકારને મોકલી આપ્યું. અને તે અંગ્રેજ સરકારે સ્વખર્ચે સીલેકશન તરીકે પ્રકટ કર્યું. તેમાંથી તથા મ્હારા બનાવેલા જગડૂ-ચરિતમાંથી પણ કચ્છ દેશના ઇતિહાસને લગતી ઘણી હકીકતો મળી આવે છે.

કચ્છીકથાનાં કંઠસ્થ સાહિત્યનું સંગઠન કરી એક મોંઘા મૂલનો સુવર્ણ માંસલો રા. રા. **લાલજી મૂલજીભાઇ જોષીએ** વાચક વર્ગ સમક્ષ રજુ કર્યો છે, અને તેમ કરવામાં તેમણે આત્મ-ભોગ, પરિશ્રમ, અને દ્રવ્યનો ભોગ અર્પી સ્વદેશની સ્તુત્ય સેવા કરી છે. તેમાં સમાવેશ કરેલી કથાઓમાં "ભાભીનું મહેણું, કારાયલ, કચ્છની વીરાંગના" ઈત્યાદિ વાર્તાના વર્ણન વાચનને રસમય બનાવી, માનસિક ચક્ષુ આગળ વાર્તાનું તાદૃશ્ય ખડું કરી આપને નવલકથાના નાયકોની સાથેજ પ્રવાસમાં સહગામી બનાવે છે. વળી આ પુસ્ત-કમાં સરળ ભાષા, ઉત્તમશૈલી, અને સુંદર ઘટનાનો ત્રિવેણી સંગમ થવાથી તે લોકદરને પાત્ર થયા વગર રહેશે નહિ. કચ્છી દુહા ત્યાંની પ્રજા, પ્રેમથી મુક્ત કંઠે લલકારે છે, અને તેવા દુહાઓ ઐતિહાસિક રસની સ્વાદિષ્ટતામાં વધારો કરે છે, તેનો દ્વિતીય વિભાગમાં ઉપયોગ કરવાની આવશ્યકતા છે.

સ્વલ્પમાં આ દેશનો અખિલ ઇતિહાસ પ્રવીણ ઇતિહાસ-કારોદ્વારા લખાવી, પ્રસિદ્ધિમાં આણવાની રાજ્યકર્તાની ફરજ છે. પરંતુ રાજ્યનો ઉત્સાહ એ દિશામાં અતિમંદ જણાય છે, નહિતર એ ઇતિહાસ અદ્યાપિપર્યન્ત અપ્રકટ રહ્યો નહોત.

કચ્છપ્રદેશના ઇતિહાસને પૃષ્ટે પૃષ્ટે, અને ગ્રામે ગ્રામે શૌર્યના ઝણુકાર જણાયા છે, અને ગુણગર્વી કચ્છભૂમિપર અનેક વીર યોદ્ધાઓએ રણતાંડવોના નૃત્યો કરી, તાનમાં તન્મય થઈ ખૂબ ખેલો ખેલ્યા છે.

કચ્છની ભૂતકાલીન પ્રજા, અને તેના પ્રજાપાલક નૃપતિઓ વચ્ચેના અન્યોન્ય, અપૂર્વ અને અપ્રતિમ પ્રેમની સીમા તેના સીમાડાની હદ જ ઓળંગીને બહિર્ગત થયેલી છે. જો કે હાલની પ્રજા તો પોતાના રાજા પ્રત્યે તેવા જ પ્રેમનું પરીપાલન કરી રહી છે. કચ્છી ઇતિહાસનો પ્રત્યેય આશક તેની પ્રત્યેક ઘટનામાં પોતાના દેશમાં પ્રતાપી ભૂતકાળને વાંચી શકશે, એ નિ:સંદેહ છે,અને એજ આ પુસ્તકના સંપાદક **મી. લાલજીભાઈના** યત્નની સંપૂર્ણ સાર્થકતા છે, આવાં અનેક પુસ્તકો લખાય, એજ મ્હારી ઉત્કંઠા છે.

મુંબાઈ, વિક્રમાર્ક ૧૯૮૬,
કાર્તિક શુકલા પ્રતિપદા.
તા. ૨ જી નવેમ્બર, ૧૯૨૯
શનિવાર.

**મગનલાલ દલતપરામ ખખ્ખર.**

---

# શુદ્ધિપત્રક.

( આ પુસ્તક અંદરની જોડણીઓ, શબ્દો વગેરે શ્રી ગોકળદાસ પટેલ કૃત "ગુજરાતી શબ્દ કોષ" તથા શ્રી ગૂજરાત વિદ્યાપીઠે તાજેતરમાં બાહેર પાડેલ "ગૂજરાતી જોડણી કોશ"ના આધારે લેવામાં આવ્યા છે. પ્રયોગ દાખલ વચ્ચે વચ્ચે કેટલાક પરિચિત કચ્છી શબ્દો પણ દાખલ કરેલા છે અને તેનું ગૂજરાતી ભાષાંતર એની સાથેજ આપવામાં આવ્યું છે. વાચકની જિજ્ઞાસા વૃત્તિને પોષણ આપવાના નિમિત્તે એ કચ્છી શબ્દો તથા કેટલાક અઘરા શબ્દોનો કોષ એક જૂદા પાના પર આપવામાં આવ્યો છે. આ પુસ્તકના લખાણનું સંશોધન ખૂબ કાળજીપૂર્વક કરવામાં આવ્યું છે; છતાં પણ, જો આપને કયાં દોષ રહી ગયાનું જોવામાં આવે, તો આપે તે બદલ લેખકને સુચના અને ક્ષમા અર્પવી. )

લેખક :

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧ | ભારોજી | (૧) ભારોજી |
| ૮ | ૧૪ | હઝારો | હજારો |
| ૯ | ૧ | મરદુંની | મરદૂની |
| ૧૧ | ૪ | ઓગણીસ | ઓગણીસમો |
| ૫૩ | ૨ | બારવટીયે | બારવટિયે |
| ,, | ૨૩ | મરદું | મરદૂ. |
| ૧૫ | ૨૨ | દ્રઢતા | દઢતા |
| ૧૯ | ૧૦ | દૂર્ગની | દુર્ગની |
| ,, | ૧૬ | માસ ઉપરેજ | માસ ઉપરજ |
| ૨૩ | ૧૩ | શકાર | શિકાર |

| | | | |
|---|---|---|---|
| ૨૪ | ૨૧ | ફર્યો | ફર્યો |
| ૨૫ | ૨૧ | ગિરાસ | ગરાસ |
| ૨૯ | ૯ | કી ? | કીં ? |
| ,, | ૧૦ | લુટાજો'તા | લુટાજોંતા |
| ૩૬ | ૨૧ | સાધરણ | સાધારણ |
| ૪૭ | ૯ | રાયધણજી (પહલા) | રાયધણજી (પહેલા) |
| ૪૯ | ૧૬ | અખાત્રીનેજ | અખાત્રીજને |
| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
| ૫૫ | ૨૬ | ઉદ્ધારકર્યો | જીર્ણોદ્ધારકર્યો |
| ,, | ૨૦ | છપીરીતે | છૂપી રીતે |
| ૬૪ | ૧૧ | પૂછયુ | પૂછયું |
| ૭૧ | ૧૧ | વડિલો | વડીલો |
| ૯૯ | ૫ | મુત્સદી | મુસદ્દી |
| ૧૦૧ | ૬ | સુમરા | સુમાર |
| ૧૨૦ | ૧૩ | સૂતા | સૂતો |
| ૧૨૬ | ૧૨ | અંદર | Dis. |
| ૧૨૬ | ૨૦ | ત્યારે | જ્યારે |
| ૧૩૪ | ૧૮ | વારૂં | વારૂ |
| ૧૩૫ | ૨૧ | બનલાવ્યો | બૂનલાવ્યો |
| ૧૩૭ | ૧૧ | ચિહનોવાળી | ચિહ્નોવાળી |
| ૧૪૧ | ૨૨ | બર્મા પાર્ટના | બર્માપાર્ટના |
| ૧૫૪ | ૨ | તનો | તેનો |
| ૧૬૯ | ૩૮ | મરદમળી | મદદમળી |
| ૧૭૦ | ૫ | તાપણ | તો પણ |
| ૧૭૧ | ૨૦ | થયું છે | થઇ છે |
| ૧૭૨ | ૨ | આદર્યો | આદર્યો |
| ,, | ૨૦ | કબજેકયું | કબજે કર્યું |

| | | | |
|---|---|---|---|
| ૧૭૫ | ૧૫ | સ્થિતિમાં | સ્થિતિમાં હતું |
| ૧૭૭ | ૨૩ | કૃત્યોને | કૃત્યોના |
| ૧૮૨ | ૧૫ | સમૈયાની | સમૈયાના |
| ,, | ૨૦ | સાંમે | સામે |
| ૧૮૯ | ૧૮ | Naliy a | Naliya |
| ૧૯૧ | ૧૦ | ગગનાભેદી | ગગનભેદી |
| ૧૯૩ | ૩ | ખમું ઉત્સાદની | ખમું ઉસ્તાદની |
| ૧૯૪ | ૯ | મોંબતકે | મોબત કે |
| ૨૦૧ | ૨ | નહિં | નહિ |
| ૨૦૬ | ૨૫ | તજોઇ | તે જોઇ |
| ,, | ૨૬ | માણુાક | માણકિ |
| ૨૦૭ | ૩ | તદોડયો | તે દોડયો |
| ,, | ૨૧ | ન પીધોસ | ન ડીધોસ |
| ,, | ૨૩ | માણુાક | માણકિ |



પ્રથમ લોહાણા યુવક સંમેલનના માનવંતા પ્રમુખ



રઘુવંશી લોહાણા નરરત્ન

શ્રીમાન શેઠ નેણસી તેજપાળ.

ૐ

# અર્પણપત્રિકા.

શ્રીમાન ઠક્કર નેણસિંહભાઈ તેજપાળ સોમૈયા.

**પ્રમુખ પ્રથમ લોહાણા યુવક સંમેલન.**

શુ૦ નિ. **મુંબઈ.**

**માનવંતા સાહેબ.**

"હું યુવકોનો સેવક છું" એવી ભાવના હૃદયમાં ધારણ કરી આપે યુવકોને આપના સેવકો-ઉપાસકો, બનાવી મૂકયા છે. જેમ પ્રભુને રટનાર પ્રભુનો અધિસ્થાતા બની જાય છે. તે મુજબ યુવકોનું રટન કરનાર એવા આપ યુવકોના વડિલ સ્વયં બની ચૂકયા છો. આપ યુવક પ્રવર્ત્તિઓના ચાહક છો; યુવકો પ્રત્યે આપને માન છે. પ્યાર છે. શ્રદ્ધા છે. અને "આજનો યુવક આવતી કાલે પ્રસિદ્ધ નાગરિક થવાનોજ." એવા મજબૂત સિદ્ધાંતના આપ પૂજક હોવાથી હું મારું આ લઘુ પુસ્તક પ્રેમ પૂર્વક એક યુવક તરીકે આપને અર્પણ કરવાની રજા માગુ છું.

આપનો સ્નેહાધીન.

**લાલજી મૂળજીભાઇ જોશી.**

ગ્રંથ-કર્ત્તા.

# આભાર-દર્શન.

**શ્રીમાન રામજીભાઇ, જયરામ ખાંટ. નાગરેચાવાલા**

સુ. નિ. **મુંબઇ.**

તેઓ સાહેબે આ પુસ્તક માટે મને પોતાનો જે મીઠો સહકાર આપ્યો છે તે બદલ હું તેમનો ખાસ ઋણી બનું છું.

**લાલજી મૂળજીભાઇ જોશી.**

ગ્રંથ-કર્ત્તા.

# શ્રીએરા ક્ષેત્રપાળ ગ્રંથાવલી

તરફથી

## પ્રસિદ્ધ થયેલ પુસ્તકોની યાદ.

**૧ મહારાજા સિમ્બેલાઇન.**

(લે. શ્રીમાન ડૉ. મૂળજીભાઈ જેઠું જોશી) હાલ સિલકમાં નથી.

**૨ અજબગણિત.**

(લે. શ્રીમાન ડૉ. મૂળજીભાઈ જેઠું જોશી) હાલ સિલકમાં નથી.

**૩ મનોરંજક ગણિત.**

(લે. શ્રીમાન ડૉ. મૂળજીભાઇ જેઠું જોશી) કિંમત રૂા. ૨-૦-૦.

**૪ કચ્છની લોક કથાઓ.**

(લે. રા. લાલજી મૂળજીભાઈ જોશી ) કિંમત રૂા. ૨-૦-૦

# આ પુસ્તક માટે ઉપયોગી થયેલ પુસ્તકોની આભાર નોંધ

(૧) " ગુજરાતી જોડણી કોશ "–પ્રકાશક ગુજરાત વિદ્યાપીઠ
અમદવાદ (સને ૧૯૨૮)

(૨) " ગુજરાતી શબ્દ કોશ "—,, લલ્લુભાઇ ગોકળદાસ પટેલ
નડિયાદ (સને ૧૯૦૯)

૩) " કચ્છના રસઝરણાં "–પ્રકાશક સ્વદેશ કાર્યાલય મુંબઈ
(સને ૧૯૨૪)

(૪) " કચ્છ દેશની જૂની વાર્તાઓ " લે. ગવરીશંકર જયશંકર
વોરાસાત (સને ૧૯૨૪)

(૫) " કાઠિયાવાડી સાહિત્ય " ભા. ૨ જો પ્ર. કલ્યાનજી ધર્મસિંહ
રાજકોટ (સને ૧૯૨૩)

(૬) " કચ્છનો બૃહદ્ ઇતિહાસ " પ્ર. જયરામદાશ જેઠાભાઇ નય
ગાંધી અંજાર ૧૯૨૬

(૭) " આર્ય વિદ્યા વ્યાખ્યાનમાળા " પ્ર. ગુજરાત પુરાતત્વ
મંદિર અમદાવાદ (સને ૧૯૨૨)

(૮) " કચ્છનો કેસરી ઘોઘો અને ચનેસર " ગુજરાતીની ભેટ
લે. શ્રી. નારાયણભાઇ ઠકુર

(૯) ૧૧૦ વરસ પર લખાયલા હસ્તલિખિત અપ્રસિદ્ધ ૨ ચોપડાઓ

(૧૦) મારી પોતાની નોંધ પોથી.

(૧૧) મિત્રો તરફથી મળેલ છૂટક છૂટક હકીકતોની ફાંઇલ.

(૧૨) પ્રસ્થાન (માસિક) સ્વદેશ (અઠવાડિક) બ્રહ્મદેશ (અઠવાડિક)
સમાજજીવન (માસિક) શારદા (માસિક) ની ફાઇલો.

Euglish.

"Gazetter of the Bombay Presidency"

Vol. V. CUTCH,

PALANPUR AND MAHIKANTHA (1880)

# મારી-યાચના.

(શહેરે-ગઝલને મળતું.)

વંદુ વારંવાર તુજકો,
જય નિરંજન જગ્તકા (૨) ટેક.

વંદન હય તુજકો કૃપાળુ,
ક્ષમા કર હમ દોષકો; (૨)
આરજુમંદ આ ગયા હું—વંદુ નિરંજન.

કર ભલા તું સારે જગકો;
રહમદિલિ કયા ઓર હય? (૨)
રક્ષાકર તું યે ગરિબાં
હમદુઃખી યે સાગરોંકા—જય નિરંજન.

"ચંદ્રરશ્મિ"

# મારી-ઇષ્ટ વસ્તુ.

(ભીમપલાસને મળતું.)

મારા જીયે ખુદાવંદ પ્યારા રાઓશ્રી
દીર્ધાયુષ્યજ પામોને. મારા.
રિદ્ધિ સિદ્ધિ પામો રાજન;
ઇષ્ટ સિદ્ધિ રાઓ ને, (૨)
કુટુંબ-કબિલું રહો તંદુરસ્ત;
ઇષ્ટ દેવી રાઓને.
મારા જીયે ખુદાવંદ-

"ચંદ્રરશ્મિ"

## કચ્છીઃ (કોશ. તથા કેટલાક અઘરા) શબ્દોના અર્થ.

અજોર=ગામનું પાદર, પાદરે આવેલું મોટું ખેતર.
અચો=આવો.
અય=છે.
અપનાવી=વધાવી. (ગુ.)
આંઇ=તમે.
અસીં=અમે,
આજા=તમારા.
આરોંટ=બેશુદ્ધ.
કુલાય=શું કામ? શા માટે?
કુરો=કેમ?
કીં?=કેમ?
કરપા=કૃપા,
કયો=કયો. કશું? ( which? )
કેર=કોણ?
કીડાં=ક્યાં?
ખપે=જોઇએ.
ખબરૂં=ખબર.
ગોઠ=ગામ×જયુ=ની
ગાલ=વાત.
ગાં=ગાય.
ગીનજા=લેતા.
ગંજે=ગામ.
ધસ=ધસવાટ
જેંજી=જેની.
ડીસોતા=જોઇ શકો છો?
ઢુક=થોડુંક.
તોજા=તારા.
થ્યાઐંયો=થયાછીએ.
થાબા=પડતા આખડતા.
દીંધોસ=આપીશ.
ધોખો=દિલગીરી.
પોય=પછી
થાકેડો=શ્રમ.
પાઢેવ્યો=હાંકી ગયો.
પાંજા=આપણા.
પ્યોઅય=પડયે
બન=ધાટી ઝાડી.
બાગલીવાડ=ગામનું પાદર.
ભેરા=એકઠા,
ભેચીંધા=નિશ્ચિંત.
મગુરાઇ=મિજાજ.
મુંજો=મારો.
મ=નહિ.
મુંતે=મારી ઉપર.
મીડે-બધા.
મુંવટ=મારીપાસે.
રંગ=શાબાશ.
રાસખાન=ક્ષોડેકસુધી.
લાગ-તક; રાહ+ન્યારે=જોઇ.
લંધાયઆયા=નસાડી આવ્યા મૂકી આવ્યા.
હાંણે=હવે.
હીતાનું=અહીંથી.
હકડી=એક.
હંધ=ઠેકાણું સ્થળ.
હુએં=હોય.
હેકલો=એકલો.
હાજરહુઓ=હાજર હો.

# ગ્રાહકોનાં મુબારક નામ.

| પ્રત સંખ્યા | નામ. | શહેર |
|---|---|---|
| | શ્રીમાન નેણસિંહભાઇ તેજપાળ ઠકર કલ્યાણપરવાલા—પ્રમુખ લોહાણા યુવક પરિષદ્. | મુંબઇ. |
| | ,, મંગલદાસભાઇ મેગજી ઠકર ગુંદિયાળીવાળા | ,, |
| | ,, રાવસાહેબ તેજુભાઈ કાંયા J. P. લાયજાવાળા | ,, |
| | ,, શાંતિદાસભાઇ આશાકરણશા J. P. માંડવીવાલા | ,, |
| | ,, મીઠુભાઇ વેલજી સોનાવાલા કોટડીવાલા | ,, |
| | ,, માલસિંહભાઇ માયા રવાવાલા | ,, |
| | ,, ભવાનજીભાઇ અરજણ શા તેરાવાલા | ,, |
| | ,, ગુલામ હુસેનભાઇ સોનાવાલા | ,, |
| | ,, ખીમજીભાઇ શામજી પોપટ ભુજવાલા | ,, |
| | ,, લક્ષ્મીદાસભાઇ રવજી તેરસિંહ M. A. | ,, |
| | ,, પંડિત શ્રી દયારામભાઇ રતનસિંહ શર્મા રોહાવાલા | ,, |
| | ,, વીરજીભાઈ રતનસિંહ ઠકર કોટડાવાલા | ,, |
| | ,, ખુશાલભાઇ તલકસિંહશા B A. L. L. B. Bar-at-Law. Prof. Bombay University. | ,, |
| | ,, ખેંપારભાઇ જેઠાભાઈ ઠકર ભાડરાવાળા | ,, |
| | ,, જેઠાભાઇ ભાણજી ઠકર મોટી ધુફીવાલા | ,, |
| | ,, શામજીભાઇ મુરારજી ઠકર મોટી ધુફીવાલા | ,, |
| | ,, ભીમજીભાઇ રતનસિંહ રૂપારેલ વાંકુવાલા | ,, |
| | ,, રણછોડદાસભાઈ કરમસિંહ ઠકર ગઢવાલા | ,, |

| પ્રત સંખ્યા | નામ. | શહેર |
|---|---|---|
| | ,, જેઠાભાઇ પ્રાગજી સચદે રોહાવાલા | ,, |
| | ,, ખીમજીભાઇ માવજી ખારાવાલા | ,, |
| | કોટડાવાલા | ,, |
| | ,, શીવજીભાઇ કરમસિંહ ઠકર ગઢવાલા | ,, |
| | ,, જાદવજીભાઇ વીશનજી ઠકર નેત્રાવાલા | મુલુન્ડ ,, |
| | ,, મોતીભાઇ પચાણ ઠકર | ,, |
| | ,, લાલજીભાઈ રવજી ખાંટ દરસડીવાલા | ,, |
| | ,, કુંવરજીભાઈ ચાંપસિંહ ધીરાવાણી કોઠારાવાલા | ,, |
| | ,, રણછોડદાસ કારાભાઈ જોબનપોત્રા લખપતવાળા | ,, |
| | ,, ચાંપસિંહ ઘેલાભાઇ શાહ દેઢિયા | ,, |
| | ,, અમૃતલાલભાઇ રણછોડ ઢેઅર | ,, |
| | ,, ડુંગરસિંહભાઇ પ્રાગજી ઠકર ઉગેડીવાલા | ,, |
| | ,, કુંવરજીભાઇ લધા ઠકર ઉગેડીવાલા | ,, |
| | ,, શીવજીભાઇ માધવજી કોટક નરેડિવાલા | ,, |
| | ,, મૂળજીભાઈ દયાળજી સાંધાણીઆ | ,, |
| | ,, ત્રીકમદાસભાઇ રામજી જોડિયા | ,, |
| | ,, વેલજીભાઇ દામજી દેવીસર | ,, |
| | ,, ગોરધનદાસભાઇ રતનસિંહ ઠકર કોઠારાવાલા | ,, |
| | ,, શીવજીભાઇ પુંજા કોઠારી | . |
| | ,, હીરજીભાઈ અરજણ ભાડઈવાલા | ,, |
| | Messers પ્રેમજી હરિદાસ & CO. ગોધરાવાલા | , |
| | ,, નારણજી નરસિંહ & CO. ખેડોઈવાલા. | ,, |
| | ,, શીવદયાળમલ્લ ગુલાબરાય &. CO | ,, |

| પ્રત સંખ્યા | નામ. | શહેર. |
|---|---|---|
| | ,, નેણુસિંહ ચાંપસિંહ & CO. વાંઝાણુવાલા | ,, |
| | ,, મેઘજી હરિરામ & CO. | ,, |
| | ,, વલ્લભજી ગોવિંદજી & CO. અંજારવાલા | ,, |
| | ,, ગોપાલજી ગાંગજી & CO. વમોટીવાલા | ,, |
| | ,, દેવશી ખેતસી & CO. | ,, |
| | શ્રીમાન ભોગીલાલભાઇ હિંમતલાલ શાહ | બાલિસાણા |
| | શ્રી. સાહિત્ય ઉત્તેજક સમાજ | અમદાવાદ |
| | શ્રીમાન લાલજીભાઇ સુંદરજી રાઘાણી કોટડીવાલા | ચીત્તાગોંગ |
| | ,, લખમસિંહભાઇ મનજી ભૂજવાલા | કલકત્તા |
| | ,, ગોવિંદજીભાઇ કુંવરજી શા. ભોજાયવાલા | આકોદિયા |
| | ,, રાવબહાદુર દેવજીભાઇ દયાળ ઠકર | ઝારયા |
| | ,, રાવ બહાદુર જગમાલભાઇ રાજા | નૈની |
| | ,, જાડેજા દેવાજી નાથાજી કોટડીવાલા | સમલપુર |
| | ,, ,, જીતુભા કાળુભા ,, | રંગુન |
| | ,, ધનજીભાઇ ચત્રભોજ ઠકર ,, | રાયપુર |
| | ,, કાનજીભાઇ વેરસિંહ શા. ઉનડોઠવાલા<br>કચ્છ | કોલંબો<br>કોટડી કચ્છ |
| | ,, ખટાઉભાઇ કુંવરજી રાઘાણી | ,, ,, |
| | ,, શામજીભાઈ દેવસિંહ શા. | ,, ,, |
| | ,, ઠાકોર સાહેબ શ્રી ચાંદાજી અભયરાજજી | ,, ,, |
| | ,, જાડેજા શ્રી પ્રતાપજી જીયાજી | વરાડિયા,, |
| | ,, દામજીભાઈ ગાંગજી ઠકર | લખપત,, |
| | ,, હંસરાજભાઇ ટીલ્લુ ઠકર | ,, ,, |
| | ,, વાલજીભાઇ જેઠા ઠકર | ,, ,, |
| | ,, રામજીભાઇ વાલજી દાવડા | |

| પ્રત સંખ્યા | નામ. | શહેર |
|---|---|---|
| | ,, પુરુષોત્તમભાઈ ત્રીકમજી બુદ્ધ ભટ્ટી | ,, ,, |
| | ,, દામજીભાઇ ઠાકરસિંહ શા. | રતડિયા મોટા |
| | ,, ખરાશંકરભાઈ જટાશંકર જોશી | મઢ કચ્છ |
| | ,, માણેકચંદભાઇ પાનાચંદ શા. | માંડવી કચ્છ |
| | ,, કલ્યાણરાયભાઇ હરિદાસ છાયા | ,, ,, |
| | ,, અમૃતલાલભાઇ જટાશંકર માંકડ ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ સાહેબ | ,, ,, |
| | ,, અબ્દુલાભાઇ અલ્લાના સુમરા | કોડારા ,, |
| | ,, જાદવજી બાપુભાઇ બુદ્ધ ભટ્ટી | ભુજ ,, |
| | ,, હરિરામભાઇ દામજી વકિલ સાહેબ | ,, ,, |
| | ,, પૂજ્ય ઉપાધ્ય શ્રી પદમ મેરૂજી સાહેબ | ,, ,, |
| | ,, પૂજ્ય શ્રી ભટાર્કજી કનકકુશળજી સાહેબ | ,, ,, |
| | ,, અધ્યક્ષ શ્રી કારિયા લાયબ્રેરી | નેત્રા ,, |
| | ,, જાડેજા ખીમાજી અરજણજી | હાલાપર ,, |
| | ,, રા. લક્ષ્મીશંકર ચત્રભોજ પંડ્યા | ,, |
| | ,, જાડેજા મેરામણજી જીવણજી | નલીયા ,, |
| | ,, ,, ખેંગારજી જેમલજી | ,, ,, |
| | ,, ,, રતનસિંહજી દેસાજી | ,, ,, |
| | ,, વીશનજીભાઇ કાનજી મહેયાર | ,, ,, |
| | ,, જયંતિલાલભાઇ ભગવાનલાલ અંજારીઆ | ,, ,, |
| | ,, લક્ષ્મીશંકરભાઇ જટાશંકર માંકડ. B. A. LL. B. મેજીસ્ટ્રેટ સાહેબ | અંજાર-કચ્છ |
| | શ્રી કચ્છી વીસા ઓસવાળ જૈન બાળાશ્રમ | ડુમરા ,, |
| | શ્રીમાન કાનજીભાઇ નારાયણજી રૂપારેલ | દેવપર(ગઢવાલી |
| | શ્રી પાર્શ્વ ચિંતામણી સાર્વજનિક જૈન વાચનાલય | ભૂજપર કચ્છ |
| | નામદાર ગુલામહુસેનભાઇ મોલેદીના વારસ સાહેબ | મુંદ્રા કચ્છ |

આપ કચ્છી છો ?   તો ?   જરૂર વાંચજો ?

જેનાં પાંનેપાંને કચ્છી શૌર્યઃ પ્રેમઃ અને રોમાંચથી ભરપુર ઇતિહાસના દર્શન થશે કચ્છી સમર્પણતા દેખાશે.

[ પુસ્તક ૧ લું ]   [ સચિત્ર ]

# કચ્છની કીર્તિ કથાઓ.

[ લેખક : દુર્ગાશંકર ટી. ભટ્ટ. ]

કચ્છી જનતાનું ત્રિમાસીક

[ સચિત્ર ]   " ભુજંગી "   [ ત્રિમાસીક ]

૧૯૩૦ ની જાન્યુઆરીની ૧૫ મીએ બહાર પડશે.

વધુ માટે લખો યા મળો

ભુજંગી સાહિત્ય–પ્રચાર કાર્યાલય.
નં. ૧૩ શાકગલી માંડવી મુંબઈ ૩.

તારે ખાતર !

# હિંદુ સમાજ સાવધાન !

---

હિંદુ સમાજનાં રખડી પડેલાં બાળકો, બાળિકાઓ, વિધવાઓ, અપંગો, અશક્તો વગેરેની સામે નહિ જુઓ ?

નેતરકામ, છાપવાનું, સુથારીકામ, દરજીકામ, કાંતણ, પીંજણ, વણાટ, પાટી, ખાદી, વગેરે કામ,

## નડીઆદ હિંદુ અનાથાશ્રમમાં

**થાય છે. ઉપરના કામ માટે ઓર્ડર આપો.**

નિરાધાર ગરીબોને મદદ આપવી એ દયા ખાવા જેવું છે; અને વળી જો આવા નિરાધારો ઉત્તમ પ્રકારની શારીરિક, માનસિક અને નૈતિક કેળવણી મેળવતા હોય, તો તો **એક પંથ અને દો કાજ** છે. વિદ્યાદાન, અન્નદાન, વસ્ત્રદાન વગેરેનો સમાવેશ થઇ જાયછે.

—એટલે—

ઓ સમાજના ઉદ્ધારકો ! આમાંથી પણ નાગરિકો પાકવાના છે. સેવાનો આ અનન્ય માર્ગ છે. સખાવતોનો ઉત્તમ ઉપયોગ છે. દેશનાં આ રવડી પડતાં અનાથ બાળબાળિકાઓ માટે દરેક પ્રકારનાં દાન કરવા રાજા, મહારાજા, શ્રીમંત, ગરીબ, બધાને પ્રાર્થના છે.

'ટીપે ટીપે સરોવર ભરાય, કાંકરે કાંકરે પાળ બંધાય' વાત ધ્યાનમાં રાખી યથાશક્તિ મદદ જરૂર કરશો. રિપોર્ટ મંગાવો.

લખોઃ—

**મંત્રી, હિન્દુ અનાથઆશ્રમ, નડીઆદ.**

# "આર્ય ચરિત્ર કિંવા તહેવારોનું મહત્વ"

: લેખક અને પ્રકાશક :

રામજી, વિ. વાલજી. હાવડા.

નખત્રાણા કચ્છ.

**આ** પુસ્તક હમણાં જ બાહેર પડયું છે અને ટુંક મુદતમાં સારી ખ્યાતી પામ્યું છે. એમાં કારતક સુદ ૧ થી તે આશ્વિન વદી ૦)) લગીમાં આવતા હિંદુ પર્વોની આછી મિમાંસા આપવામાં આવેલી છે. આપ હિંદુ હો વા મુસ્લીમ, ક્રિશ્ચિયન હો વા પારસી, બુદ્ધ હો વા જૈન, તમો આ ભારત વર્ષમાં રહેતી કોઇ પણ કોમના હો, તો પણ તમારે આ પુસ્તક એક વખત જરૂર વાંચી જવું જોઇએ, એમાં અર્વાચીન તેમજ પ્રાચીન દષ્ટિએ શાસ્ત્રોક્ત રીતે આધારભૂત સ્તંભોથી સારૂં ખંડન; મંડન કરવામાં આવ્યું છે.

કિંમત રૂા. ૦-૧૦-૦. માત્ર દશ આના (ટ. ખ. ઉપરાંતની) રાખવામાં આવી છે.

લખો.

ઠક્કર રામજી, વિ. વાલજી, હાવડા.

Nakhtrana Cutch.

# બ્રહ્મદેશ !

બર્મામાં જાહેર ખબર આપવાનું અજોડ
સાધન તે બર્માનું એક માત્ર એંગ્લો
ગુજરાતી સાપ્તાહિક.

## દર શનીવારે સવારે પ્રગટ થાય છે.

**ગુજરાતની અસ્મિતાની ચીનગારી, ગુજરાતની પ્રતિભાનો પ્રભાવ ગુજરાતી સાહિત્યનો પ્રવાહ, ટુંકામાં, ગુજરાતની પ્રતિષ્ઠા**

પ્રબળ રાખતું સંસ્કારી સામાયિક, જેને ગુજરાત તથા મહા-ગુજરાતના સમર્થ સાક્ષરો, શાહ વેપારીઓ અને અન્ય મહાજનોએ સહર્ષ વધાવ્યું છે. બર્માના દરેક ખુણામાં તેમજ હિંદ, દક્ષીણ આફ્રીકા, સીલોન, સીંગાપોર, સીયામ વિ૦ વિ૦ સ્થળોએ બહોળો ફેલાવો પામેલું, અદ્‌ભુત બર્માના અદ્‌ભુત લોકોના અદ્‌ભુત જીવન તથા સાહિત્યનો રસમય પરિચય કરાવતું એકલું ને અદ્વિતિય પત્ર.

લવાજમ રંગુન માટે રૂા. ૬ રંગુન બહાર રૂા ૬ાા
પરદેશ માટે શીલીંગ ૧૪.

ગ્રાહક થનારને બ્રહ્મદેશનો સચિત્ર દળદાર ખાસ અંક ભેટ મળશે.

**ન. ૧૫૮, ૩૧ મી ગલી, પોસ્ટબોક્ષ,
નં. ૮૫૩ રંગુન.**

લલચાય. આ પુસ્તકની અંદર એટલી બધી વિવિધતા આપવામાં આવી છે તેથી આ પુસ્તક માટે અસંખ્ય અભિપ્રાયો મળ્યા છે. તેનો સાર એ છે કે **અત્યાર સુધીમાં આવું સરસ પુસ્તક ગુજરાતી ભાષામાં છપાઇ બાહેર પડયું નથી. તેમજ દુનિયાભરની બીજી ભાષામાં આ વિષયના જે પુસ્તકો છે તેની હારમાં આ પુસ્તકની ગણુતરી થઇ શકે એમ છે. ખાસ સેવાભાવથી લેખકે આ પુસ્તકની કિમત કદના અને અંદરની વસ્તુના પ્રમાણમાં બહુ ઓછી રાખી છે.**

નામદાર શ્રી મુંબઈ સરકારના કેળવણી ખાતાએ ટ્રેનીંગ કોલેજીસની અને સેકન્ડરી સ્કૂલ્સના સ્ટુડન્ટસની લાયબ્રેરીઓ માટે તેમજ નામદાર શ્રી કચ્છ રાજના કેળવણી ખાતાએ અને નામદાર વડોદરા સરકારના કેળવણી ખાતાએ ઇનામમાં આપવા અને લાયબ્રેરીઓમાં રાખવા માટે મંજુર કર્યું છે. આ ઉપરાંત જૂદા જૂદા માસિકોમાં, અને સાપ્તાહિક પત્રોમાં આ પુસ્તકનું અવલોકન લેવાયું છે અને જૂદા જૂદા વિદ્વાનો તરફથી સારા સર્ટિફિકેટો મળ્યા છે, જેમાંના કેટલાકોની નોંધ નીચે પ્રમાણે છે:—

૧ આ પુસ્તકની પ્રસ્તાવના લખનાર રા. રા. પ્રોફેસર જેઠાલાલ ભાઈ ચીમનલાલ સ્વામીનારાયણ એમ૦ એ૦ એમ૦ એલ૦ સી૦ અમદાવાદ.

૨ શ્રી હિંમતલાલભાઇ ગણેશજી અંજારિયા એમ૦ એ૦ એલ૦ એલ૦ બી૦ સુપરિન્ટેન્ડન્ટ મ્યુનિસિપલ સ્કૂલ્સ મુંબઇ.

૩ શ્રી ભાનુશંકરભાઇ ડી. ઔદીચ. પ્રોફેસર ઓફ મેથેમેટીક્સ કોલેજ ઓફ એન્જીનીયરીંગ પૂના.

૪ શ્રી એમ૦ જે૦ ભટ્ટ. પ્રોફેસર ઓફ ફિઝિકસ અને આસિ૦ પ્રોફે૦ ઓફ મેથેમેટીકસ. સામળદાસ કોલેજ ભાવનગર

૫ શ્રી વિઠ્ઠલજીભાઇ કે. દવે બી૦ એ૦ એજ્યુકેશનલ ઇન્સપે-
કટર (હાલ રીટાયર્ડ) કચ્છ—રાજ ભુજ.

૬ શ્રી માવજીભાઇ કે, મહેતા બી૦ એ૦ હાલ એજ્યુકેશનલ
ઇન્સપેકટર કચ્છ–ભુજ.

૭ શ્રી હીરજીભાઈ ટોકરશી ઠક્કર બી૦ એ૦ ભુજ.

૮ શ્રી પ્રભુરામભાઇ જેઠાભાઇ શાહ બી૦ એ૦ એલ૦ એલ૦
બી૦ (હાલે ન્યાયાધિશ) ભચાઉ.

૯ શ્રી હરિદાસભાઇ વી૦ આશર પ્રિન્સિપાલ. શેઠ ગોકલદાસ
તેજપાળ હાઇસ્કૂલઃ માંડવી—કચ્છ.

૧૦ શ્રી ઉસમાન બચલ ખુડખુડીઆ હેડમાસ્તર મુસ્લીમ હાઇ-
સ્કૂલ પંચગની.

૧૧ શ્રી સી૦ એચ૦ મકાટી મુસ્લીમ હાઇસ્કૂલ પંચગની.

૧૨ શ્રી મહોબતસિંહજી મોતીભાઈ રાણા ઇન્સ્પેકટર એંગ્લો
વર્નાકયુલર સ્કૂલ્સ ધ્રાંગધ્રા.

૧૩ શ્રી જગજીવન નરભેરામ બધેકા ગણિતશાસ્ત્રી વડોદરા.

૧૪ શ્રી પ્રાણજીવનભાઇ હ. શાસ્ત્રી. ગણિતાચાર્ય સાબરમતી
આશ્રમ અમદાવાદ.

૧૫ શ્રી શેઠ કાનજીભાઇ જાદવજી મોનાણી મુંબઈ.

૧૬ પૂજ્ય જૈન સાધુ મુનિ મહારાજશ્રી લક્ષ્મીચંદજી મહારાજ કચ્છ.

૧૭ શ્રી જીવરાજભાઇ ગોકલદાસ નેણસિ મુંબઇ.

૧૮ પંડિત શ્રી સુંદરદેવ શર્મા જ્યોતિષી ગણિતશાસ્ત્રી મુંબઇ

૧૯ શેઠ રાયચંદભાઇ જીવરાજ રતનસિ મુંબઈ.

૨૦ "સ્વદેશ" સાપ્તાહિક પત્ર મુંબઇ.

૨૧ "ગાંડિવ" ,, સુરત.

૨૨ બ્રહ્મદેશ" ,, રંગુન (બર્મા)

૨૩ "લોહાણાવિજય" પાક્ષિક પત્ર મુંબઇ.

૨૪ "પ્રસ્થાન" માસિક અમદાવાદ.
૨૫ "નવચેતન" ,, કલકત્તા.
૨૬ "બુદ્ધિપ્રકાશ" ,, અમદાવાદ.
૨૭ "સાહિત્ય" ,, વડોદરા.
૨૮ "પ્રોગ્રેસ ઓફ એજ્યુકેશન" દ્વીમાસિક પૂના.

અને આ ઉપરાંત કેટલીક હાઈસ્કૂલો, એંગ્લો વર્નાક્યુલર સ્કૂલો અને મિડલ સ્કૂલોના હેડમાસ્તરો, આસિસ્ટંટ શિક્ષકો વગેરે તરફથી સંખ્યાબંધ સારા અભિપ્રાયો મળ્યા છે.

તુરત લખોઃ—
**ગ્રંથકર્તાને અથવા**
**રા. લાલજી મૂળજીભાઈ જોશી**
**કોટડી: કચ્છ.**

## ગાંડીવનાં બીજાં પુસ્તકો.

( સૌરાષ્ટ્ર, કુમાર, વગેરે તમામ પત્રોએ વખાણ્યાં છે. )

| | | |
|---|---|---|
| ૧ | બોમ્બ યુગનું બંગાળા | કિં રૂા. એક ૧) |
| ૨ | હાય આસામ ! | કિં. રૂા. એક ૧) |
| ૩ | કલકત્તાનો કારાયુદ્ધ | કિં. રૂા. સવા ૧। |
| ૪ | પંજાબનું પ્રચંડ કાવતરૂં ભા. ૧-૨ ભેગા | કિં. રૂા. દોઢ ૧॥ |
| ૫ | નિહિલીસ્ટોના પંજામાં | કિં. રૂા. પોણો ०॥। |
| ૬ | કાળું ગુલાબ | કિં. રૂા. દોઢ ૧॥ |
| ૭-૧૮ | બ્રહ્માંડનો ભેદ (૧+૨) | કિં. રૂા. ૨) |
| ૮ | આનંદ મઠ. | કિં. રૂા. દોઢ ૧॥ |
| ૯ | અમૃતનો પ્યાલો | કિં. ०॥= |
| ૧૦ | નામ વિનાની નવલકથા | કિં. રૂા. ૨)+૩॥ |
| ૧૧ | કરણઘેલાનું કાળવિધાન | કિં. ०। |
| ૧૨ | પાંડવ ગુપ્ત નિવાસ. | કિં. ०॥। |
| ૧૩ | ગાંધીજીનો જેલનો અનુભવ | કિં. ०॥ |
| ૧૪ | ગાંધીજીકૃત નીતિધર્મ | કિં. ०॥ |
| ૧૫ | રાષ્ટ્રિય ગરબાવલિ | કિં. ०। |
| ૧૬ | ખાંયણાં | કિં. આના ૫ |
| ૧૭ | ગીતાંજલિ | કિં. રૂા. ૧। |
| ૧૮ | પારસમણિની શોધ | કિં. રૂા. ૨) |
| ૧૯ | બલિદાન | કિં. ०।- |
| ૨૦ | દેવી ચોધરાણી | કિં. રૂા. ૧॥ |

**વહેલો તે પહેલો ! ને ભૂલે તે ઘેલો !** હવે જુજ નકલો સિલિકમાં છે.

# અનુક્રમણિકા.


| અનુક્રમ નં. | વારતાનું નામ | પૃ. નં. | કુલ્લે પૃ. | સ્થળ. |
|---|---|---|---|---|
| ૧ | "વીરદેવ ગુંઝારા" | ૧ | ૮ | સુથરી. |
| ૨ | "મરદુની ખબર" | ૯ | ૧૧ | કાનમેર |
| ૩ | "વીરમર્દ પચાણજી" | ૨૦ | ૧૧ | ઉનડોઠ (મોટી) |
| ૪ | "ભચુ ઉસ્તાદ" | ૩૧ | ૯ | તેરા |
| ૫ | "વીરકેશરી ભારોજી" | ૪૦ | ૧૪ | કોઠારા |
| ૬ | "ભાભીનું મેણું" | ૫૪ | ૧૭ | એક પૂર્વોક્તપૂર્તિ |
| ૭ | "કારાયલ" | ૭૧ | ૨૧ | પોલડિયા |
| ૮ | "દેશરા–પરમેશ્વરા" | ૯૨ | ૯ | ભૂજ |
| ૯ | "લાખો પિત્તર" | ૧૦૧ | ૧૨ | કોટડી |
| ૧૦ | "સોનારીવાળી ભીટ્ટ" | ૧૧૩ | ૯ | બોઆ |
| ૧૧ | "બાપની ઇચ્છા" | ૧૨૨ | ૧૭ | એક પૂર્વોક્ત પૂર્તિ |
| ૧૨ | "મહાદેવપુરીકોટડી" | ૧૩૯ | ૧૭ | કોટડી |
| ૧૩ | "વીરદેવ લાધોજી" | ૧૫૬ | ૧૦ | હાલાપર |
| ૧૪ | "કચ્છની વીરાંગના" | ૧૬૬ | ૨૨ | કંથકોટ |
| ૧૫ | "મહાત્માઆમૈયોદેવ" | ૧૮૮ | ૮ | વડસર |
| ૧૬ | "કસુંબલવીર" | ૧૯૬ | ૧૩ | ચીરાઈ |
| ૧૭ | પ્રસ્તાવના, નિવેદન, બારખ. વિગેરે | | | |

# "કચ્છની લોક કથાઓ."

## ભાગ ૧ લો.

### "વીરદેવ ઝુંઝારા"

૧

"જુઓ!" તકરારનો નિકાલ લાવતાં તે બોલ્યો "સૌથી પહેલા આવનારને જરીનો પટકો પણ નાળિયેર ભેળું મળશે હો!"

આ સ્વર ખુઅડાના ઠાકોર ખેંગારજીનો હતો. તેના સ્વરમાં જુસ્સો હતો, તિખાશ હતી. ઠાકોરશ્રી ભારાજીના સ્વર્ગવાસ વખતે આ વીરપુરૂષ પાંચેક વરસની ઉમરનો હતો. તેની હેતાળ માતાએ તેનું સેવન ઈંડાંની માફક કર્યું હતું. આ વીર પુરૂષે આ વખતે વીસમા વરસમાં પ્રવેશ કર્યો હતો.

મુછનો દોરો પણ હજુ હમણાજ ફૂટતો હતો, પણ તે દરમ્યાન તો તેણે શિકાર અને ઘોડા-દોડમાં પોતાનું નામ કાઢયું હતું. દૂર દૂરથી મોટા મોટા જાગીરદારો પોતાના ઘોડાઓની પરીક્ષા કરાવવા આંહીં આવતા હતા.

આજે ખેંગારજીના લગ્ન હતા. આણું આવ્યું હતું. અને તેની વેલ ગામથી બે ગાઉ ઉપર છૂટી હતી. યુવાન ઠક-

રાણી પોતાના પતિદેવનો કાંતિમાન ચહેરો જોવા તલસી રહી હતી.

આજે સવારથી ગામના યુવાનો ચોરામાં એકઠા થયા હતા. તેમની ઇચ્છા આજની શરતમાં પોત પોતાના ઘોડાઓનું પાણી ખેંગારજીને દેખાડવાની હતી. તે માટે તેઓ તલસી રહ્યા હતા પણ તેમાં એક વાંધો હતો.

દોડનું મેદાન બે ગાઉનું હતું, અને તેમાં લોહીનું પાણી કરી જે પહેલો આવે તેને ઇનામ શું ? નાળિયેર તો ઠીકજ કે એ તો ધોરણ છે અને મળે; પણ આજે નાળિયેર ઉપરાંત બીજી કંઈ બક્ષિશ જાહેર થાય તો ઠીક ! એવું દરેક ઇચ્છતા હતા. પણ આ હકીકત કુમારશ્રીને કોણ કહે ?! એજ પ્રશ્ન તેઓને મુંઝવી રહ્યો હતો.

હમણાં રોટલાનું ટાણું થયું હતું, પણ આ ચિંતાતુર મામલાનો નિકાલ ને'તો આવ્યો—કોઇકે આ હકીકત યુવાન ઠાકોરને કહી અને ચર્ચાનો અંત આવી ગયો. વિવાહનો હોંસીલો ઠાકોર 'પીઠી'વાળા વસ્ત્રોથી ચોરામાં આવ્યો. તેના ચહેરાપર અનેરી પ્રભા ચળકી રહી હતી. તણે હસતાં હસતાં કહ્યું "હાંણે ઇનિમેંસે કુલાય મુંજાણા ? અજજી શરતમેં જુકો પે'લો અચીંધો તેંકે નાઇયર ભેરોજ જરીજો પટકો દીંધોસ પોય કુરો ખપે ?!" (હવે એમાં તે શું કામ મુંઝાયા છો ? જે કોઈ આજની શરતમાં પહેલો આવશે તેને નાળિયેરની સાથેજ એક જરીનો સાફો ભેટ મળશે પછી શું જોઇએ ?!)

આ ઉત્સાહ વર્ધક શબ્દો સાંભળી બધા આનંદ પામ્યા અને આ ચિંતાતુર મામલાનો અંત આવી જવાથી સૌ રોટલા ખાવા ઊઠયા.

× × × ×

(૨)

આ વાર્તાના અનુસંધાનમાં આપણને થોડીક હકીકત ધ્યાનમાં રાખવાની છે કે, સુથરી જાગીરની હકુમત હાલના જાગીરદારોના વંશજો પાસે વિ. સં. ૧૭૦૦ના અરસામાં આવેલી છે. રાવશ્રી રાયધણજી (પહેલા)ના અગિયાર કુંવરોના નામ આ પ્રમાણે હતાં. (૧) નોંઘણજી. (૨) રવોજી. (૩) પ્રાગજી. (૪) સુજોજી. (૫) ગોપાલજી. (૬) આસોજી. (૭) જૂણોજી. (૮) લાખોજી. (૯) મોડજી. (૧૦) અજોજી. (૧૧) અલયરાજજી.

આ અગિયાર કુંવરોમાંથી મોટા નોંઘણજી તથા રવોજી સ્વર્ગવાસી થતાં, સ્વ. રાયધણજી સાહેબના સ્વર્ગવાસ વખતે, ત્રીજા નંબરના કુમાર શ્રીપ્રાગજી ઉર્ફે પ્રાગમલજી સાહેબ તખ્તનશીન થતાં બીજા ભાઇઓએ પોત પોતાની ઇચ્છા મુજબ તાલુકા અને પરગણાં દબાવ્યાં. (સં. ૧૭૫૪ના આસુ વીદ ૮) તેમાં બીજા નંબરના કુમાર તે સ્વર્ગસ્થ **રવાજીના** કુંવર કાંયાજીએ વાગડમાં **કટારિયું** અને તે સાથે મોરબી પરગણું દબાવ્યું. તથા પહેલા નંબરના સ્વ. મહારાજ કુમાર શ્રી નોંઘણજીના કુંવર હાલાજીએ **મુંદ્રા** અને **કાંઠી** (કંડી) તાલુકા દબાવ્યાં. પણ પાછળથી મહારાવશ્રી પ્રાગમલજીના યુવરાજ કુમાર શ્રીગોડજીએ તેમને (હાલાજીને) હરાવી **મુંદ્રા** અને **કાંઠીનો** ભાગ જીતી લીધો જેથી હાલોજી **કોઠારે** આવીને રહ્યા.

આ હાલાજીના ભારોજી, (૨) બાવોજી, અને (૩) હાલોજી નામના ત્રણ કુંવરો થયા. જખૌની બદલીમાં જખણીઆ મેળવ્યા પછી હાલાજી સ્વર્ગવાસ પામ્યા અને તેમની ગાદીપર તેમના મોટા કુંવર ભારાજીનો હક્ક થાય પણ રાજ્ય ખટપટને અનુસરી એ વખતે ભારાજીની ગેર-હાજરીનો લાભ લઇ સૌથી નાના કુંવર હાજાજીએ પોતાની માતુશ્રીની મદદથી કોઠારાનું રાજ કબજે કર્યું અને શહેરમાં પોતાના નામની દુવાઇ ફેરવી. ભારાજીને આ વાતની જાણ થતાં તેઓએ પરબારા સુથરી (કોઠારાની દક્ષિણ બાજુએ ચાર ગાઉ દૂર આવેલ ગામ Suthri)માં આવી, ત્યાં પોતાની દુવાઇ ફેરવી, સુથરીને કોઠારાથી છૂટું પાડી ત્યાં પોતાનું સ્વતંત્ર રાજ સ્થાપ્યું.×

આ ભારોજી બહુજ બહાદુર અને વીર પુરૂષ હતા, તેમને ત્રણ રાણીઓ અને અનુક્રમે ૧૦ કુંવરો હતા.

(અ) જાલીમા રાણીના (૧) હરધોળજી. (૨) સત્તાજી. (૩) હોથીજી. (૪) ખેંગારજી.

(બ) ગોહેલમા રાણીના (૧) મોકાજી. (૨) માલાજી (૩) બાંભણીઆજી. (૪) (એકનું નામ નથી મળતું.)

(ક) સોઢીમા રાણીના. (૧) સુજાજી. (૨) કૃષ્ણસિંહજી =૧૦, કુંવરો.

---

×વધુ માટે આ પુસ્તકમાં " અટંકી વીર કેશરી ભારોજી " નામની વાર્તા જુઓ.

ભારાજીએ પોતાના કુંવરોને ગરાસની વહેંચણી પોતાની હયાતીમાં નીચે પ્રમાણે કરી આપી હતી:—

સૌથી મોટા કુંવર હરધોળજી સુથરી રહ્યા. તેથી નાના સત્તાજી નુંધાતડ ગયા. ખેંગારજી ખુઅડે ગયા. હોથીજી કડોલી ગયા (બ) ગોહેલમા રાણીના ચાર કુંવરોને લઠેડી, વીઢ, જખણીઆ એ ગામો મળ્યાં. (ક) સોઢીમા રાણીના બે કુંવરોને હાલાપુર અને આરીખાણાનો ગરાસ મળ્યો. એ પ્રમાણેની વહેંચણી તેમણે પોતાની હયાતીમાં કરી આપી હતી.

એ વખતે (જાલીમા રાણીના) ખેંગારજીની અવસ્થા બહુજ નાની (૫ વરસની) હોવાથી તેમણે (ભારાજીએ)તેને ખુઅડાનો ગરાસ આપેલો હતો. આનું રહસ્ય ઊંડું હતું.

ખુઅડા થોડી વસ્તિવાળું ગામ છે પણ તે સુથરીની તદ્દન નજીક (૧।। ગાઉ ઉપર) હોવાથી તેમજ કુંવર ખેંગારજીની અવસ્થા બાળક હોવાથી તેમને પોતાના મોટા કુંવર હરધોળજીના આસરે મૂકયા હતા. એટલે કુંવર ખેંગારજી પોતાના મોટા ભાઈ સાથે રહી શકે અને તેની ધાકથી કુંવરના ગરાસને કોઈ હરકત પણ પહોંચાડી ન શકે. એ ભારાજીનો ઉદ્દેશ હતો તેમજ હરધોળજી અને ખેંગારજી એકજ માના પુત્રો હતા.

× × × +

આજે સુથરીમાં કંઇક અજબ ધામધૂમ હતી. કુમારશ્રીનું આજે આણું આવ્યું હતું. ગામની પ્રજા હર્ષઘેલી બની

હતી. ગામના રસ્તાઓપર આનંદ બતાવતો ગુલાલ ઊડી રહ્યો હતો.

સામૈયાનું મુહૂર્ત થતાં સર્વ ભાયાતો તૈયાર થયા. રૈયત પણ તૈયાર બની અને ગામના યુવાનો પોત પોતાના ઘોડાઓપર આરૂઢ થઈ હુકમની રાહ જોતા હતા. પણ કુંવર હજુ તૈયાર થયા ન હતા. મુહૂર્ત ચાલ્યું જતું હતું. તે માટે ગોર મહારાજ ઉતાવળ કરી રહ્યા હતા. પણ આ હોંસીલા કુંવરને કેડિયું બરોબર કસકસતું નો'તું બેઠું. અને તેની તજવીજમાં કુંવર તથા તેમના હજૂરિયો રોકાયા હતા. જેમ તેમ કરતાં કેડિયું તો બંધ બેસતું પે'રાયું પણ હવે પાઘડીની પંચાત થઈ. એક હજૂરિયે તે બાંધી આપી પણ બરાબર ન થઈ એટલે ઉખેડી બીજા હજૂરિયે બાંધી તે પણ બરાબર ન થઈ. એમ કરતાં કરતાં પાંચ સાત જણાઓના હાથ લાગ્યા પછી પાઘડીનો મોરો બરાબર થયો ત્યાં તો વિધિએ ઘટનાજ બદલાવી નાખી.

ગામમાં હાહાકાર ફેલાઈ ગયો. દરેક જણ ધડોધડ પોતાના ઘર અંદરથી બંધ કરવા લાગ્યા. વાછરડાં ભાંભરવા લાગ્યાં. ગોવાળ લોકો ઠાકોર પાસે દોડી આવ્યા. "બાવા! પાંઝયું ગાયું લઠેડીવારા ખણીંતા વઞે" (બાવા, આપણી ગાયો લઠેડીવાળા લઇ જાય છે.) ગામને પાદરે ધૂળ ઊડતી દેખાઈ, કુદરતની ઘટમાળ કોઈ સમજી શક્યું નહિ. બધા સ્તબ્ધ બની ગયા. માથા પર પાઘડી બાંધતા કુંવરે આ શબ્દો સાંભળ્યા. રાજપૂતનું લોહી ઉછળ્યું "શું મારી હાજરીમાં !?" આ શબ્દો સાથે પોતાની માનીતી

તલવાર લઈ રોઝીપર 'રોઁ' વાળી ચાલી નીકળ્યા, હાં ! હાં ! કહેતા લોકો આડા ફર્યા પણ શૂરપર ચઢેલો રાજપૂત એથી કંઈ થોડુંજ અટકે !

આજે રોઝી પણ આનંદમાં આવી હતી. ઝવેરાતની ખરી કિંમત અંકાવાનો વખત આવી લાગ્યો હતો. કુમારશ્રીએ તેને એક એડી મારી અને તે ઉછળી.

લગભગ દોઢેક ગાઉ ઉપર જાડી તલાવડી (સુથરીની હદમાં એક તલાવડી છે) પાસે તેમણે બદમાસોને પકડયા અને યુદ્ધ થયું. સામા પક્ષના સાત શૂરા યોદ્ધાઓ આ એક વીરની સામે ઝઝૂમતા હતા, પણ ફાવતા નો'તા. વીર કુંવર શૂરપર ચઢયા હતા. તેમણે પાંચ જણને જોત જોતામાં યમસદન પહોંચતા કર્યા. બાકીના બે યોદ્ધાઓ નાસી છૂટયા.

કુંવરને શરીરપર આઠેક જખમો થયા હતા. પણ તે તો તેમને શાંતિ આપનારા જણાતા હતા. જખમોમાંથી લોહી વહેતું હતું પણ કુંવરને તેની દરકાર નો'તી. તેમણે રોઝીને ગોળ ચક્કર ફેરવી ગાયોને એકઠી કરી અને શહેર તરફ વાળી. આગળ ગાયોનું ટોળું અને તેની પાછળ રોઝડી પોતાની પીઠપર સવારને નચાવતી આવે; આજે કુંવર અને રોઝડી પોતાના જીવનને કૃતાર્થ થયેલું માનતાં હતાં. તેમના મુખપર ઉલ્લાસની રેખાઓ તરવરી રહી હતી.

આ રોઝી પાંચેક કદમ ચાલી હશે તેવામાં સનનન્ કરતી એક ગોળી આવી અને રોઝીના પેટમાં પેસી ગઈ. રોઝી પડી, જખમી કુંવરે પાછળ જોયું પણ તે મોડું હતું. છુપાયલા દુશ્મનોની એક ગોળીએ તેમને પણ અપનાવી લીધા.

પછવાડે વા'ર ચઢી હતી. વીરના ભાઈઓ, ચાહકો ઉતાવળથી આવતા હતા. તેમના પગરવની ધૂળના ગોટ ઊંચે આકાશમાં ઉડતા દેખાતા હતા પણ હવે તે શા કામનું ? મીંઢળ બાંધેલ વરરાજાએ લગ્નના માંગલિક કાર્યને એક બાજુએ રાખી સ્વર્ગનો રસ્તો લીધો. તે વીરની માતાઓ, ભાઇઓ, અને શહેરીઓ રડ્યા, ખૂબ રડ્યા, દિલફાટ રડયા પણ એથી શું થાય ? તેમનો કુંવર કંઇ મરણ નો'તો પામ્યો પણ તે તો કોઇ એક પવિત્ર ધામમાં અનેરો આનંદ ઊડાવી રહ્યો હતો.

આજે પણ એ વીરનો પાળિયો સુથરી શહેરની ઉગમણી બાજુએ આવેલો છે· તેની બે વખત પૂજા થાય છે અને ત્યાંના ભાયાતો તેને "ઝુંઝારા દાદા, કહી પ્રેમથી વંદે છે. ધન્ય હો! એ જન્મભૂમિના પનોતા પુત્રને અમારા હઝારો ધન્યવાદ હોજો.*

વિક્રમ સંવત ૧૮૧૧ના વૈશાખ સુદ ૯નો એ દિવસ હતો.

---

*શાપિત થયેલા વીરો પુનઃ આ ભૂમિપર જ્યારે જન્મ લેછે ત્યારે તેમનો નાશ કરવા જગકર્તાને બહુજ તકલીફ ભોગવવી પડે છે. એ આજની ફિલસૂફીનું માનવું છે. કુમાર શ્રી ખેંગારજી તેવા શાપિત થયેલા વીરનરોમાંથી એક હતા. તેમનો નાશ કરવાને જગકર્તાએ ખુદ ભારાજીનાજ કુંવરોમાંથી એકને પસંદ કર્યા હતા અને કહેવાય છે કે ભારાજીના રાણીશ્રી ગોહેલમાના બીજા નંબર-ના કુંવર માલાજીનું એ કારસ્તાન હતું.

"ભારાજીએ બીજાઓ કરતાં મને પાંતિમાં ઓછો ગરાસ આપ્યો છે." એવી ઈર્ષા માલાજીના હૃદયને મુંઝવી રહી હતી. અને

# "મરદુંની ખબર"

## (૧)

વાગડની વસમી વાટું પરથી ગાડું ચાલ્યું જતું હતું. યુવાન ખેડુત કાફી લલકારે જતો હતો. તેને અધવચ્ચે અટકાવી તે ગાડામાં બેઠેલા વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું "પેથા !"

---

તેના પરિણામમાં આ ગૌહરણ થયું. વીર નર ગાય માતાઓની વહારે ચઢયો અને પોતાની જીવન નૌકાને સંકેલી અમર ધામનો અતિથિ બન્યો.

માલાજી અને તેના વંશપર આ કાળી ટીલી જેવું હતું (છે) પણ આખરે અદલ ઇન્સાફી ઈશ્વરે તે વંશનેજ ખતમ કરેલું છે. ઘણું કરી માલોજી નિર્વંશ બની સ્વર્ગવાસ પામ્યા.

કેટલાકોનું કહેવું છે, કે ખેંગારજી પરણ્યા બાદ થોડા વરસ પછી ઝુંઝાર બન્યા છે. આશા છે કે બીજા જાણકાર ભાઇઓ તે પર વધુ પ્રકાશ લાવશે.

ભારાણી વંશના--એટલે કે ભારાજીના વંશના સર્વજણા આ વીરને પોતાના ઈષ્ટદેવ તુલ્ય માને છે. ભારાજી પોતે પણ એક અડગ ટેકીલા અને વીર પુરૂષ હતા. જાડેજાના કુળદેવી શ્રીઆશાપુરાજી પ્રત્યે તેમને અચળ શ્રદ્ધા હતી. અને કુંવર શ્રીખેંગારજી જેવા વીર પુરૂષના પિતા થવાથી તેમની કીર્તિમાં ઓર વધારો થયો છે. એ પણ એક વખત હતો કે જ્યારે જાડેજા વીર પુરૂષો ગૌ અને બ્રાહ્મણનું રક્ષણ કરવા માટે પોતાના શિરની કુરબાની કરવામાં પણ હટતા ન હતા, એજ ભારાજીના વંશજોમાં આજે આપસ આપસમાં અસંતોષની હુતાશની સળગેલી પ્રવાસીની નજરે પડે છે, એ ખરેખર ખેદનો બનાવ છે."

"લેખક"

"કાં-કાકા ?"

"જો કદાચ આપણને હરમાણીઓ હામો મલે તો?"

"તો હું ? મરદુંની ખબર તીયેં પડે. વાગડમાં હિરમાણીયું એકજ કાંઈ મરદ નથ્ય" (તો શું થયું ? જો શિરમાણીઓ સામો મળે તોજ શૂરવીરોની ખબર પડી શકે, કે વાગડમાં એકજ શિરમાણીઓ કાંઈ મરદ નથી.)

તે યુવાન વધુ કંઇ બોલે તેવામાં એક પ્રચંડ બાંધાનો કદાવર યુવાન પુરૂષ તેમની સામે આવી ઊભો રહ્યો. "પટેલ ! રામ-રામ !"—"રામ હત ! કીયું ગોઠ ?" તે યુવાન ખેડુતે કાંઇપણ ભયવગર તે આગંતુકને પ્રશ્ન કર્યો.

ચોબારીના રવા પટેલનો એ પુત્ર હતો. રવો પટેલ બે પૈસે સુખી ગૃહસ્થ હતો. આયરૂં (આયર)ની નાતમાં તેનું માન ઠીક હતું. હાથનો પણ કૈંક છૂટ હતો એટલે તેની નામના-કીર્તિ સારી હતી. પેથો તેનો એકનોએક યુવાન લાડકવાયો પુત્ર હતો. જાતે મોજીલો પણ હિંમતે બહાદુર હતો. એની અવસ્થા ચોવીશેક વરસની હતી. બે વરસે આયરૂનો કપાળગોર પોતાના યજમાનોને મળવા આવ્યો હતો. આજે રવાનો પુત્ર તેને પોતાના માતેલા બળદોના ગાડાથી વોંય મૂકવાને જતો હતો.

વાગડ વીરપુરૂષોની જન્મભૂમિ છે. યુદ્ધમાં ઝઝૂમનાર, મોટા ધાડપાડુઓ લૂંટારૂઓનું ઉત્પત્તિ સ્થાન ?—વાગડ. માથું હાથમાં લઇ ઝઝૂમનાર શૂરવીરોનું ઉત્પત્તિ સ્થાન ? —વાગડ. સરકાર દરબારની વારંવાર મુલાકાતનું સ્થાન ?

—વાગડ. કપાસની ઉત્પત્તિનું સ્થાન ?—વાગડ. આ વાગડમાં આ વખતે મિંયાણાઓનું જોર હતું. શિરમાણિઓ તેનો મુખી હતો.

વીરવિક્રમનો ઓગણીસ સૈકો ચાલતો હતો. એકોતેર ની સાલ હતી.મહારાઓ શ્રી ભારમલજી (બીજા)નો વખત હતો. ચાણુકય સમ *ત્રિપુટીની દીવાનગીરીથી કચ્છના મહારાઓ શ્રી શોભી રહ્યા હતા—કંપની સરકારનો ખાસ આગ્રહ હતો. કચ્છના બહાદુર સૈનિકો રાત્રિ દિવસ મિંયાણાઓની પાછળ પડયા હતા. પણ પતો નો'તો મળતો.

મિંયાણાઓનો સરદાર કોઈ એક અજબ વ્યક્તિ હતો. લોકો તેમાં કંઈક દૈવી ચમત્કાર માનતા હતા. એક એક દિવસમાં વીસ વીસ ગાઉ ઉપરના ગામડાંઓ લૂંટતો. દરરોજ બે-ચાર, ગામ ભાંગતો અને દરેક ધાડ વખતે ગામના લોકો આ નાયકની હાજરી જોતા હતા.

શિરમાણીઓ લૂંટારૂ હોવા સાથે ઉદાર પણ તેવોજ હતો. તે લૂંટના સરખા ભાગ કરતો અને તેનો અરધો ભાગ બ્રાહ્મણ ફકીરના માટે વાપરતો. સ્ત્રી જાતિપર તેણે કોઈ દિવસ હાથ નો'તો વાર્યો. એ તેની ટેક હતી. આ ઝનૂની દેખાવનો મિંયાણો ગૃહસંસારમાં એક અત્યંત માયાળુ ગૃ-હસ્થ હતો. ગાયો તરફ તેને બહુજ માન હતું.

સવારના આઠેકનો સુમાર હતો. અને તે વખતે રસ્તાપરની એક ખીણમાં થુવરની મોટી ઝાડી પાછળ સંતાઇને

---

*ત્રિપુટી-લક્ષમીદાશ, વલ્લભજી અને નથુ મહેતો.

એ સૂતો હતો. આખી રાત્રિના પરિશ્રમથી તેને નિદ્રા આવી ગઈ હતી. એ સ્થાન તેના સાથીઓનું સંકેત સ્થાન હતું. તેની નિદ્રા ગાઢ હતી પણ કાન ખુલ્લા હતા. ગાડાના ધધડાટ તથા બળદોની ડચકારીથી એ જાગી પડયો. તેના કર્ણો પર મધુરા આલાપની બેત સંભળાઇ.

" મચુંની વાડા ડીઅણુ ઘણે ડોહેલા,
પણુ કેરે જે મન કકરા જી. જી. જી. (કારાઇડો.)

(અર્થ—ભેંસોના ટોળાં (સંખ્યા બંધ ભેંસો) દાનમાં આપી દેવાં બહુજ મુશ્કેલ છે. એટલે કે તે નજ આપી શકાય. પણ પીપરવાળા કેર જામ જખરાના મનમાં તો તેની કિંમત એક કાંકરા જેટલીજ છે. એટલે કે તેના મનમાં એ આપી દેવાનું જરા પણ મુશ્કેલ ભર્યું નથી.)

સવારમાં આ બેત સાંભળી તે ખુશી થયો. તેમાં પીપરના જામ પીરની સ્તુતિ હતી. કરણુ જેવો એ જામ ઉદાર હતો. તે એના સ્વરપર ડોલતો હતો. તેવામાં એક ચમત્કાર થયો. મધુરો આલાપ આવતો બંધ થયો. અને તેની જગાએ વાર્તાલાપ સંભળાયો. "મરદુંની ખબર તીયેં પડે. વાગડમાં હિરમાણીઓ એકજ કાંઇ મરદ નથ્ય." આ શબ્દો તેણે બરાબર સાંભળ્યા હતા. તે ધીમે ધીમે ત્યાંથી ઊઠયો અને ગાડાની સામે આવી ઊભો રહ્યો.

ગાડામાં બેઠેલા બ્રાહ્મણે તેને પિછાણ્યો. વોંધ લૂંટીને એ વખત તેણે બ્રાહ્મણોને ચોરાસી જમાડી હતી. આ વૃદ્ધ બ્રાહ્મણ તેમાં ગયો હતો પણ યુવાન ખેડુત એને

ઓળખી ન શકયો. એ બી જશે એવા ભયથી તેણે તેની પિછાણ ન આપી. આંખના ઈશારાથી બારવટીયે બ્રાહ્મણને બોલતો બંધ કર્યો. "પટેલ!" તે બારવટિયે વાતની શરૂઆત કરતાં કહ્યું "તમે શિરમાણીઆનું શું બોલતા હતા?"

"બોલતો તો ઇ હતો, કે હિરમાણીયું એકજ કાંઈ મરદ નથ્ય. વાગડમાં બીજા કોઈ હોશે!"

"પણ તેની ખાતરી શું?" તે બારવટિયે જરા કરડાકીમાં પૂછયું.

"ખાતરીયું તો ટાણા માથે પડે. મરદની ખાતરીયું ઇમ રહતે હાલતાં ની પડે." (શૂરવીરની ખાતરી તો વખતસર પડે. કંઈ એ રીતે રસ્તે ચાલતાં ન પડે.) પટેલના આ શબ્દોમાં જુસ્સો હતો. હિંમત હતી. બારવટિયો હૃદયમાં એની વીરતાથી મગ્ન થયો હતો. તે યુવાન ખેડુતે ચલાવ્યું. "તારા હિરમાણીઆને કેંજે કે વખત આવે આ મરદને જાદ કરજે." (તારા શિરમાણીઆને કહેજે કે વખતપર મને યાદ કરે.) પટેલ એવું સમજ્યો હતો, કે તે કોઈક મિંયાણો છે અને વખતે શિરમાણીઆની ટોળીનો પણ હોય! તેવા ખ્યાલથી તેણે આ શબ્દો કાઢયા હતા. મિંયાણાના સરદારે ગાડાને રસ્તો આપ્યો. પટેલ તો કાફી લલકારતો બળદોને હાંકવા લાગ્યો.

" બેર બુરી ને બાવરી, વરી કંઢા ને ખ્યા કખ;
હોથલ હલ કચ્છડે, જીતે મરદું સવા લખ્ખ."

(અર્થ—કાંટા, થુઅર, અને બાવળ જેવા જંગલી ઝા-ડોની ગીચ ઝાડીથી જે પ્રદેશ છવાઈ રહ્યો છે તે કચ્છ પ્રદેશમાં હે હોથલ તું હવે ચાલ કે જ્યાં સવા લાખ વીર પુરૂષોનું જૂથ શોભી રહ્યું છે.)

તેનો નક્કર સ્વર તે ખીણોને વીંઝતો દૂર સુધી સંભ-ળાયો. વૃદ્ધ બ્રાહ્મણ તો યુવાન ખેડુતનું આ ચરિત્ર જોઈ આભોજ બની ગયો હતો. એ કંઈ પણ બોલી ન શકયો.

વોંધ આવ્યું. બ્રહ્મદેવના ઘર પાસે ગાડું આવી પહોં-ચ્યું. સગા સંબંધીઓ બધા મળવા આવ્યા. ખેડુત તો તેમની સાથે વાતોમાં ભળી ગયો; પણ બ્રહ્મદેવના મગ-જમાંથી પેલી ભયંકર મૂર્તિ હજુ ખસતી નો'તી.

( ૨ )

૧૮૭૧ નો કારતક માસ ચાલતો હતો. મિંયાણાનો પોકાર વધ્યો જતો હતો. પ્રજા તેથી હાય મારી ગઈ. નાકાપરના પહેરેગીરની બંદૂક તે બારવટિયો સરદાર ઉપાડી ગયો હતો. મહારાવશ્રીનો ક્રોધ આથી ખૂબ વધ્યો. મિંયાણાની ટોળી હવે રાજસત્તાની પણ અવગણના કરવા લાગી હતી. રાજની મર્યાદા અને ઉપજને એથી સખત ધક્કો પહોંચ્યો. આજે કચ્છ નૃપતિ પોતાના લશ્કર સાથે વાગડ તરફ ચઢી ગયા છે. મિંયાણાઓપર તેમનો ક્રોધ અસીમ બન્યો છે.

વાગડમાં આ સમાચાર પહોંચી ગયા હતા. પણ તે ટોળીના નાયકને એની દરકાર નો'તી. તે પોતાના બળના

અભિમાનમાં અંધ બન્યો હતો. તેને પોતાના સાથીઓમાં સંપૂર્ણ વિશ્વાશ હતો પણ હવે તેના પાપનો ઘડો ભરાઈ રહેવા આવ્યો હતો.

મહારાવશ્રીના ભયને લીધે આ બારવટિયો પોતાની ટોળી સાથે કાનમેરની ખીણમાં સંતાયો હતો. તેની સાથે દશ મિંયાણાઓ શોભી રહ્યા હતા. આ ખીણ બહુજ મોટી અને ભયંકર હતી. ચોમેર ખેર, અને થુવરની ગીચ ઝાડી પથરાયલી હતી. લૂંટારૂઓનું એ નિર્ભય સ્થાન હતું. પણ આજે તેમના દિવસ ભરાઈ આવ્યા હતા. તેમના મેલાણનો પત્તો દરબારશ્રીને મળી ગયો હતો.

એક યુવાન ઓરત શરીરપર રૂપાના ઘરેણાંઓ પહેરી ખીણ પાસેના ધોરી રસ્તાપરથી પસાર થતી હતી. તેણીના માથાપર એક સૂંડલામાં થોડાક રોટલા અને શાક પડયાં હતાં. મિંયાણાના સરદારે તેણીને જોઇ. તે કાનમેરના હવાલદારની સ્ત્રી હતી. મિંયાણાઓનો તે કટ્ટો દુશ્મન હતો. એ દુશ્મનાઇ વાળવાનો આ લાગ હતો. મો'તને આમંત્રણ કરતો એ સરદાર ત્યાંથી ઊઠયો. તેની સાથે તેના દશ મદદગારો પણ ઊઠયા. બાઈએ તેમને જોયા પણ ડરી નહિ. તેઓ હથિયારોથી સજ્જ થયેલા હતા. બાઈને તેમણે ઘેરી લીધી. શિરમાણીઆનું બિરદ આજે તૂટયું હતું. "રોમત્!" તેનાયકે કહ્યું "તારાં બધાં ઘરેણાં ઉતારી આપ."

"તમે કોણ છો?" તે ઓરતે દ્રઢતાથી પૂછ્યું.

"અમે છીએ તારા ધણી. રાં""" આ શિરમાણીઆ કાકાને ઓળખતી નથી શું? એક જણે પોતાની

ટોળીની તેને પિછાણ આપતાં કહ્યું "હવે ઉતાર છો કે નૈં ?" "હા-ભાઈ, લ્યો હમણાજ ઉતારી દઉ છું મને અડકશો નહિ."

"ભલે."

તે ઓરતે રડતાં રડતાં પોતાના શરીર ઉપરથી દાગીના ઉતારવા માંડયા. પહેલાં ડોકમાંથી વારલો ઉતારી જમીનપર હેઠે મૂકયો. પછી હાથમાંથી રૂપાના મઢેલા બે મોટા ચૂડા ઉતાર્યા. પછી પગનાં કડિયું ઉતારવાનો વારો આવ્યો પણ કડિયું બહુજ મજબૂત અને જરા સાંકડી હતી. પગમાંથી ઉતરતી નો'તી, યુવાન ઓરત જમીનપર બેસી પગમાંથી કાઢવાની જહેમત ઉઠાવી રહી હતી. બારવટિયા તેને ઘેરીને ઊભા હતા પણ તેવામાં એક ચમત્કાર થયો.

તેણીના રૂપમાં મોહિત થયેલ દરેક બારવટિયા પાછળ દશ-દશ, કચ્છી સિપાઇઓ ખુલ્લી તલવાર સાથે આવી ઊભા રહ્યા. અને તે બારવટિયા કંઈપણ ધાંધલ કરે તે અગાઉ રેશમની એક લાંબી દોરીથી તેઓ જકડાઇ ગયા.

( ૩ )

મહારાઓશ્રી આજે આનંદમાં હતા. શિરમાણી-આના પકડાવાથી વાગડની જનતા શાંતિનો શ્વાસ લઇ રહી હતી. શિરમાણીઆપર સખત ચોકી પહેરો બેઠેલો હતો. એક જુદા તંબુમાં તેને ઈલાયદો કેદ કરવામાં આવ્યો હતો.

મિયાણાઓને કેદ થયે આજે એક અઠવાડિયું થયું હતું. તેઓ મોતની આતુરતા પૂર્વક રાહ જોઇ રહ્યા હતા.

કેદ પકડાયા પછી શિરમાણીયાની નિદ્રા ઊડી ગઈ હતી. આજે તે એ તંબુમાં એક ખાટલા પર કેદી અવસ્થામાં પડયો હતો. તેના હાથ પગ રેશમની દોરીથી બાંધેલા હતા. વખત મધરાતનો હતો.

અરધી દુનિયા સૂઈ ગઈ હતી. તંબુની બાહેર પહેરો ભરતા સિપાઇઓ ઝોંકા ખાતા હતા. તે વખતે એ મિંયાણાના કાન પર કૈંક ધીમો અવાજ આવ્યો; પણ તે સમજી ન શકયો. અવાજ નજીક આવતો ગયો. તે જાગ્રત થયો પણ પરાધીન હતો. તેને ખાટલા પર મજબૂત રીતે બાંધી લેવામાં આવ્યો હતો.

દશેક મિનિટ પછી તેનો ખાટલો જરા હાલ્યો અને તે નીચે એ ગાબડું પડયું તેમાંથી એક યુવાન આયર બાહેર આવ્યો. મિયાણો અજાયબ થયો.

તે પે'લો આયર ખેડુત હતો. પોતાની જબાન સત્ય કરવાને તે આજે આવ્યો હતો. પરિશ્રમના થાકથી તેના વસ્ત્રો તરબોળ બની ગયા હતા. "હિરમાણીઆ !" તેણે ધીમેથી કહ્યું. "એક કરાર કબુલે તો છોડવું."

" શું ?

"આજથી કચ્છના રાઉ હામે તારે ન થાવું."

"પેથા !"

" કેમ ?"

" મારે એક ટેક છે. "

"હું ? (શું ?)

"માથું જાયતો ભલે, પણ રાવ સામે ખેડેલું બારવટું ન છોડવું. "

"હિરમાણીઆ ! "

"હાં ?"

"તારી ભૂલ સે. ઇ હૂરજ સે. ઈની હામે ધૂળ ન ઊડે. તું હમજી જાય તો તુંને તેડી જાઉં પસેં ભલે રાઉ પોતાના ઘોડાં દોડાવે. સે મરજી ? " (તારી ભૂલ છે. એ સૂર્ય છે. તેની સામે ધૂળ ન ઊડે. તું જો મારું કહ્યું કબુલે તો હું તને અહીંથી નસાડી જાઉં પછી રાવશ્રીથી જે થાય તે કરી લે છે મરજી ? )

" ના "

"ઠીક તારે રામ-રામ. હિરમાણીઆ ! તું મરદ સે પણ મરદુંને ઓળખી હકતો નથ્ય. "

" તી હશે "

આ પછી તે યુવાન ખેડુત પાછો તે રસ્તેથી ચાલ્યો ગયો. તે ગાબડું એક સિલ્લાથી ઢંકાઇ ગયું.

( ૪ )

બીજે દિવસે મેદાનમાં તે બારવટિયાઓને ઊભાડવામાં આવ્યા. તેણી ટોળીના દશ જણા તે જગોએ જલ્લાદની તલવારને શરણે થયા. અને વીર શિરમાણીઆને

મહારાઓશ્રીની આજ્ઞાથી એક તલવાર આપવામાં આવી હતી. પોતાના હાથેથી મરવાની એ આજ્ઞા હતી. શિરમાણીઓ એક બહાદુર અને વીર નર હતો. હસતે વદને તેણે પોતાના હાથેથી પોતાનું ડોકું તલવારથી ઉડાવી દીધું. સૌ અજાયબ થયા. એની વીરતા પર મુગ્ધ બની સરવે રડી પડયા. દેશપતિની આંખોમાંથી બે ટીપાં અશ્રુના પડી ગયાં.

શું આવા વીર પુરૂષોની ગાથાને કચ્છી જનતા ભૂલી જશે કે ? ×

---

× કાનમેરના દુર્ગની પાસે આ વીરોનાં પાળિયાં હજૂપણ જનતાને ઝાંખી કરાવી રહ્યાં છે.

આ હકીકત દુધઇના એક ગાડાવાળા પાસેથી મેં ત્રણેક વરસપર સાંભળેલી પણ વાત સંભળાવનારે પોતાની શરતચૂકથી "શિરમાણીઆ"ની બદલીમાં "શિરામણીઆ" નું નામ કહેલું. જ્યારે પુસ્તકોનું સંશોધન કરતાં તો "શિરમાણીયું" એવુંજ નામ નીકળેલું. આથી વિમાસણ ઉત્પન્ન થયેલી. પણ થોડાક માસ ઉપરેજ મારા એક મિત્ર કે જેઓ મૂળ કાનમેરના રહીશ છે તેમના પાસેથી મેં એને લગતીજ એક બીજી વાત સાંભળેલી અને તેમાં શિરામણીઓ નહિ પણ શિરમાણીઓજ હતો એવો ચોક્કસ ઉલ્લેખ થયેલો અને તેપરથી મને ખાત્રી થતાં મેં શિરામણીઆની બદલીમાં શિરમાણીઆનું નામજ લખ્યું છે.

આ બારવટિયો એક ખરેખર વીર પુરૂષ હતો રાજ સાથે પહેલાં તેને સારૂં હતું પણ પાછળથી પોતાના કેટલાક કૃત્યોના લીધે તે અળખામણો થઈ પડયો. આ બારવટિયાને એક ઘણોજ વફાદાર દોસ્ત હતો. અને તેનું નામ ચાંદો યાને ચાંદુજી હોવાનો ઉલ્લેખ મળ્યો છે. આ ચાંદો અહર્નિશ પોતાના બારવટિયા મિત્ર

# " વીરમર્દ પચાણજી "

## (૧)

**પચાણજીની** ગોળી આબાદ રીતે માતેલા હરણને વિંધતી કયાંક અલોપ થઇ ગઈ, પૂર પાટમાં દોડયું જતું હરણ અટકયું, પડયું, અને બરાબર તેજ વખતે બાજૂની ઝાડીમાંથી એક સવાર બાહેર આવ્યો.

તેની અવસ્થા વીસેક વરસની હતી, મુછનો દોરો હજુ ફૂટતો હતો. આંખો અણિયાળી અને પાણીદાર હતી.

---

સાથેજ રહેતો હતો અને દંતકથા પ્રમાણે તે પણ એક શૂરવીર-નર-રત્ન હતો. શિરમાણીઆની સાથે તેને પણ પકડવામાં આવ્યો હતો. શિરચ્છેદ વખતે કોઇ એક ભાટે મહારાઓશ્રીને કહેલું કે:-

" ભારા ભૂપ, ન મારીએ, ચાંદોને શિરમાણ.
જો જાય આ જોડલી થાયે કટકરો ઘાણ."-ભારાભૂપ.

(અર્થ=હે રાજન ! તમો આ ચાંદુ અને શિરમાણીઆનો નાશ કરાવો નહિ; કારણ કે તેઓ આપણા દેશના પ્રસિદ્ધ અને શૂરવીર નર પુરૂષો છે. તેથી તેમનો નાશ થવાથી હે રાજન ! તમારે ચોકસ માની લેવું કે તેથી તમારા લશ્કરનો ઘણો મોટો ઘાણ નીકળી જશે અને પરિણામે તમોને કેટલુંક સહન કરવું પડશે. આ વાકય દ્વિઅર્થી છે.

(૧) ચાંદા અને શિરમાણીઓ કચ્છના પૂર્વ કાંઠાના છેડા પર રહે છે અને તેઓ ઘણાજ શૂરવીર હોવાના સબબસર તેમના ધાકથી બીજો કોઈ રાજા લશ્કર સાથે આવતાં બીએ છે. પણ જો તમે તેમનો નાશ કરશો તો તેવા હરીફોને કચ્છપર ચઢી આવવું સુગમ થઇ

હરણની પાસે આવી તે યુવાન અટકયો. તેણે આજુ-બાજૂ દૃષ્ટિપાત કર્યો. ઘવાયલું નિર્દોષ હરણ કંઈક અંશે જીવનનો છેલ્લો શ્વાસ લઇ રહ્યું હતું. પાંચ સાત સેકન્ડ પછી બીજા આવતા અશ્વનો દાબડો સંભળાયો.

આવનાર વ્યકિતપણ કંઈ જેવી તેવી નો'તી. તેનું ભરાવદાર શરીર, હસતું મુખડું, તેની એ કાંતિમાં ઓર વધારો કરતું હતું. તેનું નામ પચાણજી હતું, અને ઉનડોઠનાં ઠાકોરની પદવીનો એ ભોક્તા હતો. યુવાને આવનાર પચાણજી તરફ એક ક્ષણ દ્રષ્ટિપાત કર્યો. "કોણ છો ?" સત્તાસૂચક સ્વરે તેણે પ્રશ્ન કર્યો. તેના સ્વરમાં તિખાશ હતી. સત્તા હતી.

---

પડશે અને જો તેમ થાયતો તમારે સ્વરક્ષણ માટે સંખ્યાબંધ લડવૈયાઓનો ભોગ આપવો પડશે.

(૨) આ બે શૂરવીરો પોતાની કોમમાં પ્રસિદ્ધ અને માનનીય હોવાથી જો તમે તેમનો નાશ કરશો તો એ કોમ ઉશ્કેરાઈ જશે અને તેમને કબજે કરતાં તમારે તમારા સંખ્યાબંધ સૈનિકોનો ભોગ આપવો પડશે."

બારોટનું આ કથન અક્ષરશઃ સત્ય થયું. અને બીજા નંબરની આગાહી મુજબ આ બે નર વીરોનો શિરચ્છેદ થતાં મહારાઓશ્રી ભુજ આવ્યા અને વાગડમાં બારવટિયાઓએ પોતાનો સિતમ ફરી ફેલાવ્યો. એમના માટે ઇતિહાસ શું કહે છે તે આપણે જરા તપાસીએ.

"કંપની સરકાર સાથે વિરોધ કરવામાં માલ નથી, એવી નથુ મહેતાએ સલાહ આપી, તેથી વાગડના લુટારૂઓને દાબી દેવા રાવ-

"રાજપૂત છીએ."

"કેવા ?"

"જાડેજા,"

"કયાંના ?"

"ઉનડોઠના"

જવાબો પ્રશ્નોથી પણ વધુ તેજસ્વી હતા. યુવકે ક્રોધને દબાવી પુનઃ પૂછયું.

"અહીં શામાટે આવ્યા છો ?"

"મારો શિકાર લેવા"

"કોણ ?"

---

શ્રીએ વાગડપર ચડાઈ કરી બધો ગુસ્સો પળાંસવાપર કાઢયો ત્યાંથી કાનમેર ગયા અને શિરમાણીયા આદિ મુખ્ય લુંટારૂઓનો શિરચ્છેદ કરાવી વાગડમાં સમાધાની સ્થાપી, ભૂજ આવ્યા, એટલે કરી વાગડના બહારવટીઆઓ કચ્છ, કાઠીયાવાડ અને ગુજરાતમાં ત્રાસ વર્તાવવા લાગ્યા." (કચ્છ દેશનો બૃહદ્ ઇતિહાસ. પૃષ્ટ ૧૩૮.)

"પ્રખ્યાત લુટારા શિરમાણીઆને પાંબરી પહેરાવવા પહેલાં રાઓશ્રીને સાચી સલાહ મળી નહિ...નથુ મહેતાની સલાહથી એકદમ વાગડ તરફ ધસી જઈ ત્યાં સમાધાની ફેલાવી લુટારા શિરમાણીઆનો શિરચ્છેદ કરાવ્યો. આટલું કરી ભુજ તરફ રાઓશ્રી પાછા પધાર્યા. પાછળથી બારવટીઆઓ જોરમાં આવ્યા અને સને ૧૮૧૫ના ઓગષ્ટ માસની ૩૦મી તારીખે કપ્તાન મેકમર્ડોની છાવણીના "ઘાટીલા" મૂકામે બુરા હાલ કર્યા." (સ્વદેશ. ૧૯૮૦નો દિપોત્સવી અંક.. "રાજરંગની રૂપરેખા" પૃષ્ટ ૪૮. લે. શ્રી છાયા.)

"લેખક"

"તમારી પાસે આ પડેલું છે, તે." કંઇક તિરસ્કાર યુક્ત હાસ્યકરી કરી પચાણજીએ કહ્યું. "તમે જાણો છો, કે પચાણજીનું નિશાન કદીપણ ખાલી જતું નથી ?"

"અને ત્યારે શું અમોએ ચૂડીઓ પહેરી છે ?" તે યુવાને પચાણજીને વચ્ચેથીજ અટકાવી ચલાવ્યું," હું શેખીને તુચ્છકારૂ છું. જો મેં આ શબ્દો બીજા કોઈના મુખેથી સાંભળ્યા હતે, તો અવશ્ય તેને ક્યારનો એ યમસદન તરફ વિદાય કર્યોજ હતે પણ હા !" તે યુવાન એક ઘડીભર થંભ્યો. પચાણજી તરફ દૃષ્ટિ કરી બોલ્યો "મને એવું જ; ણાવવામાં આવે છે, કે આવો જૂઠો આરોપ કરનાર એક જાડેજો રાજપૂત છે, કે જે માટે તેણે ખરેખર શરમાવુ,જોઈએ,"

"કારણ ?"

"આ શિકાર મારો છે; અને તેને પહેલી ગોળી મેં મારી છે. તમારાથી અગાઉ મેં નિશાન ચીંધેલું અને તે આબાદ એને વાગ્યું છે. હું નો'તો ધારતો કે ઉનડોઠનો ઠાકોર આવો પ્રપંચી હશે !"

યુવકનો એકે એક શબ્દ પચાણજીના હૃદયમાં વિષના પ્યાલાનું કાર્ય કરે જતો હતો. ક્રોધથી તેનુ અંગ ધ્રૂજતું હતું. "તમારૂં નામ ?" પચાણજી એ જબાનપર કાબુ રાખી પૂછ્યું.

"કાળુભા ?"*

*ખરૂંનામ બીજુ કંઇક હોવું જોઇએ.

"લેખક."

"ક્યાંના ?"

"રાજણાના"

"હા, ઠીક સિગરામજીના કુંવર કે નહિ ?" પચાણજીએ ઓળખાણ પાડતાં કહ્યું

"તમારા પિતાશ્રી મારા મિત્ર થાય છે એટલે આ વખતે તમારી સર્વ મૂરખાઈ બદલ હું ક્ષમા આપુ છું"

"નહિતર?"

"નહિતર પચાણજીની ભેટ તમોને જીંદગીભર યાદ રહી જશે." એટલું બોલી ઉનડોઠના ઠાકોરે પોતાનો અશ્વ જરા નજીક લાવી એક તમાચો યુવાનના સુંદર ગાલ પર ખેંચી કાઢયો. "કાળુભા !" પચાણજીએ કહ્યું "તમારા પિતાશ્રીને મારી આ ભેટ બતાવજો અને ફરીથી આવું ન થાય તેની સંભાળ રાખજો." આટલું કહી પચાણજી હેઠે ઊતરી પોતાનો શિકાર ઉપાડી સવાર થઈ ચાલતા થયા. "કાળુભા, કો'ક વખતે ઉનડોઠ આવજો હો !"

કાળુભા એક મર્દ બચો હતો. પણ તેને ભેટ આપનાર તો એથી એ વધે તેવો હતો. અને આ એકજ લપડાકથી ઘડીભર માટે કાળુભા શુદ્ધિહીન બન્યો. જોત જોતામાં સુંદર ઓરતની કાન્તિ મિસાલ સામેના ગાલપર વીરમર્દ (પચાણજી)ના પાંચે આંગળાં ઊઠી આવ્યાં. કાળુભા ઉદાસ વદને પાછો ફર્યો.

× × × ×

(૨)

આપણી હકીકત સાથે કેટલીક ઐતિહાસિક ઘટનાઓનું મિશ્રણ હોવાથી આપણે થોડાક વખત માટે બીજી ઘટના તપાસી જઈશું.

મહારાઓશ્રી પ્રાગમલજી (પહેલા) વિક્રમ સંવત્ ૧૭૫૪ના આસો વદ આઠેમના રોજે ગાદીપર આવ્યા. તેમને પાંચ કુંવરો હતા. જેમના નામ (૧) કુમાર શ્રી ગોડજી. (૨) કુ. શ્રી નારાયણજી. (૩) કુ. શ્રી સિદ્ધરાયસિંહજી. (૪) કુ. શ્રી કરણસિંહજી. (૫) કુ. શ્રી ડુંજાજી:—આમાં ત્રીજા નંબરના કુમાર સિદ્ધરાયસિંહજી, નામદાર મહારાઓશ્રી પ્રાગમલજી (પહેલા)ની હયાતીમાંજ દેવલોક થયેલા હોવાથી મહારાઓશ્રીએ પોતાના કુંવરોને ગરાસ વહેંચી આપતાં ત્રીજા નંબરના કુંવર સિદ્ધરાયસિંહજીના યુવાન કુંવર કુડધરજી તથા તેના ભાઇઓને ગરાસમાં સાંધાણ, લાયજો, ધુંઆએ, છછી, ઉનડોઠ, રાવરેશ્વર, ધ્રૂબકેશ્વર, બાંભડાઈ, બિટિયારીનો ગરાસ આપ્યો. અને કુંડધરજીએ પોતાની ગાદી સાંધાણમાં જમાવી. કુડધરજીએ પોતાના નાનાભાઈ હમીરજી અને તેના ત્રણ કુંવરોને ઉનડોઠ, અને તે સાથે બીજો છૂટક છૂટક ગરાસ આપી છૂટા પાડયા.

હમીરજીએ પોતાના ત્રણ કુંવરોને પોતાના ગરાસમાંથી આ પ્રમાણે વહેંચણી કરી આપી. મોટા કુંવર પચાણજીને ઉનડોઠ તથા સાનંધ્રોમાં ગિરાસ. તેથી નાના નારાયણજીને રાવરેશ્વર અને તેથી નાના હરધોળજી ને બિટિયારી

તથા ધ્રુબકેશ્વર. એ પ્રમાણેની વહેંચણી કરવામાં આવી. આ ત્રણે ભાઈઓએ પોતાનું રહેઠાણ ઉનડોઠમાં રાખ્યું હતું. અને કામકાજ પ્રસંગે તેઓ પોતાના ગરાસપર કેટલાક દિવસો સુધી લટાર મારી આવતા. હવે આપણે તે આંખો એક વખત ફરીથી ગોઠવી જોઇએ.

મહારાઓ શ્રી પ્રાગમલજી પહેલા તેમના પુત્રો યુ. કુ. શ્રી ગોડજી. કુ. શ્રી નારાયણજી. કુ. શ્રી સિદ્ધરાયસિંહજી. કુ. શ્રી કરણસિંહજી. કુ. શ્રી ડુજાજી. સિદ્ધરાયસિંહજીના પુત્રો, કુડધરજી, હમીરજી, રામસિંહજી અને હમીરજીના પુત્રો. પચાણજી, નારાયણજી અને હરધોળજી.

આમાં આપણને ત્રીજા નંબરના કુમાર સિદ્ધરાયસિંહજીની વંશાવળી સાથે નિસ્બત હોવાથી બીજાના નામો નથી લખ્યા અને આપણે ઉપરની વંશાવળી ધ્યાનમાં લેશું તો માલમ પડશે કે વિક્રમ સંવત્ ૧૭૬૦ ની આસપાસ સાંધાણનું નામ સંભળાયું છે. અને કુમારશ્રી હમીરજીએ પોતાના ત્રણ કુમારોને જ્યારે ગરાસની પાંતિ વહેંચી આપી ત્યારે વીર વિક્રમની અઢારમી શતાબ્દિ પ્રવર્તિ રહી હતી.

× × × ×

(૩)

કચ્છી જનતા ગમે તેવા સુખોમાં મહાલતી હશે. ગમે તેવા એશ આરામ ભોગવતી હશે પણ જો તેને અઢારમી શતાબ્દિની યાદ આપશો, તો અવશ્ય તેનું રૂંવાડું હાલી નીકળશે. વીર વિક્રમની એ સદીએ કચ્છની ખરેખર કસો-

ટીજ કરી હતી. રાજ્ય શકટ ખરેખર ચક્કરમાં પડયું હતું. " મારે તેની તલવાર " એવો એ જમાનો હતો. લોકો રિદ્ધિ, સિદ્ધિને જમીનમાં દાટી દેતા, કોઈ કોઈનું સાંભળતું નો'તું. આ વખતે કચ્છનો રાજાજ ઘેર નો'તો. રૈયતનું ભાગ્યજ રૂઠયું હતું.

મહારાઓ શ્રી રાયધણજી (બીજાનો) એ વખત હતો. અને તેમના હોલે દિલના લીધે રૈયત ત્રાહિ ત્રાહિ પોકારી રહી હતી. દેવચંદ શેઠ, ઓધવજી, વાઘો અને કોરો એવા એવાતો કૈંક નરપુરૂષોની આહૂતિ અપાઈ. સેંકડો નિર્દોષ મનુષ્યોનો ભોગ લેવાયો છતાં અંધાધૂંધી ઘટવાને બદલે દિનપ્રતિદિન વધતીજ ચાલી. રૈયત ગરીબ ગાય મિસાલ રહેંસાવા લાગી. જ્યાં જૂઓ ત્યાં ક્રૂરતા અને ઝનૂનનું સામ્રાજ્ય છવાયલું હતું. નિશાના ગાઢા થર હેઠળ એ વખતે કચ્છ ઢંકાઈ ગયું હતું.

બરાબર તેજ વખતે 'યદા યદાહિ ધર્મસ્ય'નું પવિત્ર સૂત્ર સંભળાવનાર જગકર્તાએ નિદ્રાનો ત્યાગ કર્યો. પોતાની રૂપેરી દાઢી પરથી હાથ ફેરવતાં પિતામહ બ્રહ્માએ કચ્છ તરફ દૃષ્ટિપાત કર્યો. એક વખતનું મધુવન, આ વખતે ઉજ્જડ અરણ્ય બની ગયું હતું. પરમ પૂજ્ય દાદાએ ઉદાસીનતાથી પોતાના હાથ પછાડયા અને બરાબર તેજ વખતે એ સર્જન હારની રહી સહી વિભૂતિએ ત્રણ રૂપે આ ભૂમિપર દેખાવ દીધો.

વીરમર્દ-ફત્તેહમહમદ, ચાણક્ય લક્ષ્મીદાશ કામદાર અને ઉદારાત્મા સુંદરજીશેઠ, આ ત્રણ વિભૂતિયો એકજ

વખતે પ્રકાશમાં આવી અને કચ્છની જતી આબરૂને બચાવવાની શક્તિ તેમને બક્ષવામાં આવી.

એ વખતે ફરાદિયાના ઠાકોરના ભાયાતો રાજણામાં રહેતા હતા. તેના મુખીનું નામ સિગરામજી હતું. તે બહુ જડમગજનો હતો. સિગરામજીના લાડકવાયા કુમારનું નામ કાળુભા હતું.

× × × +

(૪)

વરસાદના દિવસો હોવાથી ઠાકોરના ભાઇઓ ગેડામાં પોતાનો ગરાસ જોવાને ગયા હતા. ઉનડોઠના દરબારમાં પચાણજી એકલા હતા.

ડાયરો ચીકાર ભરાયો હતો. "બાવા થોડોક ગનો, આંકે માતાજો સોં.' કહેતા બંધાણીઓ એક બીજાના મોઢામાં લાલ કસુંબો ઘોંચતા હતા. કેટલાક જઈફ બંધાણીઓ બેઠે બેઠે ઝોંકા ખાઇ રહ્યા હતા. ડાયરાની વચ્ચમાં પડેલ સગડીપર બે–એક જણા બૂન સેકી રહ્યા હતા. તેવામાં ઘટના બદલાઇ ગઈ. સર્વે ભયભીત બન્યા. રાજણાના ઠાકોર પોતાના લશ્કર સાથે ઉનડોઠપર ચઢી આવ્યા હતા. ગામમાં હાહાકાર થઈ રહ્યો.

" બાવા ! ચૂડિયું પેરીંધા ?" ઠાકોર, ચૂડીઓ પહેરશો ?) એક વાણિયાણી ડોસી હાથમાં કેટલાક ચૂડા લઈ ઠાકોર પાસે આવી બોલી.

ડાયરાની લૂંટાતી મોજમાં એથી ભંગ પડયો. ખુશામતીઆ લોકો એથી ચીઢાયા. ઠાકોર અજાયબ થયા. તેમની આંખો લાલચોળ બની "બાઈ તોજા ડિં ઉથીવ્યા અઇં ?" ( બાઈ! તારા દિવસ ભરાઈ આવ્યા છે શું ? ) ઠાકોરે ક્રોધથી પૂછયું.

" ન–બાવા, ડિંતાં આં ભેરાજ ઉથીવ્યા. " (ઠાકોર તમારા કિસ્મતની સાથે પનારો પડવાથી અમારા દિવસો વહેલાજ ઊઠી ગયા છે. )

"કી ?" ( કેમ ? )

"આઇં ધણી હાજર હુંધે અસીં લુટા જો'તાં (તમારી હાજરીમાંજ અમો લૂંટાઇએ છીએ. ?

" કેર અય લુટી ધલ ?" ( કોણ લૂંટનાર છે ? )

" રાજણેવારા. બાવા, ગોઠમેં રડ પૈ અય. કાસાઇયેં કે દયા નાય. ગોઠ જ્યું ધીરૂં, નોરૂં, મર્ણીંજી લજતેં ઉતરેંતા. ખૂબ લુટ કરી એંતા, જાણે ઉનડોઠ ન ધણીઆતી હુએ તીં વરતેંતા." (ઠાકોર રાજણાવાળા આપણા ગામને લૂંટવા માટે આવ્યા છે. અને ગામ ન ધણીઆતું હોય તેવું સમજી ગામની વહુ દીકરીઓની લાજ લૂંટે છે.)

" હેં !" કહેતા ઠાકોર ઊઠયા. ખીંટીએ લટકતી તલવાર ઉપાડી બાહેર દોડયા. રાજણાના દોઢસો યુવાનો તેની રાહ જોઈ રહ્યા હતા. " બાવા !" એક યુવાને કહ્યું "મુંજે બાવા આંકે રામ–રામ, ચ્યા એં." તે સ્વર કાળુભાનો હતો. ઠાકોરે તેને ઓળખ્યો. સર્વ બાજી તેના જાણવામાં આવી ગઈ.

સામા પક્ષની તૈયારી મજબૂત હતી. તોપણ આ વીર મર્દ તેમની સામે લડયો. ઝઝૂમ્યો. અને દુશ્મનના લશ્કરનું નિકંદન કાઢી એક વીર તરીકે અમર પદને પામ્યો.

આ વીર રત્નના દેવલોક પામ્યાથી ઉનડોઠ ધણી વિહોણું બન્યું હતું. ઉનડોઠનો કેશરી મરાયો હતો તે ડંખ ઉનડોઠની જનતાને સાલતો હતો, અને ચોવટ થયા છતાં પણ ઉનડોઠની જનતાએ તે દિવસથી રાજણાનું પાણી ત્યાગેલું છે; અને આજે પણ ઉનડોઠનું જાનવર તરસથી રિબાતું હોય તો પણ તે રાજણાની હદનું પાણી ન પીએ તે માટે તેના માલિકો તરફથી તકેદારી રખાય છે. અને આજદિન સુધી ઉનડોઠની રૈયત રાજણા સાથે સગપણ આદિ કોઈપણ જાતની લેતી દેતી કરવામાં પોતાને કલંકિત માને છે. અને ખરેખર રાજણાને એ એક કાળી ટીલી જેવું છે.

ઠાકોરશ્રી પચાણજીનો પાળિયો ઉનડોઠના પાદરે ઊભો છે અને લોકો ઝુંઝારા દાદા કહીને તેને ગદ્‌ગદિત કંઠે પગે પડે છે.

ધન્ય છે આ વીર રત્નને કે જેણે પોતાની રૈયતની આબરૂનું રક્ષણ કરવા જતાં આવું ઉત્તમ અમર પદ પ્રાપ્ત કર્યું છે.

સાંધાણ ગામ, કચ્છના અબડાસા તાલુકામાં આવેલું છે.
ઉનડોઠ ગામ, કચ્છના માંડવી તાલુકામાં આવેલું છે.

ખિટિયારી, સાનંધ્રો, રાવરેશ્વર, ધ્રૂબકેશ્વર,–ગેડામાં આવેલાં છે. ગેડાને લખપત તાલુકો કહેવામાં આવે છે.

પચાણજીના વારસ જાડેજાશ્રી ખેંગારજી વિદ્યમાન છે. અને ઉનડોઠના ટિલાયતનું પદ ભોગવે છે. પચાણજીના બીજા બે ભાઇઓનો વંશ પણ એ મુજબ ચાલુ છે. રાજણા કચ્છના માંડવી તાલુકામાં અને ઉનડોઠથી ૨–૩ ગાઉ ઉપર આવેલું છે.[૧]

## (૧)
## ભચુ–ઉસ્તાદ.

દક્ષિણ–હૈદ્રાબાદની વિશાળ બજાર વચ્ચેથી કો'કની સવારી પસાર થતી હતી. બે સવારો દોડતા જતા હતા. તેની પાછળ એક સુશોભિત પાલખીમાં એક વૃદ્ધ પુરૂષ કેટલાક વાજીંત્રો લઈ બેઠો હતો. લોકો તેને નમી નમીને સલામોપર સલામ ભરતા હતા.

---

(૧) આ સમાચાર વીજળીવેગે સાંધાણ પહોંચાડવામાં આવ્યા. અને સાંધાણનો ઠાકોર પોતાના લશ્કર સાથે ઉનડોઠમાં આવી પહોંચ્યો. તેનું લશ્કર ઘણું મજબૂત અને શૂરવીર યુવકોથી શોભી રહ્યું હતું. રાજણાનો સર્વનાશ કરવાની તેમને ધગશ હતી અને ખરેખર જો આ વખતે એક કલાક જેટલો વિલંબ થયો હતે તો હાલનું રાજણા ગામ તે વખતે ફના થઇ જતે. પણ આજુબાજુના જાગીરદારો વચ્ચે પડવાથી ચોવટ થઇ અને રાજણાવાળાના આ અન્યાયી કૃત્યના બદલામાં ન્યાયી પંચે રાજણાની જમીનનો અમુક ભાગ ઉનડોઠવાળાઓને નજરાણા દાખલ અપાવ્યો અને આજે પણ તેનો ભોગવટો ઉનડોઠવાળા કરે છે. અને તે જમીન ઉગમણી સીમના નામેથી ઓળખાય છે.

ભલે આ સીમ આપી રાજણાવાળા પોતાને પવિત્ર થયાનું માનતા હોય ? !

( "પ્રજાદેશ" તા. ૧૨–૧–૧૯૨૯ ) લેખક

એ નામદાર નિઝામ સરકારનો ખાસ માનિતો ખાં સાહેબ હતો. તેની અવસ્થા ૫૦ અને ૫૫ ની વચ્ચે હતી. લોકો તેને ખાંસાહેબના નામથી બોલાવતા હતા. ના૦ નિઝામ નરેશનો એ ખાસ કૃપાપાત્ર હતો.

રાજ્યના અમીર,–ઉમરાવ જાગીરદારો, શ્રીમંતોમાં તેનું માન સારૂં હતું, નામદાર નિઝામ બહાદુરની કૃપાના સબબે સૌ કોઇ તેનું વિશેષ માન જાળવતા. પ્રસંગ વગર પણ ઘણા લોકો પોતાને ઘેર કૈં કૈં બહાનું કાઢી સંગીતની બેઠકો ગોઠવતા; અને તેમાં ખાંસાહેબને ખાસ આદર સહિત પધરાવતા. તેની ખુશામત કરી રીઝવતા. એકાદ બે ચીજ બોલાવી મોટી મોટી રકમોની ભેટ ધરતા. નામદાર નિઝામ સરકારની કૃપાના તેજથી સર્વ કોઈ એમને ચહાતું.

તે એક પ્રખર અને ઉસ્તાદ ગાયક હતો. નિઝામ રાજ્યમાં એની જોડી મળવી મુશ્કેલ હતી. તે વૃદ્ધ થયો હતો પણ તેનું ગળું યુવાન ઓરતને પણ શરમાવે તેવું હતું. તે નવી નવી ચીજો ગોઠવી શકતો, સંભળાવી શકતો, અને ના૦ નિઝામને રીઝવી શકતો. નિઝામ સરકારને એ જમણા હાથ જેવો હતો. અને તેનું એને અભિમાન હતું.

× × × ×

આજે હૈદ્રાબાદમાં આનંદ ઉછળી રહ્યો હતો. ના૦ નિઝામ બહાદુરના યુવરાજનો આજે જન્મદિન હતો. અને તેને લીધે એક મોટી કચેરી ભરવામાં આવી હતી રાજના મોટા મોટા અમીર,–ઉમરાવ, જાગીરદારો, શ્રીમંતો સુંદર વસ્ત્રોમાં સજ્જ થઈને દરબારમાં જતા હતા.

એક ભવ્ય હૉલની અંદર કચેરી ગોઠવવામાં આવી હતી. સુંદર ગાલીચા પાથરવામાં આવ્યા હતા. દરેક માટે ઘટતાં ક્રમવાર આસનો ગોઠવવામાં આવ્યાં હતાં. એક ભાગ આમ વર્ગ માટે રીઝવર્ડ રાખવામાં આવ્યો હતો. આવી કચેરી દરેક માટે ખુલ્લી રહેતી.

રાજમહેલનું વિશાળ ચોગાન માણસોની મેદનીથી ઊભરાઈ જતું હતું. સુંદર કિનખાબની ઝૂલોથી મસ્ત હાથીઓ શોભી રહ્યા હતા. રેશમ મિસાલ ચળકતી તેજવાન કોતલો સોના રૂપાના સરંજામથી ઝગકી રહી હતી. આજે દરેકના મુખપર ઉલ્લાસ હતો.

અમલદાર મંડળ આવવા લાગ્યું. મુખ્ય વજીર દરેકને યોગ્ય સત્કાર આપતો હતો. કચેરીની અંદર કેવડો અને હીના બેકી રહ્યા હતા. દોઢેક કલાક પસાર થતાં હૉલ અને તેની ગેલેરી મનુષ્યોથી ઊભરાવા લાગી. નવેકનો સુમાર થતાં, બાજુના હૉલના દરવાજા એકાએક ખુલ્લી ગયા. ના૦ નિઝામ બહાદુરના પધારવાની એ નિશાની હતી. તુરતજ પચાસેક હજૂરીના રસાલા સાથે નામદાર આવતા દેખાયા.

તેમની અવસ્થા ચાલીસેક વરસની હતી પણ મોજ શોખના આ ભોગી ભ્રમર સાઠેક વરસની અવસ્થા ભોગવતા ડોસા જેવા જણાતા હતા. ચિંતા અને રાજ ખટપટની ધુરા ખેંચતા ખેંચતા તેઓ હવે થાકયા હતા. પ્રચંડ મેદનીએ ઊઠીને પોતાના માલિકને શીશ નમાવ્યું. મહાસાગરના એક પ્રચંડ મોજાનો એ દેખાવ હતો.

વૃદ્ધ રાજવી સૂવર્ણ જડિત આરામ ખુરસીપર બિરાજ્યા. પ્રચંડ મેદની પોતાના માલિકને ખરા પ્રેમથી નિરખી પાવન થઇ રહી હતી.

દશેક મિનિટ સુધી આંખો મીંચી વૃદ્ધ મહારાજાએ વિસામો લીધો. પછી એમણે ચોમેર જોયું.

તેમના જમણા હાથની નજીક એક નાના કોચપર યુવરાજ બેઠા હતા. તે પછી રાજના સ્તંભરૂપી મનાતા ભાયાતો, અને તે પછી બીજા અમીર-ઉમરાવો બેઠા હતા. ડાબી બાજુએ રૈયતના માનનીય સભ્યોની હાર બેઠી હતી. તખ્તની સામે થોડેક દૂર ઉત્તર હિન્દની પ્રસિદ્ધ કેટલીક ગાયકણો બેઠી હતી. તેથી થોડેક આગળ એક સફેદ ગાદીપર દક્ષિણ હિન્દના પ્રસિધ્ધ ગાયક ખાંસાહેબ બેઠા હતા. તેની પાછળ કેટલેક દૂર સાધારણ લોકસમૂહ બેઠો હતો.

હીરાઓથી ઝળહળી રહેલા ના૦ નિઝામે ચોમેર દૃષ્ટિ ફેરવી. પંદરેક મિનિટ સુધી નજર ફેરવતાં તેઓ ખાંસાહેબ પાસે આવી અટકયા. નજર એક થતાં ખાંસાહેબ ત્યાંથી ઊઠી કુરનીસ બજાવતા બજાવતા નિઝામ બહાદુરની નજીક આવી જમીનપર બે વખત માથું ટેકવી "હજરત સલામત રખે." નો આશીર્વાદ આપી પાછા ફરી પોતાની જગ્યાપર બેસી ગયા. નિઝામ રાજવીની અમીદૃષ્ટિ બતાવવાની એ પદ્ધતિ હતી.

શરૂઆતમાં મુખ્ય અમાત્યે ફૂલનો એક સુશોભિત હાર નામદાર નિઝામ બહાદુરના ગળામાં પહેરાવી સોના

મ્હોરોથી ભરેલો એક થાળ નામદારના પગ આગળ ધરી કુરનીસ કરી પાછો વળ્યો, અને યુવરાજ પાસે આવ્યો. તેમને પણ હાર પહેરાવી કેટલીક રકમ ભેટ કરી એક બાજુએ જઇ ઉભો રહ્યો.

એ પછી મોટા મોટા જાગીરદારો અને અમીર ઉમરાવોનો વારો આવ્યો. દરેક જણે પોત પોતાની શકિત મુજબની ભેટ માલિકને ધરી અને જોત જોતામાં તે જગોએ ધનનો એક નાનો સરખો રાશિ દેખાવા લાગ્યો. આ ક્રિયા લગભગ બે એક કલાક સુધી ચાલી. પુનઃ સભા શાંત બની ગઈ.

× × × ×

આવેલ મેદની હવે સંગીતની લજ્જત ચાખવા ઉત્સુક બની હતી. એકાદ બે ગાયકણોએ સંગીત ગાયા પછી ખાંસાહેબને આજ્ઞા થઇ. તેમણે પોતાના દિલરુબાને છેડયું. પહેલાં તાન મેળવવા તાર ગોઠવવા લાગ્યા. આજે કચેરીને કૈંક અજબ ચીજ સંભળાવવાની ના૦ નિમાઝ તરફથી આજ્ઞા થઈ હતી.

આ .... .... આ .... .... .... ના સ્વરથી મિલાવટ કરતાં પાએક કલાક ચાલ્યો ગયો. સભામાંના કેટલાક અભિજ્ઞ લોકો તો એ આ .... .... .... આ .... .... ના આલાપ પરજ મોહિત બની ગયા હતા. ના૦ નિઝામ સંગીત કળાના ખાસ શોખીન હતા. સંગીતને તેઓ કૈંક અંશે સમજી શકતા હતા. સાધારણ રાગ ગણાતી લાવણીની શરૂઆત થઈ. ઉસ્તાદે તે સાધારણ ઢબથી ગાઇ હતી પણ

નજીક બેઠેલી ગાયકણો તો એથીએ દિગ્મૂઢ બની ગઇ.

આજે ખાંસાહેબનો તબલચી પણ ઉલ્લાસમાં હતો તે હોશિયાર બનીને આવ્યો હતો. ખાંસાહેબે દિલરુબાને એક બાજુએ મૂકી 'તાનતૂરીય'ને નજીકમાં લીધી. નામદાર નિઝામ બહાદુરની આજ્ઞાથી તેમનો પ્રિય રાગ જે ભીમ-પલાસ તેનો આલાપ દેવામાં–છેડવામાં આવ્યો.

ખાંસાહેબે આજે ખરેખર કમાલ કરી હતી. તાનતૂરીયના મધુરાં ધ્વનિ સાથે સંગીત શાસ્ત્રીનું ગળું ભળી ગયુ હતુ, સંગીતની લહેમાં કચેરી ડોલવા લાગી. પ્રચંડ મેદની સાથે નામદાર નિઝામ મોરલીપર નાગ ડોલે એ મિસાલ ડોલવા લાગ્યા. તેવામાં એક અજાયબી પમાડે તેવી ઘટના બની. "ચેત! ચેત!!"ના ધ્વનિથી કચેરી આખી ચમકી ગઇ. તબલચી અને ખાંસાહેબના હાથ વાજીંત્રાપર જડત્વ બની સ્તંભિ ગયા હતા. આનંદથી ઊડતી છોળો વચ્ચે વિષનો એક વેલો ફૂટી નીકળ્યો હતો. "કૌન હય ?"ના ગુસ્સા ભરેલા અવાજ સાથે મુખ્ય અમાત્ય પોતાની બેઠક પરથી ઊઠયો.

દીવાનના ગુસ્સા ભરેલા અવાજથી કચેરી થરથરી ગઇ. વૃદ્ધ રાજવીની આંખમાં ઝનૂન વરસી રહ્યું. એ વખતે "હું છું" કહેતો એક સાધારણ દેખાવનો યુવક કુરનીસ બજાવી તેની સામે આવી ઊભો રહ્યો.

તેનો દેખાવ સાધરણ સ્થિતિ દર્શાવતો હતો. એક ખાકી રંગની ઇજાર ઉપર લાણું સફેદ પહેરણ તેણે પહેર્યું હતું. એની અવસ્થા ૨૦–૨૫ ની વચ્ચે હતી. આવા સત્તાધીશ અમલદારની નજીક આવતાં પણ એ નો'તો ગ-

ભરાયો. હજારો મનુષ્યોની દૃષ્ટિ એના પર ઠરી હતી. "તુમ ક્યા બોલા ?" લાલચોળ આંખોવાળા અમાત્યે પૂછ્યું. " ચેત ! ચેત ! ! " શાંત ઢબે તે મુફલિસે જવાબ આપ્યો.

" કાયકે લીયે ? "

" હમેશા શિર ઉડાને કે લીયે. "

" નહિ, બાબા ! " હવે યુવરાજ વચ્ચે પુરાતાં બોલ્યા " કુછ દલીલ તો હોએગી ને ?"

" જી હા–નામ વર ?"

" ક્યા ?"

આ પ્રશ્ન સાંભળી તે યુવક જરા હસ્યો. તે આ વખતે મોતની સામે બાથ ભીડી રહ્યો છે એનું ભાન એને ન હતું, તેણે સ્થિર નેત્રે ચોમેર દૃષ્ટિ કરી. તે ખાંસાહેબ તરફ ફર્યો અને જાણે તેના મનનો ભાવ જાણવાને તેના હૃદયમાં ઊતરી રહ્યો હોય તેવો એ દેખાવ હતો.

આ અજાણ્યા મનુષ્યની આવી વિચિત્ર ચેષ્ટા જોઇ કચેરી સ્તબ્ધ બની ગઇ હતી. તેની આવી હિંમત જોઇ કેટલાકો મનમાંજ તેને ધન્યવાદ આપતા હતા. પાંચેક મિનિટ સુધી સ્તબ્ધ બની એકા એક એ સ્ફૂર્તિમાં આવી ગયો. યુવ-રાજની સામે જોઈ બોલ્યો " ગુસ્તાખીમોઆફ. "

" જી "

" આપકા ઉસ્તાદ નિયમ બિરૂધ્ધ બોલતેથે "

યુવાનના આવા નિડર જવાબથી બધા દિગ્મૂઢ બની ગયા હતા. ના૦ નિઝામ બહાદુર આ સ્વપ્ન છે, કે સત્ય તે પણ એક ઘડિના માટે ભૂલી ગયા. યુવકપર મોત ઝઝૂમતું હતું.

"ખાંસાહેબ ?" યુવરાજશ્રીએ ખાંસાહેબ તરફ દૃષ્ટિ કરી કહ્યું " તુમેરા ખ્યાન ક્યા હય ?"

"જી હજૂર યે ચીજ મંયને એક ઉસ્તાદ પાસ સુનીથી"

" કોણને બનવાયા હય ? " તે યુવકે જરા ઉશ્કેરાઇને પૂછયું. તેને નિઝામની કચેરીની બીક નહતી.

" કચ્છવાલા ભચુ ઉસ્તાદને યે ચીજ બનવાયા હય."

" તો તુમ ક્યા ઉસીકુ અયસી તરેહસેં બદનામ કરતા હય?

" જી નહિ. "

આ વખતે ખાંસાહેબ કંઈક નરમ બન્યો હતો. તે અજાણ્યો અને મુફલિસ શખસ આ હઝારો લોકની મેદની વચ્ચે અને ખુદ નિઝામ બહાદુર અને તેના યુવરાજની રૂબરૂ કૈં પણ ધાસ્તી વિના બોલ્યે જતો હતો, એથી ખાંસાહેબ અને કચેરી મંડળ બહુજ તાજુબ થયું હતું. નામદાર નિઝામ બહાદુરને પણ હવે ગુસ્સા સાથે કંટાળો આવ્યો હતો. તેઓ બોલ્યા " તુમ કહાં રહેતે હય ?

"જી હજૂર મંયને કચ્છકા રહેને વાલા હું "

" તુમેરા નામ ? "

" ગુલામકુ ભચુ બોલતે હય. "

" હેં ? ! " કહેતા નિઝામ બહાદુર ખુરસી પરથી ઊઠયા. તેમની સાથે પ્રચંડ મેદની પણ ઊઠી. નરેશે ચલાવ્યુ " ભચુ ! મેરી બોત દિનોકી ખવાસ ખુદાતાલાને આજે પૂરણ કીયા હય. આજ મંયને ભારતવર્ષકા એક મહાન્ ઉસ્તાદકુ દેખકર બોત, બોત ખુશ હોતા હું " આટલું

કહી દક્ષિણ હિન્દનો એ મહાન્ રાજવી એની જરા નજીક આવ્યો અને પોતાના ગળામાંથી ફૂલનો હાર કહાડી એ ઉસ્તાદના ગળામાં નાખ્યો. નિઝામ રિયાસતમાં એ માન અપૂર્વ હતું. ભચુના નેત્રો હર્ષાશ્રુથી ભીનાં થઈ ગયાં.

કહેવાય છે, કે તે પછી બે-એક માસ સુધી આ ભચુ ઉસ્તાદ રાજનો મહેમાન બન્યો હતો. જુદી જુદી રાગ રાગણીઓ સંભળાવી તેણે ના૦ નિઝામ નરેશને ખુશ કર્યા હતા. અને ત્યાંથી વળતાં તેને રાજ તરફથી કેટલીક કિંમતી ભેટો સાથે ઉસ્તાદની પદવી એનાયત થઈ હતી.[૧]

---

(૧) આ ઉસ્તાદ કચ્છ તેરાનો રહીશ હતો. તેનું મૃત્યુ ઘણીજ શોચનીય સ્થિતિ વચ્ચે થયું હતું. એ ઘટના આલેખવા અમારા કેટલાક મિત્રોનો આગ્રહ છે પણ એ બનાવ લખવાને અમારી કલમ ના કહે છે. હૃદય રડે છે.

તેણે અલ્વર, વડોદરા, કોટા, અને કાશ્મિર જેટલે લાંબા પ્રદેશ સુધી ઉત્તમ માન મેળવ્યું હતું. તેની કબ્ર તેરામાં છે. એને ઘણાં વરસ નથી થયાં. ૨૦–૩૦ વચ્ચેની આ હકીકત છે. આખા હિંદમાં એની જોડી જડવી મુશ્કેલ છે. આખા હિંદમાં હારમોનિયમના પ્રોફેસર તરીકે પોરબંદરવાળા ઘનશ્યામલાલજી મહારાજનું નામ મશહુર છે. તથા કલકત્તાવાળી પ્રસિદ્ધ ગાયકણ્ મીસગૌહર જાન પ્રખ્યાત થયેલી છે અને તેમની સાથે આ ઉસ્તાદે તબલા વગાડયાં હતાં. તેમનો ગર્વ એથી ઊતરી ગયો હતો. એ ચાલ્યો ગયો પણ એની કીર્તિ હજુ ગાજી રહી છે. જખૌમાં એનો શિષ્ય નાથો જનતાને હજુ કેટલેક અંશે તે સ્વાદ ચખાડી રહ્યો છે, કહેવાય છે, કે તેરાના પ્રસિદ્ધ પીર ભાછામિયાં સાહેબની ભચુને દોઆ

## "વીર-કેશરી ભારોજી"

૧

"રેશુ !" પોતાના તેજસ્વી ઘોડાની પીઠ થાબડતાં ભારોજી બોલ્યા "તારા હાજાજીને કહેજે, કે તમે સિંહના મુખમાંથી શિકાર પડાવ્યો છે, એક સૂતેલા કેશરી-ને તમોએ છંછેડયો છે. પણ........હા ! ગમે તેમ તોયે

---

હતી. દેશ-પરદેશમાં તેના શિષ્યો ઘણા છે. જેમાના મુખ્ય નાથો, ઓસમાણ અને ઈબ્રામશાના નામો સંભળાય છે. અને તેઓ ઉસ્તાદ કહેવાય છે. નાથાના એક શિષ્ય શ્રીયુત્ મીઠનલાલ દયારામ જોશી જખૌવાલા કે જેઓ કામકાજ પ્રસંગે હાલ રંગુન રહે છે તેઓ પણ ઉસ્તાદ કહેવાય છે. "લેખક"

(આ ટુંકી વાર્તા બર્મામાં પ્રસિદ્ધ થતા "બ્રહ્મદેશ"નામના અઠ-વાડિકના તા. ૧૩ મી અકટોબર ૧૯૨૮ ના અંકમાં આવી હતી અને તે પરથી એજ પત્રના તા ૨૦ મી અકટોબરના અંકમાં નીચે પ્ર-માણે એક ચર્ચાપત્ર છપાયું હતું જે વાચકની જાણ માટે આ નીચે આપું છું.

"ભચુ ઉસ્તાદ"વાળા મીઠુભા કોણ ?

મે. "બ્રહ્મદેશ"ના તંત્રી જોગ.

સાહેબ.

તા ૧૩ મી અકટોબરના "બ્રહ્મદેશ"માં ભચુ ઉસ્તાદવાળા લેખની નોટમાં જે ભચું ઉસ્તાદના શિષ્ય નાથા અને તેમના શિષ્ય શ્રીયુત્ મીઠનલાલ દયારામ જખૌવાલા જેઓ હાલ રંગુનમાં રહે છે, તેનો ઉલ્લેખ કર્યો છે તે સંબંધમાં નીચે જણાવેલી નોંધ ભાઈ મીઠનલાલની વધુ ઓળખાણ આપવા સારૂં પ્રસિદ્ધ કરશો.

એ મારો ભાઇ છે. તેના નામ સાથે જ" આટલું બોલી તે વીર કુમાર અટકયો. પોતાના લાલચોળ નેત્રો આજુ-બાજુ ફેરવી ગુસ્સાથી દાંત કચકચાવી બોલ્યો. "અફસોસ" કે તેના નામ સાથેજ મારા પૂજ્ય બાવા હાલાજીનું પવિત્ર નામ જોડાયું છે; નહિતર આજનો દિવસ અસ્ત થયા અગાઉ કોઠારાના ભયંકર દુર્ગની સાથેજ મેં કયારનોયે તેને ઉડાડી મૂકયો હતે. રેમુ—તું, જા. અહીંથી નાસી જા, મારી આ તલવાર લઈને દોડી જા, નહિતર અખાત્રીજ-નો બીજો પર્વ આવવા અગાઉ તારા ઠાકોરનો વધ થશે."

---

ભાઈ મીઠનલાલ રંગુનમાં મીઠુભાના નામથી વધારે જાણીતા છે. અને તેઓ એક ઉસ્તાદ તબલચી છે. તેમાં જરાયે અતિશયો-ક્તિ નથી. જયંતિ મંડળ તરફથી થતા રા. શાંતિભાઇના દરેક આખ્યાન વખતે તબલા વગાડતા મીઠુભાને દરેક ગુજરાતી ઘણી સારી રીતે પીછાણે છે. મીઠુભાની ધાર્મિક વૃતિ એટલી બધી સત્તેજ છે, કે મીજલસો અને મહેફીલોમાં તેમની માગણી મોટી હોવા છતાં તેઓ તેવી કમાણીની કિમ્મત આખ્યાનમાં હરિનામ સાથે તબલાં વગાડવાના નિજાનંદ કરતાં ઓછી ગણે છે. અને કદીપણ રા. શાંતિભાઈનું એકપણ આખ્યાન તેઓ ચૂકતા નથી. તેઓ આ કાર્ય વગર વેતને અને હૃદયના ભાવથી કરે છે. તેમની વય ભરતીમાં આવેલી હોવા છતાં હજી તેમનો તબલાપરનો કાબુ ભલભલા ઉ-સ્તાદને પાણી ભરાવે એવો છે.

જયંતિ મંડળ તરફથી મીઠુભાને એક "સૂવર્ણ-ચંદ્રક" એના-યત કરવામાં આવેલો છે.

લી. આઇ. સી. મહેતા.

(નોંધ) આપણા માદર વતન શ્રી કચ્છનાજ એક બંધુને આવું ઉત્તમ માન મળ્યાનું જાણી દરેક કચ્છી આનંદથી મગ્ન બનશે એવું

ભારોજી ક્રોધથી ઊછળી રહ્યા હતા. તેમનો હાથ વારંવાર મ્યાનપર પડતો હતો. તેમણે મ્યાનમાંથી ચળકતી તલવાર બાહેર કાઢી કહ્યું "રેમુ–ઓ હીજડા રેમુ! તું આ સમાચાર મને ક્યા મોઢેથી સંભળાવે છે? શું વીર હાલાજીનો યુવરાજ હયાત હોવા છતાં, તેનું રાજ બીજો પડાવી લે! અને તમો મારા નિમકહલાલ નોકરો ત્યાં હાજર હોવા છતાં એ બધું જોયા કરો? ખરેખર, રેમુ! તારા માટે મને ઘણું માન હતું." યુવરાજ અટક્યો. પોતે શું બોલે છે તેનું પણ ભાન એને નો'તું. "તું અહીં આવ" એક હાસ્ય કરી યુવરાજે કહ્યું "ખરેખર આ સમાચાર ઘણા ભયંકર છે, અને તે સંભળાવનારને પણ તેવીજ ભયંકર શિક્ષા થવી જોઇએ. જો આ તલવાર તારૂં રક્ત પીવાને આતૂર બની છે. ચમકી રહી છે. રેમુ!" હવે તે વધુ ગુસ્સા સાથે બોલ્યો "મારી ગાદીનું [૧] રક્ષણ કરતાં જો તું મરાયો હતે, તો ખરેખર હું તારા નામને કૈક વીરોના રક્તની આહુતિ આપી અપનાવી લેત, પણ આજે તે પ્રસંગ નથી. અને હું જાણીને દિલગીર છું, કે

---

અમારૂં ચોકસ માનવું છે; અને રંગુન જેટલે દૂર પ્રદેશમાં ઘણાંએ પ્રકારની મુશ્કેલીઓમાંથી પસાર થયા છતાં જે ભાઇએ પોતાના ઉત્તમ સદાચારોની છાપ–અને પોતાના જ્ઞાનની છાપ તેવા લોકોપર પાડી છે તે બદલ મોટી મગરૂરી સાથે અમારા એ શ્રી મીઠનલાલ દયારામ જખૌવાલાને અભિનંદન છે.

"લેખક"

(૧) Throne:

તું વિશ્વાસઘાતી નીવડયો છે, અને તેનું ફળ તને મળવું જોઇએ." રેમુ શાંત હતો. યુવરાજ તેની નજીક ગયો અને એકજ ઝટકે રેમુનું મસ્તક ધડથી જૂદું થઇ નજીકની તલાવડીમાં ઊછળ્યું. લોહીના છાંટાથી યુવરાજનું શરીર અપવિત્ર બન્યું હતું ² સાથેના લોકો આ બનાવથી ધ્રૂજવા લાગ્યા.

"જે કોઇ અહીં હાજાજીના હિતેચ્છુ તરીકે હાજર હોય" કુમારે મોટેથી કહ્યું. "તે જઈને કહે, કે અખાત્રીજનો દિવસ-હા, અખાત્રીજના દિવસેજ આ તલવારથી હાજાજીનો વધ કરવાની મારી પ્રતિજ્ઞા છે."

ભારોજી આ બધું ઝનૂનમાં બોલી રહ્યા હતા. તેમને શાંત પાડવા માટે એ વખતે શાંત પવન ફૂંકાવો શરૂ થયો. શ્રી સૂર્યદેવ પોતાનું કાર્ય સમેટી લઈ, જવાની તૈયારીમાં હતા. એ વખતે બે સુન્દર પક્ષીઓનું યુગલ ઉપરથી ઊડયું. આશ્ચર્યથી ભારોજી અને તેના સાથીઓ એ જોઈ રહ્યા.

× × × ×

(૨)

રાઓશ્રી રાયધણજી પહેલા ૧૭૫૪ના આસો વદ આઠેમના રોજ દેવલોક પામ્યા, તેમને અગિયાર કુંવરો હતા (૧) નોંઘણજી, (૨) રવાજી, (૩) પ્રાગમલજી, (૪) સુજોજી, (૫) આસોજી, (૬) જુણોજી, (૭) લાખોજી, (૮) મોડજી,

---

(૨) આ બનાવ "ઝાડી" તળાવડી પાસે બન્યો હોવાનું મા-નવામાં આવે છે.

લેખક.

(૯) અજોજી, (૧૦) ગોપાલજી (૧૧) અભયરાજજી,( આમાં નંબર ૧, ૨, વાલા કુંવરો રાઓશ્રીની હયાતીમાં દેવલોક પામ્યા હતા, અને રાઓશ્રીએ તેમને પોતાની હયાતીમાંજ જુદા જુદા ભાગોપર દેખરેખ રાખવાને નીમ્યા હતા.[૧]

નોંઘણજીના કુમાર હાલાજીને અબડાસો તથા કાંઠી વિભાગ, રવાજીના કુંવર કાંયાજીને મોરબી તથા કટારિયું અને પ્રાગમલજીના કુમાર ગોડજીને શહેરની કોટવાલી, એ પ્રમાણે મુખ્ય યોજના હતી.

રાઓશ્રી દેવલોક પામતાં બધા કુમારો સ્મશાન યાત્રાએ ગયા અને તે વખતે ત્રીજા નંબરના કુમાર પ્રાગમલજી

---

૧ રાઓશ્રી રાયધણજીના મોટા કુમારોનું નામ નોંઘણજી અને રવાજી હતું. નોંઘણજી પર તેમના પિતાનો પ્યાર વિશેષ હતો પણ તેઓ નાની વયમાં દેવલોક પામ્યા, તથા રવાજીને દરબારગઢમાં પશ્ચિમ બાજુની ગઢરાંગ પાસે લીંમડા નીચે જાડેજા કોર્ટની પશ્ચિમ બાજુએ કોઇકે મારી નાંખ્યા. જેમનો ઓટલો ત્યાં કાયમ છે.
"લેખક"

(૧) Noghanji, Rayandhan's eldest son died young, and during his father's life time Pragmalji, Rayandhanji's third son, contrived the murder of his elder brother Rawaji. Both the brothers had left sons who were entitled to succeed, but as they were young, Pragmalji, on his father's death in 1697, found no difficulty in seizing the throne.

Bombay Gazetter. Vol. V P. 137 1880)

આંખો દુખવાનું બહાનું કરી શહેરમાંજ રોકાઇ ગયા, અને બીજા ભાઇઓના ગયા પછી શહેરના દરવાજા બંધ કરાવી પોતાનો રાજ્યાભિષેક કરાવી લીધો, અને આ કામમાં તેમના કુંવર ગોડજીનો પણ હાથ હોવાથી તેમનો પક્ષ વધુ મજબુત થયો હતો. આ બનાવથી નારાજ થઇ યુવરાજ કુમાર સ્વર્ગસ્થ નોંઘણજીના કુમાર હાલાજીએ મુંદ્રો માંડવી, અને કોઠારો દબાવ્યાં તથા સ્વર્ગસ્થ કુમારશ્રી રવાજીના કુમાર કાંયાજીએ મોરબી તથા કટારિયું દબાવ્યાં અને તે વખતથી મોરબી અને કટારિયું કચ્છથી તદ્દન છુટાં પડયાં છે. [૨] તથા યુવરાજ કુમારે પોતાના પિતાશ્રીની

---

[૨]

| "Administrative sub-divisions" | | |
|---|---|---|
| (1) Jurisdiction | Number of Villages, | Population |
| (1) His highness the Rao | 629 | 302, 659 |
| (2) Smaller Chiefs | 400 | 177,932 |
| (3) Morbi Thakor. | 7 | 6714 |
| 3 | 1036 | 487305 |

The territory of Cutch has as shown above a threefold Jurisdiction;The first comprises the state "Khâlsâ" portion under the direct management of

સ્મશાન યાત્રાએ ન જવું એ ધોરણ તે દિવસથી બંધાયું છે.

રાઓશ્રી પ્રાગમલજી ગાદીપર આવ્યા પછી તેમણે પહેલું કાર્ય હાલાજી પાસેથી મુંદ્રો તથા કાંઠી વિભાગ લઇ લેવાનું હાથ ધર્યું અને તે માટે તેમણે પોતાના યુવરાજ કુમારશ્રી ગોડજીને મોટા લશ્કર સાથે મોકલ્યા. ગોડજી એક વીર મર્દ પુરૂષ હતા. રાજ નીતિ-નિપુણ અને લડાયક યોદ્ધા હતા. અને તેમણે સહેજ તકલીફથી હાલાજી પાસેની ફળદ્રૂપ જમીન કબજે કરી લીધી. આથી હાલોજી પોતાના કેટલાક શૂરવીર સિપાઇઓ સાથે કોઠારામાં આવ્યા અને ત્યાં તેમણે પોતાની રાજધાનિ સ્થાપી.[3] (વિ. સં.

---

His Highness the Ráo; the second are the estate of the Bhâyâd or cadets of the Rao's house, a body of feudal land-lords; the third, seven villages scattered over the center of the province known as the Adhoi Sub-division and held by one of the leading chiefs of the Rao's tribe the Thakor of the Morbi in Kathiawar.

(Bombay Gazetter. Vol. V. P. 1-2-1880)

(૩) " Haloji unable to resist retired to Abdasa, and there founded the towns of Kothara, Kotri (Kotadi) and Nagarchi (Nagrecha). His discendants are known as Halani Jadejas.

( Bom. G. Vol. V P. 137. 1880)

૧૭૫૫-૧૭૬૦) આ હાલાજીને ત્રણ કુંવરો હતા (૧) ભારોજી (૨) બાવોજી, (૩) હાજોજી. આમાં ભારોજી એક શૂરવીર અને લડાયક વીર મર્દ હતા, એકવચની હતા. બાવોજી કંઇક સ્વતંત્ર મિજાજના હોવાથી તેઓ વધુ ભાગે સાભરાઈમાં રહેતા હતા. અને હાજાજીની માતુશ્રીપર ઠાકોરનો (હાલાજીનો) અત્યંત ચાહ અને વિશ્વાસ હોવાથી તેઓ (હાજોજી) પોતાના પિતાની સાથેજ કોઠારામાં રહેતા હતા. હવે આપણે આ વંશાવળી ફરીથી એક વખત જોઇ જઈશું.




રાઓશ્રીએ ભારાજીને કંઇ કામ પ્રસંગે પોતા પાસે બોલાવ્યા હતા અને ત્યાંથી વળતાં તેઓ સુથરીની સીમમાં આવ્યા ત્યાં તેમના એક હજૂરીએ આવી હાલાજીના સ્વર્ગવાસ પામ્યાના તથા હાજાજીએ રાજતિલક લીધું તે ભેદી સમાચાર સંભળાવ્યા.

(૪) આમાં જેઓની સાથે આ વાર્તાને સંબંધ છે તેમના નામો લખવામાં આવ્યા છે.

હું ઉપર લખી ગયો છું તેમ ભારોજી એકવચની અને મર્દ વીર હતા, શૂરવીર હતા. અને પોતાની ગાદી પોતાના નાના ભાઈએ દબાવી છે તેવું જ્યારે તેમણે જાણ્યું ત્યારે ખરેખર ગુસ્સા સાથે તેમનું એકે એક રૂવાટું ફરકી નીકળ્યું. ક્રોધમાંને ક્રોધમાં તેમણે પોતાના વહાલા નોકર રેમુનું માથું ઉડાડી દીધું અને વૈશાખ સુદ ૩ના દિવસે ( કે જે મિતિના રોજ તેમના પિતા હાલોજી સ્વર્ગગામી થયા હતા અને જે મિતિના રોજ તેનો નાનો ભાઇ વિશ્વાસઘાતી બની કોઠારા-નું તખ્ત દબાવી બેઠો હતો તેજ મિતિના રોજ ) તેમણે પોતાના ભાઇનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી; જે હકીકત ઉપર વાંચી ગયા છીએ

પોતાના ભાઈએ પોતાની રાજધાનિ ઝુંટવી લીધી એથી ભારાજીએ તે વખતે નજીકના શહેર ( સુથરી ) નો કબજો લીધો અને તેને પોતાની રાજધાનિનું શહેર બનાવ્યું.

આ સુથરી એક સમૃદ્ધિશાળી શહેર તરીકે હજુ પણ પ્રખ્યાત છે તેના વિષે કોઇ એક બારોટે કહ્યું છે, કે

" સુથરી સોન થરી, જેંજી પીરેં બધીપાર
ભારો કરેતું લેરૂં જુકો ચોવાજે તો રા "

(અર્થ–સુથરી (Suthri)માં સોનાના થર બાઝયા છે, અને કેટલાક ઓલીઆઓએ તો તેના રક્ષણ માટે મોટા બુરજ બંધાવ્યા છે. અને તેવી સુથરીમાં ભારોજી મોજ માણે છે, કે જેની સત્તા રાવશ્રી જેવી છે ) બારોટની આ કથની કંઇક અંશે અતિશયોક્તિ-વાળી છે, તોપણ જો આપણે એ શહેરના માત્ર ૨૫ વરસ

પરના ઇતિહાસપર દૃષ્ટિ ફેરવીશું તો સ્પષ્ટ જણાઇ આવશે, કે સર વીસનજી ત્રીકમજી નાઇટ, ખેતસીં ખીયસીં જે. પી; શેઠ હેમરાજ ખીયસીં જેવા દાનેશ્વરી રત્નો કે જેમના હાથેથી હજારો નહિ પણ લાખોની ખેરાત થઇ ગઈ છે તેવા નર રત્નો આ શહેરમાં જન્મ્યા હતા. આ શહેરજ તેમની જન્મભૂમિનું સ્થાન હતું.

*　　　*　　　*

(૩)

દગાથી પચાવી પાડેલ કોઠારાનું રાજ મોટું હતું; વિશાળ હતુ; સમૃદ્ધિશાળી હતું; તોપણ હાજાજી અને તેમનાં માતુશ્રી અહર્નિશ ચિંતા અને ધાસ્તીથી ધ્રૂજતાં હતાં. તેમણે થોડા દિવસમાંજ પોતાનું લશ્કર વધારી મૂકયું હતું. દારૂખાનું પણ ઠીક ભેળું કર્યું હતું. સવારો અને સિપાઈઓથી કોઠારાનું પાદર ઊછળી રહ્યું હતું. તોપણ રાજમાતા અને ઠાકોર બહુજ ચિંતાતુર બન્યાં હતાં.

તેમને ભારાજીની વીરતાનો અનુભવ સારો હતો. ભારોજી મનુષ્ય નહિ પણ તેમાં છુપાયેલા કેશરી હતા. તેમની વીરતા દરેકના હૃદયમાં પ્રકાશતી હતી. અખાત્રીનેજ બે-એક દિવસનો વખત હતો.

હાજોજી દરબાર ગઢની ડેલીએ ડાયરામાં બેસી વાર્તા વિનોદ કરી રહ્યા હતા. કેટલાક યુવાનો ખૂન સેકી રહ્યા હતા. તે વખતે બજારમાં બૂમ સંભળાઈ. બધા ગભરાટમાં પડયા, અને બરાબર તેજ વખતે બે મસ્ત સાંઢ લડતા લડતા દરબાર ગઢના એ વિશાળ ચોગાનમાં આવી અટકયા.

લડતા સાંઢ બહુજ મજબૂત હતા. બંનેના શીંગડાં

એક બીજામાં ભરાઇ ગયાં હતાં. તેમના યુદ્ધથી જમીન ગાજી રહી હતી. તેમનું યુધ્ધ વીરોને ઉત્તેજક હતું.

લોકો ઊંચેના ઓટલાઓ પર ચઢી આ તમાશો જોઇ રહ્યા હતા. પણ તેમને છોડાવવાની હિંમત કોઇની ચાલી નહિ. જાણે વાલી અને સુગ્રીવનું યુધ્ધ જામ્યું હોય તેવો એ દેખાવ હતો.

બરાબર તેજ વખતે એક પ્રચંડ બાંધાનો યુવક ત્યાં આવી પહોંચ્યો. પોતાના ઘોડા ઉપરથી હેઠો ઊતરી નજીક આવી બંને સાંઢોને અકેક મુક્કી લગાવી ચાલતો થયો.

લોકો અજાયબ થયા. તે મદમસ્ત બે સાંઢ એ વીરની એકજ મુક્કીથી તે વખતે જમીન દોસ્ત થયા. તેમના મુખમાંથી ફીણના ગોટ નીકળવા લાગ્યા. લોકોએ તે યુવાનને નિરખવા દૃષ્ટિ ફેંકી પણ મોડું હતું. તે અદૃશ્ય થઇ ગયો હતો.

એ યુવક કોણ ? તેની ચર્ચા ત્યાં થવા લાગી. હાલોજી તો તેને મોતીના થાળથી વધાવી લેવા ઉત્સુક બન્યા હતા. " એ મારી પાસે રહે તો કેવું સારૂં ? " એવી ભાવના તેમના મનમાં જાગી. લોકો એની વીરતાથી બહુજ આશ્ચર્ય પામ્યા હતા. તે વખતે એક ખેડૂતે આવી કહ્યું " ભારોજી હમણાં સુથરી તરફ જતા હતા અને તેમણે મને કહ્યું છે, કે પરમદિ હું તમારા ઠાકોરને મળવા આવીશ. તેને ચેતવી મૂકજો. " શું એ ભારોજી હતા ?

એક આશ્ચર્યજનક ઉદ્‌ગાર સાથે હાલોજી બોલી ઉઠયા " શું એ ભારોજી ? "

× × × ×

(૪)

આજે અખાત્રીજનો દિવસ ઊગ્યો હતો. સ્વર્ગસ્થ હાલાજીને આજે સ્વર્ગવાસ થયે બાર માસ થયા હતા. આજે તેમની છમછરી હતી. કોઠારા અને સુથરીમાં હજારો લોકો ઉદાસ હતા. કેવો પ્રલય થશે તે કલ્પતાં પણ જનતા ધ્રૂજી રહી હતી. ભારોજી પોતાના સાતસો શૂરા સુભટો સાથે કોઠારા તરફ ચઢી ગયા હતા. જાણે કોઠારાનો રાજવી ગાફેલ હોય તેવો ત્યાં દેખાવ હતો.

ભારોજી ત્યાં પહોંચ્યા. હજુ પ્રભાતનો વખત હતો. ડેલીનો એક દરવાજો ખુલ્લો હતો. પાંચેક પહેરેગીરો સૂતા હતા. ભારાજીએ તેમને કતલ કર્યા. અને એકલા દરબાર ગઢની અંદર ખુલ્લી તલવારે દાખલ થયા. "મા–હું આવ્યો છું" યમરાજ જેવા કઠોર શબ્દો સાથે તેમણે પોતાની ઓરમાન માને બૂમ પાડી. "કોણ? અંદરથી કોમળ સ્વર સંભળાયો.

"હું ભારોજી."

"કેમ ?"

"મારા વિશ્વાસઘાતીનો જવાબ માગવાને."

"ઇ તો મેડી પર સૂતો છે."

શૂરવીર ભારોજી ધબધબ મેડીના પગથિયાં ચઢવા લાગ્યા. તેમનો દેખાવ ચામુંડરાય જેવો હતો.

ભારોજી મેડીપર પહોંચ્યા. સૂતેલા ઠાકોરને બે

નોકર વીંજણાથી વા નાખી રહ્યા હતા. રેશમની સુવાળી તળાઈ પર કોઠારાનો રાજવી સૂતો હતો. ભારાજીએ તે જોયું. "એજ એજ, મારી શય્યા પર સૂવાનો હક્ક એને ક્યાંથી ?" ભારોજી ખડખડયા અને તે તલવારથી એ બે હજૂરિયોનાં ડોકાં ઉડાડી દીધાં. ઠાકોર હજી સૂતા હતા. તેમણે પોતાના અંગ પર મુલાયમ ચાદર ઓઢી હતી. "વિશ્વાસઘાતી-નીચ" આ શબ્દો સાથે ભારાજીએ પોતાની તલવાર તેની ગરદન પર ચલાવી. એ વખતે એક ઝીણી ચીસ સંભળાઇ. ફરી પગથિયાં પર ધમધમાટ સંભળાયો. ભારોજી સાવધ બન્યા. તેમના માતુશ્રી પોતાના પૌત્ર કુમાર સાથે આવ્યાં.

"ભારાજી!" તેમણે રડતાં રડતાં ચલાવ્યું. "તેં તારા ભાઈને માર્યો તેમાં મને હર્ષ, કે શોક થતો નથી પણ હવે આ બાળકનું શું ? એ પણ તારા ભાઇનો પુત્ર છે. માટે તેને પણ માર અગર આ—પી." આટલું કહી તેમણે દૂધથી ભરેલો ચાંદીનો એક કટોરો આગળ ધર્યો.

"મા! તમે ગુસ્સે નહિ થાઓ. એ બાળક હાલાજીનો નહિ પણ મારો છે. તું અહિં આવ." સત્તા સૂચક સ્વરે તેમણે પાંચ વરસના કુમારને પોતા પાસે બોલાવ્યો. "હું તારો કાકો થાઉં." પોતાના નેત્રો લૂછી, સ્વરને સત્તેજ કરી તેમણે કહ્યું મેં મારા ભાઈને તેની કૃતઘ્નતાનો યોગ્ય ઇન્સાફ આપ્યો છે. પણ આ બાળક તેથી મુક્ત છે. તે મારો પુત્ર છે અને તેની બદલીમાં તેને હું આ કોઠારાનું રાજ સોંપું છું. કોટારા પ્રત્યે મારા હૃદયમાં

લવલેશ પણ રોષ નથી. આટલું બોલી ભારાજીએ દૂધનો કટોરો ખાલી કર્યો.

પુનઃ ભારોજી વાજતે ગાજતે વિદાય થયા. તેઓ સુથરી આવ્યા અને પોતના અશ્વ પરથી હેઠા ઊતરે તેવામાં એક નોકરે તેમના હાથમાં ચીઠી આપી. ભારાજીએ તે વાંચી. પુનઃ વાંચી પણ બરાબર સમજ્યા નહિ. તેમણે આકાશ તરફ નજર કરી પણ વખત નો'તો. સૂર્યદેવ અસ્ત પામતા હતા. એક મોટા નિઃશ્વાસ સાથે ભારાજી નજીકની ગાદી પર ઢળી પડયા.

ભારાજીની મહેનત બધી વ્યર્થ ગઈ હતી. હાજાજીની બદલીમાં એક હજામનો વધ તેમના હાથેથી થયો હતો. ભારાજીની પ્રતિજ્ઞા અપૂર્ણ થઈ હતી. અને તે દિવસથી અખાત્રીજનો પર્વ કોઇપણ પ્રકારની ધામધૂમ વિના ઉજવવો એવી આજ્ઞા તેમણે પોતાના પુત્રોને આપી છે. અને અદ્યાપિ સુથરી જાગીરદાર તે રસમ પાળવામાં પોતાને ભાગ્યશાળી માને છે. [૧]

---

(૧) આ વીર પુરૂષના નામ પરથી તેના વંશનુ નામ ભારાણી પડયું છે; અને અદ્યાપિ પર્યંત તેના વારસો ભારાણી જાડેજા તરીકે પ્રખ્યાત છે.

( "બ્રહ્મદેશ" ૧૯૨૯ ના જાન્યુઆરીનો ખાસ અંક )

લેખક.

# "ભાભીનું મેણુ"

૧

વીર-વિક્રમની અગિયારમી શતાબ્દિ પ્રવર્તિ રહી હતી; અને તે વખતે હાલનું બાંભડાઇ એક સમૃદ્ધિ-શાળી અને મોટું શહેર હતું. હાલે કચ્છ માંડવી તાલુકાના બાયઠ-પોલીસ થાણાની દેખરેખ હેઠળ સોંપાયેલું આ ગામ તે વખતે મોડાસા તરીકે ઓળખાતા પરગણામાં મુખ્ય મનાતા શહેરો જેવું હતું. તેની સમૃદ્ધિ વિશાળ હતી અને વધુમાં તેનો અધિપતિ પણ તેટલોજ જોરાવર હતો.

બાંભડાઈનો ઠાકોર સોલંકી વંશનો એક સમૃધ્ધિશાળી ગરાસિયો મનાતો હતો. અને તેનું નામ ખેંગારજી રાણા હતું. આ પરગણામાં તેની આણ વર્તતી અને કેટલાક પુસ્તકો તથા દંતકથાઓના જણાવ્યા પ્રમાણે તેની રૈયત સર્વ વાતે સુખી અને તંદુરસ્ત હતી. તેની વહાલી રાણીનું નામ મરખી હતું. અને તે ઉદાર, વિનયી અને પતિની સેવામાં મગન રહેનાર હતી. તેની પુત્રીનું નામ કોરાં હતું.

સિંધના શૂરવીર મહારાજા અનેસર દાસડાનું સગપણ ઇતિહાસ પ્રસિદ્ધ ભદ્રાવતીના[1] પ્રસિદ્ધ પઢિયાર શાખાના

(૧) ભદ્રેસ્વર મુંદ્રા તાલુકામાં આવેલું એક પુરાણું શહેર છે. એક વખત તે કચ્છનું મુખ્ય બંદર હતું અને દરરોજ જૂદા જૂદા બંદરોના સંખ્યાબંધ ત્યાં વહાણો આવતાં. તે વખતે એનું નામ "ભદ્રાવતિ" હતું. વિ. સં. ૮ થી ૧૦ સુધી તે પઢિયાર નામક એક શૂરવીર રાજપૂત કોમના હાથમાં હતું. તે પછી વાઘેલા

**રાજા હરિસિંહ પઢિયારની ખૂબસૂરત પુત્રી લીલાં સાથે થયું હતું, લીલાં પોતાના માત-પિતાની લાડકવાઈ અને હોશિયાર મનાતી પુત્રી હતી. મહારાજા ચનેસર એક મોટી જાન લઈને તેને પરણવા જતા હતા.**

---

ઓના હાથમાં ગયું, તે પછી સમા જામ જાડેજાઓના હાથમાં ગયું. મારી પાસે એક હસ્તલિખિત ચોપડો છે જેમાં (વિ, સં. ૧૨૭૫ના અરસામાં)"જાડેજા શ્રી રાયધણજી રત્તાને પાંચ પુત્રો હતા. (૧) દેદોજી તેને કંથકોટ અને વાગડ, (૨) ઓઠાજીને લખિયાર વિયરાની રાજગાદી, (૩) ગજણજીને બારા અબડાસાનો તમામ ભાગ અને તે ઉપરાંત ભદ્રેસ્વર, તથા હટડી અને ગુંદીઆરી પરગણું; (૩) હોથીજીને ગજોડ અને પુનડીનો ગરાસ તથા તે ઉપરાંત બીજા (કાંઠી વિભાગના) બારગામ, અને સૌથી નાના પુત્ર પોંચલાજી કે જેઓ રખાયતના પુત્ર હતા તેમને ગરાસમાં જુડબનો ગરાસ મળ્યો. એ રીતે આપણે જોશું તો વિક્રમ રાજની તેરમી શતાબ્દિની છેલ્લી પચીસીમા ભદ્રેસ્વર જાડેજા રજપૂતોના હાથમાં આવ્યું. પરંતુ પઢિયાર રાજપૂતોની હકૂમત જતાં શહેરની ઉન્નતિ-સમૃદ્ધિ પણ હટવા લાગ્યાં. ધરતીકંપથી થયેલ ફેરફારો અને ઉપરા ઉપરી પડેલ દુષ્કાળોના સબબ સર તથા રાજના પરિવર્તનના લીધે આ સમૃદ્ધિશાળી શહેર દિન-પ્રતિદિન પતન તરફ ઘસડાવા લાગ્યું. વિ. સં. ૧૩૦૦ ના અરસામાં આ શહેરમાં જગડુશા નામે એક મહાન પુન્યશાળી દાતાર પ્રગટ થયો. ૧૩૧૫ ના ભયંકર દુષ્કાળ વખતે તેણે લાખો નહિ પણ કરોડોની ઉદારતા બતાવી. ઠેર ઠેર ધાનની પડિયો-ખોલી-પરબો બેસાડી અને જૂદી જૂદી જગોએ કેટલાક મંદિરો, કુવા, વાવ, અને તળાવોનાં જીર્ણોદ્ધાર કરાવ્યાં; તેણે ભદ્રેસ્વરના પાદરનો કેટલાક ભાગ વાઘેલા રાજા પાસેથી વેચાતો લઇ તે પર જીન ધર્મના કેટલાંક મંદિરો બંધાવ્યાં. તથા કેટલાકોનો ઉદ્ધાર કર્યો.

બાંભડાઈ પાસેથી આ જાન પસાર થનાર હોવાથી બાંભડાઇનો ઠાકોર પોતાના શૂરા સામંતો, અને ભાયાતો તથા ગામના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો સાથે તેને આવકાર આપવાને ગામને પાદરે આતૂરતાથી રાહ જોઈ રહ્યો હતો.

× × × ×

મહારાજા ચનેસરની જાન નજીક આવતાં તોપો અને બંદૂકોના બાર કરવામાં આવ્યા. આકાશને પણ ધ્રૂજાવી મૂકે તેવી કકડાટી નોબતો અને નગારાંઓની કરવામાં આવી.

સિંધ નરેશ એક ઉદાર અને મળતાવડો મહારાજા હતો. ગામને પાદરે તેની વેલ આવતાં તે હેઠો ઊતર્યો અને બાંભડાઈના શૂરવીર અને પ્રેમી ઠાકોરને સ્નેહપૂર્વક ભેટયો.

---

આજે પણ ભદ્રેસ્વરમાં આ "વસઈનાં દહેરાં" બહુજ પવિત્ર મનાય છે, અને દરવરસે હજારો ભાવિક જૈન યાત્રાળુઓ ત્યાં દર્શન કરવાને એકઠા થાય છે. આ મંદિરો માટે " ધી બોમ્બે ગેઝેટીઅર વૉ. ૫. ૧૮૮૦ માં ઘણું સુંદર વર્ણન આપવામાં આવ્યું છે જેનો ટુંકો સારાંશ આ પ્રમાણે છેઃ—

"ત્યાં નાશ પામેલા એવા ઘણા જૂના મકાનોના પથ્થરાઓ નીકળે છે, ત્યાં એક ઘણું પુરાણું જૈન મંદિર આવેલું છે. જે જગડુશા નામક એક જૈન ગૃહસ્થનું બંધાવેલું હોવાનું કહેવામાં આવે છે તે મંદિરનું કામ ઘણા વરસ સુધી ચાલ્યું હતું અને સંભવ છે કે તે ૧૧૭૦ (ઈ.સ)માં ઊભેલું હોવું જોઈએ. ભદ્રેસ્વરમાં બીજા ઘણા ભવ્ય દેખાવના જૈન દહેરાંઓ આવેલાં છે કે જેમની રચના મોટે ભાગે આબુના દેલવાડાના દહેરાંઓને મળતી આવે છે." (વધૂ માટે એ પુસ્તક વાંચવું)

એક બીજાનું કુશળ પૂછી બાંભડાઈના ઠાકોરે સિંધના મહારાજાને શિરામણીનું આમંત્રણ આપ્યું. "મુંઞો અંગણુ પાવન કંધા ?" (મારૂં શહેર પાવન કરશો ?) રાણાજિયે પ્રેમથી દાસડા મહારાજાને એક દિવસ રોકાઇ જવાને આમંત્રણ કરતાં કહ્યું, "મારા આ ગામડિયા મિત્રો તમારૂં સ્વાગત કરવાને આતૂર બન્યા છે. તમો રોકાઇ જશો ?"

"ઘણું ખુશ. માં તોજેડે મરધેંજો ભુખ્યો અય."(ઘણી ખુશીથી. હું તમારા જેવા વીર પુરૂષોની મિત્રતા જાળવવા આતૂર છું. )

તુરતજ દાસડા મહારાજાની આજ્ઞાથી ચાડીકાંઓ છોડવામાં આવ્યાં. રાણા ઠાકોરના નોકરો મેમાનોની આગતા સ્વાગતા કરવા માટે એક પગે તૈયાર બની રહ્યા હતા, ઠાકોરે પોતાના આ મોંઘેરા મેમાનનું સ્વાગત કરવામાં ખરચની દરકાર નો'તી કરી. દાસડા મહારાજાનું ઉત્તમ સન્માન જાળવી તેણે મહારાજાને ખુશ કર્યા હતા. બીજા દિવસની પ્રભાત થતાં પુનઃ ચાડીકાં તૈયાર થયાં મહારાજા જવાને તૈયાર થયા,

× × × ×

કચ્છમાં આ વખતે મોટા અને પ્રતાપી મનાતા પુરૂષોના ઘરમાં પણ સ્ત્રીઓ પોતાની નવરાશનો ઉપયોગ રૂ કાંતવામાં કરતી હતી, અને તેમાં કોઈ, કોઈના પર હસતું ન હતું. કચ્છનો એ પ્રિય ઉદ્યોગ હતો.

બાંભડાઈ ઠાકોરના યુવાન પુત્રવધૂનું નામ શોહીરાં યાને શેરિયાં (ખૂબસૂરત સ્ત્રી) હતું. પણ તેનામાં તે જેવા ગુણો

ન હતા. એ સ્વભાવે એકલ–સૂરી, અને ઇર્ષાળુ હતી. અને તેમાં પણ એ પોતાની નણંદ તરફ બહુજ ઈર્ષા બતાવતી હતી. પણ ડાહી કોરાં તે વાતને મનમાં નો'તી આણતી.

ચનેસર દાસડો તેના બોલાતા વખાણ જેટલો ખૂબ-સૂરત નો'તો. તોપણ એ હાથનો છૂટ હોવાથી તેની કીર્તિ વધુ પ્રમાણમાં ગાજી રહી હતી.

પ્રભાતમાં જાન જવાને તૈયાર થઇ. નોકરો, ચાકરો, સરવે કામકાજ પ્રસંગે અહીંથી તહીં દોડી રહ્યા હતા. એક ઓરડામાં મોટો દીપક પ્રકાશી રહ્યો હતો. અને ઠાકોર તથા મહારાજા ચનેસર ખુશ મિજાજમાં ગુફ્તેગો ચલાવી રહ્યા હતા. "રાણાસાહેબ!" ચનેસરે હસતાં હસતાં કહ્યું "તમારા ઉત્તમ સન્માન માટે હું તમારો બહુજ આભારી થયો છું" આટલું બોલી સિંધ નરેશ થોડોક વખત સુધી ચુપ રહ્યો અને પુનઃ બોલ્યો "તમો એક વખત દેવલ બંદર આવશો ?! જરૂર આવજો. હું તમારી યત્કિંચિત્ સેવા બજાવીને પણ આનંદ પામીશ."

મહારાજા દાસડો આ નિખાલસ હૃદયથી બોલી રહ્યો હતો. અને તેના આ લાગણી ભર્યા શબ્દોએ ઠાકોરના હૃદય પર ભારે અસર કરી હતી. આ બે જણાઓની ચાલતી ગુફ્તેગો એક વ્યકિત છૂપી રીતે સાંભળી રહી હતી.

તે ઓરડામાં એક બારણું પડતું હતું. અને તેનો દરવાજો જરા ઉઘાડો રાખી રાણા ઠાકોરની એ પુત્રી છૂપી રીતે સિંધના પ્રતાપી મહારાજાનું મુખ અવલોકી રહી હતી. બારી કંઇક ઊંચે હોવાથી પોતાની ભોજાઇનો રેંટિયો લાવી તેને

ઊંચે વાળી તે ઘર ચઢીને એ બાળા-મહારાજાને જોઈ રહી હતી. પણ મહારાજાને કે ઠાકોરને તેનું ભાન ન હતું.

ચાડીકાંઓ તૈયાર થઇ જતાં એક હજૂરિ મહારાજાને બોલાવવા આવ્યો. મહારાજા ઊઠયા. અને બરાબર તેજ વખતે ઠાકોરની પુત્રવધૂ, કોરાંની પાછળ આવી ઊભી "નણંદજી!" તેણીએ ગુસ્સા ભરેલા અવાજથી કહ્યું "તમો આ શું કરો છો? મારા રેંટિયાપર ચઢતાં તમને શરમ નથી આવતી? એવડું તે કેવુંક રૂપ તમારા દાસડામાં ભર્યું છે; કે જેના માટે તમો આટલા અધીરાં બન્યા છો? શું તમારે એ સિંધુપતિ સાથે લગ્ન કરવાં છે?!"

ભોજાઇ આ બધું ઝનૂનથી બોલી રહી હતી. અને તેનો અકેક શબ્દ કાતિલ ઝેરથી ભરેલો હતો. કોરાંને એ શબ્દો તીક્ષ્ણ ખંજર મિસાલ ખૂંચવા લાગ્યા. તેણી એક વિદ્વાન અને શાંત પ્રકૃતિની બાળા હતી. પણ આ વખતે એનું મગજ એના કાબૂમાં નો'તું. "ભાભી!" તેણીએ ખિન્ન વદને કહ્યું "તમોને બોલવાનું ભાન નથી. આજ દિન સુધી હું તમારૂં માન જાળવતી આવી છું પણ આજના પ્રસંગે તમોએ તમારા એ માનમાં ખતરો નાખ્યો છે. હું હજુ બાળક કહેવાઉં તે આવી વાતોમાં ન સમજું. છતાં પણ હું તમારા આ બોલને 'પાણી' આપીશ. હું પ્રતિજ્ઞા કરૂં છું, કે "મારે પરણવું તો એ ચનેસર દાસડા સાથેજ પરણવું" અને નહિતર? ભાભીએ વચ્ચેજ એક પ્રશ્ન કર્યો. "નહિતર આ જિંદગી કુંવારાપણામાંજ ગાળીશ." કોરૂએ દૃઢતાથી ઉત્તર આપ્યો.

કોડ્રની આ ભીષણ પ્રતિજ્ઞા ધીમે ધીમે તેના માત-પિતાના જાણવામાં આવી.

ઉપર જણાવ્યું તેમ બાંભડાઈ એક સમૃદ્ધિશાળી શહેર હતું અને તેનો ઠાકોર એક શૂરવીર ગરાસિયો મનાતો હતો. પણ એથી શું થયું ?

સિંધ જેવા એક મોટા મુલકનો મહારાજા શું આ ઠાકોરની પુત્રીને સ્વીકારશે ખરો કે ? આ પ્રશ્ન તેને ગૂંચવી રહ્યો હતો.

ગામની કેટલીક ડાહી અને વૃદ્ધ ઓરતો તેને સમજાવવાને આવી. તેની માતા મરખીએ પણ તેને સમજાવવાને ઘણો પ્રયત્ન કર્યો પણ તેણી ફતેહમંદ ન બની.

છેવટે વૃદ્ધ વજીર પરબતશાની સલાહનો ઉપયોગ કરવામાં આવ્યો અને તે અનુસાર એક શ્રીમંત વેપારી પોતાના સાત નોકરો અને સામાનના કેટલાંક ગાડાંઓ ભરી એક પ્રભાતે બાંભડાઈમાંથી વિદાય થયો.

× × × ×

આ કાફલાને દેવલબંદરમાં આવી પહોંચે આજે આઠેક દિવસ થયા હતા. તે દરમ્યાન રાજ દરબારમાં એક નવીન ઘટના બની રહી હતી. બે ઓરતો તે દિવસે મહારાજા ચનેસરની પટરાણી લીલાંબા પાસે જઇ રડી રહી હતી.
"પણ છે શું ?" આખરે કંટાળી લીલાંએ પૂછ્યું.

લીલાં એક ખૂબસૂરત ઓરત હતી. નાજુક બાંધાની અને હસમુખી આ સુંદરીનો પ્રભાવ મહારાજાપર અજબ

હતો. તેનો પડતો બોલ ઊંચકી લેવા મહારાજા ખડે પગે તૈયાર રહેતા. રાણીનો પ્રશ્ન સાંભળી તે બે ઓરતોમાંથી એક મોટી ઉમરની ઓરત બોલી.

"કચ્છના એક વેપારી સાથે અમો આવ્યા છીએ. તેની ઓરતે પહેલાં તો અમને ઘણી સારી આશાઓ આપી હતી. અને અમે બંને જણી અમારી નિમકહલાલીથી તેની નોકરી બજાવે જતી હતી." આટલું બોલી તે વૃદ્ધા અટકી. કંઈક યાદ કરવા લાગી અને પુન: બોલી. "પણ ગઈ કાલે તે વેપારીએ અમોને ધમકાવ્યા. અને અમારીપર ચોરીનું આળ મૂક્યું અને તેણે મારી આ પુત્રીને પોતાની બૂરી હવસને આધીન થવાનું જણાવ્યું પણ તે તેની એ ઇચ્છાને આધીન નહિ થવાથી અમારા પર આ સિતમ ગુજારવામાં આવ્યો છે. અમો તમારૂં રક્ષણ માગવા આવ્યા છીએ." તે વૃદ્ધ દેખાવની ઓરતે આ બધુ રડતાં રડતાં કહ્યું અને તેની અસર લીલાંપર ઠીક થઇ. તે એક કોમળ હૃદયની રમણી હતી.

"તમો મારી પાસે રહી શકશો?" લીલાંએ વિચાર તંદ્રામાંથી જાગ્રત થતાં કહ્યું "તમારી આંહી સગવડ સાચવવામાં આવશે. મારી સત્તા હેઠળ તમોને કોઇપણ આંગળી ચીંધી શકે તેમ નથી." લીલાં આ બધું દયાળુ ભાવથી બોલી રહી હતી. અને તેના આ આશ્વાશનથી તે આવનાર બન્ને રમણીઓ સંતોશ પામી હતી.

"અમે આપની તહેનાતમાં રહેવાને ખુશી છીએ." વૃદ્ધાએ કહ્યું.

"વારૂ."

આ પછી તે બે ઓરતોને એક ઇલાયદો ઓરડો સોંપવામાં આવ્યો. અને તેમના વર્ષાસન આદિનું એજ વખતે નકકી કરવામાં આવ્યું.

જોત જોતામાં કોરૂ, આખાયે રમણી વિલાસમાં મુખ્ય કર્તા-હર્તા જેવી થઇ પડી. તેની નમ્રતા, અને આનંદીપણાથી લીલાંની તેના પર કૃપાદૃષ્ટિ વધી હતી. અને ટુંક મુદતમાં તે લીલાંની ખાસ વિશ્વાશપાત્ર દાસી બની ગઇ.

કોરૂને પૂછ્યા વિના લીલાં પાણી સુદ્ધાંત પીતી નો'તી. જનાનખાનાની દાસીઓ તેના હુકમનો અમલ તુરત કરવામાં પોતાનું શ્રેય ઇચ્છતી હતી.

× × × ×

જનાનખાનાની બધી દાસીઓમાં કોરૂ એક વધુ સ્વરૂપવાન અને ચાલાક દાસી હતી. લીલાની કોઈપણ આજ્ઞાને તે એજ વખતે તાબે થતી અને ધીમે ધીમે તે લીલાંની ખાસિયતોની એટલે દરજ્જે માહિતગાર બની ગઇ હતી, કે દરરોજ માટે લીલાંને વધુ કંઈ કહેવા જેવુંજ નો'તું રહેતું. કોરૂ આખા દિવસની દરેક પળો માટે લીલાં પાસે હાજર રહેતી પણ દરરોજ સાંજના વખતે તે ત્યાંથી કોઇપણ ઉપાયે ચાલી જતી.

પહેલાં તો કોઇએ તેની આ વર્તણૂક તરફ ધ્યાન ન આપ્યું, પણ પછી ધીમે ધીમે લીલાંનો વહેમ એ બાબતમાં દૃઢ થવા લાગ્યો. લીલાં એક વહેમી ઓરત હતી. અને કોરૂનો આ ભેદ જાણવાની તેને ચટપટી લાગી.

એક દિવસે તેણે કોરૂપર સખત જાપ્તો રાખ્યો હતો. જમવા વખતે એણે કોરૂને પોતા પાસે બેસાડી હતી. ધીમે ધીમે સંધ્યાનો વખત થયો.

આખા દિવસના પરિશ્રમથી કંટાળી સૂર્યદેવ પોતાને સ્થાનકે જતા હતા. તેમના રંગ બેરંગી કિરણો ક્ષિતિજને શોભાવી રહ્યા હતા. મજૂરો પોતાના ઘર તરફ ફર્યા હતા. પક્ષીઓનો કિલ–કિલાટ, સંભળાઇ ચૂકયો હતો.

છેવટે ગાયોના ધણ આવ્યાં તેમના ડોકમાં બાંધેલી ઘંટાઓનો મધુરો રણકાર સંભળાયો. કોરૂ પોતાના ઓરડામાં જવાને આતુર બની "બા, મને રજા આપશો, કે?" આજીજી ભરી વિનંતી કરતાં કોરૂએ કહ્યું.

વીજળીના એક ચમકારા મિસાલ લીલાં આ શબ્દો સાંભળી ચમકી. આંખોને તીક્ષ્ણ કરી તેણે કોરૂને પૂછ્યું "કેમ?"

"થોડુંક કામ છે,"

"વારૂ જલદી આવજે."

આજ્ઞા મળતાં કોરૂ ઊઠી અને ધીમે પગલે ચાલી પોતાના ઓરડામાં આવી.

ઓરડામાં આવતાં તેણે અંદરથી દરવાજાને સાંકળ દીધી અને હાથ પગ ધોઇ તેણે એક પેટી ખોલી અને તેમાંથી ઝળહળતો એક હાર કહાડયો.

તે ઉત્તમ હીરાની બનાવટનો હાર હતો. તેનો ચમકાર તે ઓરડામાં ફરી વળ્યો. હારને પોતાના નેત્રોપર અડાડી તે કંઇક બડબડી અને પછી રડી પડી. તેની આ નિત્યની

ક્રિયા ગુપ્ત, બહુજ ગુપ્ત હતી. તેનું આ રડવું પણ ઝીણું હોવા છતાં આજે તે બધું એક વ્યકિત છૂપાઇને જોઈ રહી હતી.

કોરૂ પોતાની આ ક્રિયા પૂર્ણ કરે તે અગાઉ તેના દરવાજાપર કોઇકે ટકોરા કર્યા. કોરૂ સફાળી ઊઠી. હાર પોતાના ગજવામાં સેરવી આંખો લૂછી તેણે ઓરડાનું દ્વાર ખોલ્યું. કોરૂ બહુજ અજાયબ થઈ. આવનાર વ્યકિત બીજી કોઈ નહિ પણ મહારાજા ચનેસરની પટરાણી ખુદ લીલાં હતી.

કૃત્રિમ હાસ્ય લાવી કોરૂએ મહારાણીને આદર આપ્યો. "બા! તમે પધાર્યા!" તેણે નિરાશ ભર્યા અવાજ સાથે પૂછ્યુ. "તારો ઓરડો જોવાને-પણ કોરૂ?" લીલાંએ પ્રશ્ન કર્યો "એક વાત પૂછું?"

"ખુશીથી"

"તું ખરૂંજ કહેશે? !"

"હું તમારી પાસે કયે દિવસે જૂઠું બોલી છું, જે આજે આવો પ્રશ્ન કરો છો?" કોરૂએ કહ્યું.

"હા એ ખરૂં-પણ આજનો પ્રશ્ન એવોજ વિચિત્ર છે."

"કેમ?"

"તું દરરોજ શા માટે રડે છે? તેમજ એવી કઈ વસ્તુ છે કે જેને તું નિત્ય ચુંબન કરે છે?"

મહારાણીએ આ પ્રશ્ન દઢતાથી પૂછયો હતો અને કોરૂ એથી જરા ગભરાઈ પણ તે એક ચાલાક બાળા હતી. અને લીલાંનો પ્રશ્ન પૂર્ણ થયા અગાઉ તો કોરૂએ તેનો જ-

વાળ પણ ગોઠવી લીધો. એક નિઃશ્વાસ નાખી તે બોલી "બા! તમારે આ પ્રશ્ન પૂછવો જોઈતો નો'તો પણ" આટલું બોલી તે અટકી. પુનઃ બોલી "તમે જ્યારે પ્રશ્ન પૂછયો છે ત્યારે મારી ફરજ છે, કે મારે તમારી પાસે ખરી હકીકત કહી દેવી જોઇએ. પણ તે અગાઉ તમે તમારૂં હૃદય મજબૂત કરશોને?" વાતની શરૂઆત કરતાં કોરૂએ કહ્યું.

"આપની આ દાસીનું જીવતર ઘણુંજ ધિક્કારવા લાયક છે અને તે કચ્છના એક મોટા જાગીરદારની એકની એક વહાલી પુત્રી તરીકે શરૂ થાય છે." આટલું બોલી તે અટકી. પુનઃ એક નિઃશ્વાસ નાખી તેણીએ આગળ ચલાવ્યું. "એ વખતે મારા પિતા એક મોટા જાગીરદાર હતા. તેમની સત્તા મોટી હતી. અને તેના અંગે તેઓ એક મોટા શ્રીમંત કહેવાતા હતા. તેવા એક શૂરવીર ઠાકોરની હું એકની એક લાડકવાઈ પુત્રી હતી.'

કોરૂ કોઇ અનેરી છટાથી આ બોલ્યે જતી હતી. અને તેની વાણીની શૈલીમાં કંઇક અજબ મીઠાશ હતી. લીલાં તે સાંભળવામાં મગન બની હતી. કોરૂએ ચલાવ્યું "દરવરસે મારી જન્મગાંઠ એક મોટા આનંદ સાથે ઉજવ-વવામાં આવતી અને તે વખતે મારા પિતાશ્રી તરફથી એક ઉમદા ચીજની ભેટ મળતી;—કેટલાક વરસો પસાર થઈ જવા બાદ મારી પંદરમી વર્ષગાંઠ ઉજવાઈ. મારા પિતાશ્રી અને માતુશ્રી મારી આ ખીલેલી કાંતિ જોઈ બહુજ ખુશ ખુશ થતા હતા. એ વખતે કચ્છની ખૂબસૂરત મનાતી સ્રીઓમાં મારી પણ ગણુત્રી થતી હતી. અને ખરેખર એટલું

તો હું પણ કબૂલીશ, કે મારા પિતાના શહેરની બધી ઓરતો મારી પાસે ઝાંખી પડી જતી હતી.

મારી આ વર્ષગાંઠ મારા માવિત્રોએ ખૂબ મોટી ધામધૂમથી ઉજવી અને મારા પિતાશ્રીએ પોતાનો તમામ ખજાનો ખાલી કરી એક કિંમતી વસ્તુ મને ભેટ આપવા માટે ખરીદી. અને જે વખતે હું મારી સખીઓ સાથે હાસ્ય વિનોદ કરી રહી હતી તે વખતે તેમણે મને તે ભેટ આપી.

આ વસ્તુ બહુજ કિંમતી અને અજાયબ પ્રકારની છે. અને હું અભિમાન દાખવી કહુ છું, કે ખુદ સિંધના મહારાજાનો અખૂટ ખજાનો પણ એ વસ્તુ પાસે તદ્દન ઓછો છે. એ ભેટ લઇ હું બહુજ ખુશ થઈ. મારો આ આનંદ માતો ન હતો પણ તે ક્ષણિક હતો.

× × × ×

"મારા પિતાશ્રીને મારા સિવાય બીજી કૈં પણ સંતતિ ન હતી. તેમની પાછળ તેમની ગાદીપર તેમના એક નજીકના ભાયાતનો હક્ક હતો.

તેનું નામ સતુભા-યાને-સતાજી હતું. અને તે બહુજ લોભી સ્વભાવનો અને દુષ્ટ વાંચ્છના ધરાવતો હતો. મારા પિતાશ્રીનો મારાપરનો આવો ઉત્તમ ચાહ જોઈ તે ઈર્ષાથી બળવા લાગ્યો. અને છેલ્લે તેમના તરફથી મને જે બહુ-મૂલ્યવાન વસ્તુ ભેટ મળી હતી એ જોઇને તો એ ઈર્ષાગ્નિથી બળી મરવા લાગ્યો. મેં આગળ જણાવ્યું તેમ તે ઈર્ષાળુ હતો. અને આ છેલ્લા બનાવથી તેમાં વધારો થયો હતો. અને મારા પિતાશ્રી મને એ બહુમૂલ્યવાન વસ્તુ આપી પાછા

વળ્યા ત્યારે એ દગલબાજ નરાધમે કેટલાક રાક્ષસોથી મળી જઈ તેજ વખતે મારા વહાલા બાપુનું ખૂન કરાવ્યું.

હું મારી સખીઓ સાથે હાસ્યવિનોદ કરતી બેઠી હતી ત્યાં એક વિશ્વાસુ અનુચરે આવી મને આ સમાચાર આપ્યા. અને તે પછી વખત નહિ ખોતાં હું મારા માતુશ્રી સાથે વેશ બદલી ત્યાંથી નાસી છૂટી.

તે દગલબાજે અમોને પકડવા ખૂબ મહેનત કરી પણ અમારી ચાલાકી પાસે તેનું કંઇ ફાવ્યું નહિ. છેવટે કેટલાક દિવસો સંકટ વચ્ચે પસાર કરતાં એક વેપારીની ઓરત સાથે અમારો પરિચય બંધાયો, અને તેના પરિણામ રૂપે અમારૂં આ શહેરમાં આવવું થયું. અને તે પછીનો બનાવ તમો જાણો છો." આટલું બોલી તેણી એક વખત ફરીથી રડી પડી. લીલાં એથી બહુ દુઃખી બની. અને કોરૂની નજીક આવી તેનાં અશ્રુ પોતાના પાલવના છેડાથી લૂછી તેના માથા પરથી હાથ ફેરવતાં બોલી "કોરૂ! એમ રડવાથી શું થશે! તારૂં જીવન ખરેખર દુઃખથી ભરેલું છે. અને તે ટાળવાને હું અવશ્ય પ્રબંધ કરીશ. પણ કોરૂ!" લીલાંએ એક પ્રશ્ન કર્યો. "તારા પિતાની એ ભેટ તું મને બતાવી શકીશ?"

લીલાં તરફની આ પ્રાર્થના ઘણાજ કોમળ સ્વરમાં હતી. અને કોરૂએ કંઇ પણ આનાકાની કર્યા વિના તે બહુ મૂલ્યવાન હાર ગજવામાંથી બાહેર કાઢી લીલાંને આપ્યો.

હાર બહુજ કિંમતી અને પ્રકાશિત હતો. લીલાં સિંધના એક પ્રતાપી મહારાજાની પટરાણી હતી. તેનો પતિ એક મોટી સમૃદ્ધિનો માલિક હતો. પણ તેણે આવી

બહુ મૂલ્યવાન વસ્તુ પોતાની જીંદગીમાં અગાઉ કોઈ વખત જોઈ નો'તી. "બા :" કોરૂએ કહ્યું "તમે પહેરીતો જુઓ, કે એથી તમો કેવા શોભી નીકળો છો ?" આટલું કહી તેણે તે હાર લીલાંના ગળામાં નાખ્યો અને પછી તેને પાણીથી ભરેલા એક મોટા વાસણ નજીક લઈ ગઈ.

સૂરજમાંરાજ આ જગતપર પોતાનો છેલ્લો પ્રકાશ ફેંકી રહ્યા હતા. લીલાંએ એ વખતે પાણીમાં જોયું તો આશ્ચર્ય કે પાણીમાં તે બહુ મૂલ્યવાન હારનું તેજ ઝળાંઝળાં થઇ રહ્યું હતું. ગલામાંથી હાર કહાડી તેને ચુંબન કરી લીલાં બોલી "કોરૂ!"

"કેમ બા!"

"આ હાર તું વેચીશ ?"

"જી–હા."

"તેની કિંમત તારી ઇચ્છા મુજબ આપવામાં આવશે."

"પણ તમો તે ભરી શકશો નહિ." કોરૂએ કહ્યું.

"કેમ ?" લીલાંએ આશ્ચર્યતાથી પૂછયું.

"એની કિંમત વિચિત્ર છે."

"શું ?"

આ સાંભળી કોરૂ લીલાંની નજીક આવી અને તેના કાનમાં કૈંક ધીમેથી બોલી. લીલાં એ સાંભળી ચમકી. તેણે એક પળ કોરૂના મુખને બારીકાઇથી જોયું. બીજી ક્ષણ તેણે એ હારની મોહકતા તરફ જોયું. અને પછી ધીમેથી બોલી "તારી શરત મને કબૂલ છે."

"ત્યારે આ હાર તમારોજ છે." કોરૂએ કહ્યું,

× × × ×

સૂર્ય દેવ અસ્ત પામ્યા. અને મહેલમાં દીપકનો પ્રકાશ ફેલાયો. મહારાજા મહેલમાં પધાર્યા; અને ભોજનના થાળ પીરસાયા.

લીલાંએ પોતાના પતિદેવને રીઝવી, રીઝવી એ વખતે ખૂબ દારૂ પાયો. થોડું ઘણું ખાઇ મહારાજા ઊઠયા. તેઓ આજે પોતાના શરીરનું ભાન ભૂલ્યા હતા. નિશામાં આજે તેઓ લહેલૂટ, બન્યા હતા. તુરતજ એક દાસી તેમને મહારાણીના શયનગૃહ તરફ લઇ ચાલી પણ તેમાં આજે એક ભેદ હતો. તે હંમેશનું શયનગૃહ નો'તું. તેમજ હંમેશની પટરાણી તેને આ વખતે આવકાર પણ નો'તી આપતી.

આખી રાત્રી નિશામાં કાઢયા પછી ઠંડા ખુશનુમા પ્રભાત વખતે મહારાજા શુદ્ધિમાં આવ્યા. પણ તેમણે તે વખતે પોતાના ચરણો તળાંશતી પટરાણીની બદલીમાં એક બીજી કો'ક ખૂબસૂરત ઓરત જોઈ.

મહારાજા અજાયબ થયા. કેટલીક સેકન્ડ સુધી તેઓ દિગ્મૂઢ બની તે ઓરતને જોઇ રહ્યા. પછી એકાએક બોલ્યા "તું કોણ છે?"

"તમારી દાસી"

"તારૂં નામ?"

"કોરૂ."

મહારાજા વધુ ગૂંચવાયા. આ સમશ્યાનો ઉકેલ તેઓ કરી ન શકયા. તેમણે પોતાની આંખો ચોળી ફરી પૂછયું.

"તને આ હક્ક આપનાર કોણ છે ?"

"તમારા પટરાણી."

"શા માટે ?"

હીરાના એક હાર માટે."

આ સાંભળી મહારાજા ઓર મૂંઝાયા. કોરૂના બે હાથ પકડી તેમણે કહ્યું "ઈશ્વર વાસ્તે! મને ખરી હકીકત સમજાવ. તારો ગુનો માફ કરૂં છું."

કોરૂ મહારાજાના ચરણોમાં ગદ્દગદિત કંઠે ઢળી પડી. અને પછી ખરેખરો બનાવ અક્ષરશઃ તેણે કહી સંભળાવ્યો. સિંધુપતિ, કોરૂની આ હકીકત સાંભળી તેની હિંમત અને કુનેહ જોઇ ખુશ ખુશ થયા. પોતાના કરતાં પણ હીરાનો એક હાર લીલાંને વધુ કિંમતી અને શોભાદાર જણાયો એ જાણી મહારાજાને પોતાની પટરાણીપર તિરસ્કાર વછૂટયો અને પછી મોટી ધામધૂમ સાથે સિંધના આ પ્રતાપી મહારાજાના લગ્ન બાંભડાઈના શૂરવીર ઠાકોર રાણાશ્રી ખેંગારજીની લાડકવાઇ અને અત્યંત સ્વરૂપવાન પુત્રી કોરૂ સાથે થયાં. અને તે પછી કહેવાની ભાગ્યેજ જરૂરત રહે છે કે સિંધના મહારાજા ચનેસર દાસડાની પટરાણીનું માનિતું પદ આ વીરાંગનાએ ખરેખર ઉત્તમ રીતે શોભાવ્યું હતું અને એક પવિત્ર (કચ્છની) આર્ય અબળા તરીકે તેણીનું નામ આજે પણ યાદ કરવામાં આવે છે—આ વીરાંગનાને અમારા વંદન કરવામાં આવે છે.

---

# "કારાયલ."

"કારાયલજી આઉં કેડી કરીઆં ગાલ; (ટેક)
હૈડેમેં હાર્યું હણીંચ્યો યાર „ „ કારાયલજી ૧
લાલ લાખેણા સુણા સિવરી;
અલા ચંગે કે તાં જીનીજી ચાલ „ કારાયલજી ૨
મોર ટેલે ટાંકારમેં,
જેડીયું આંઊંની જોર જીયાં „ કારાયલજી ૩
( કચ્છ દેશની જૂની વાર્તાઓ. )

આજે એક ચર્ચાસ્પદ વિષય હાથ ધરવામાં આવે છે, કે જે વખતે નગરઠઠ્ઠામાં સુમરા રાજવીનું પાયતખ્ત હતું. તે એક બહાદુર અને શૂરવીર રાજા હતો. તોપણ રૈયતના પોકારને એ શાંત નો'તો પાડી શકયો.

કુટુંબીક વેર ભાવને લીધે કચ્છના છારિગામનો એક સમા કુટુંબનો વીર યુવક નગરઠઠ્ઠાના રાજવીને નિરાંતે નિદ્રા લેવા નો'તો દેતો[1]. રાજવીની બહાદુર ફોજ, અને હિંમતબાજ સવારો સુદ્ધાંત આ કારાયલની ચાલાકી પાસે હવે તોબા પોકારતા હતા.

કારાયલ એક વીર-મર્દ બારવટિયો હતો, મોતથી

(૧) કારાયલના વડિલો પાસે સિંધનો કેટલોક ભાગ હતો. તેમની પાસેથી તે, સુમરાઓના સરદાર અબન સુમારે ઝૂંટવી લીધો. આથી તેઓ કચ્છના પચ્છમ ટાપુના કુનરિયા ગામે આવી ત્યાં રહ્યા. અને સિંધનું પાટનગર નગરસમૈ (નગરઠઠ્ઠા) સુમરા સત્તાધિશો ભોગવવા લાગ્યા જેથી કારાયલે તેમની સામે બારવટું આદરેલું.

એ ડરતો નો'તો. નગરઠઠ્ઠાના સુમરા રાજવીએ તેને પકડવાને એક કોશિશ કરી હતી. કારાયલને માટે તે મોતનો પયગામ હતો.

વીંઝાર તેનો એકનો એક યુવાન પુત્ર હતો. તે ચાલાક હતો. બાપનો વારસો એમાં ઊતર્યો હતો. કારાયલ પોતાના આ પુત્રને સ્વધંધાની તાલીમ આપતો હતો અને અઢાર વરસની ઉમરમાં તો બાપને પણ એણે પોતાની ચાલાકીથી હેબતાવી દીધો. ૨

(૨) બે ટેકરીઓ એક બીજાની નજીક આવેલી છે છતાં વીસેક ગજનું છેટું છે. એક ટેકરી પર વળનું મોટું ઝાડ આવેલું હતું જ્યારે બીજી ટેકરીપર આંબલીનું જોરાતું વૃક્ષ ઊભેલું. વળવળાઈના હીંચકા ખાતાં ખાતાં કૂદવું ને આંબલીના વૃક્ષપર પડવું આ તાલીમ વીંઝારને મળતી હતી. એક દિવસે આંબલીના ઝાડપર કારાયલ ચઢયો તે પોતાના પુત્રને આજે કૈંક નવું શીખવતો હતો. ઝાડની ટોચપર કાગડીનો માળો હતો તેમાં કાગડીએ ૭ ઇંડાં જણ્યાં હતાં. કાગડી ન જાણે તેવી સિપતથી તેણે હરવે રહી એ ઇંડાં સેરવી લીધાં. અને પછી મલકાતો મલકાતો એ હેઠો ઊતર્યો. "જોયું કે?" તેણે ગર્વથી વીંઝારને કહ્યું "આવું કામ કરી બતાવે ત્યારે હું તને ખરો શૂરવીર માનું"–"પણ છે શું?"વીંઝારે કહ્યું " તમોએ શી બહાદુરી કરી છે તે જાણ્યા વીના હું શું કરી શકું?!" "આ રહ્યું" કહી કારાયલ પોતાની ભેઠમાં હાથ નાખે છે ત્યાં તો અજાયબી. ભેઠમાં સાત ઈંડાંની બદલીમાં ઊંટના સાત લીંડાં મળ્યાં "હેં આ શું!" બહુ આશ્ચર્ય પામી કારાયલ બોલ્યો. "વીંઝાર! તું મને માફ કર. મારી અજ્ઞાનતા માટે હું હવે પસ્તાવું છું. મને હવેજ ભાન આવ્યુંછે, કે તું મારા ગુરૂની પદવી ને લાયક છે." એ પછી વીંઝારે હસતાં હસતાં પોતાની ભેઠમાંથી એ સાત ઈંડાં કારાયલને કાઢી આપ્યાં. આ બે ટેકરીઓ હજુ કાયમ છે.

આજે વીંઝાર અને તેનો બાપ નગરઠઠ્ઠાના રાજવીનો ખજાનો લૂંટવાને જતા હતા. તેઓ બિચારાને શી ખબર કે આજે તેમનું ભાવી ઊલટયું છે.

નગરઠઠ્ઠાનો ધણી પોતાની રૈયતની દરરોજની આ ધાં સાંભળી હવે કંટાળ્યો હતો. તેણે એક યુક્તિ રચી હતી.

પોતાના શહેરને ફરતી તેણે એક ખાઈ ખોદાવી હતી. અને તેમાં ડામર પીગળાવી ભરી મૂકયો હતો. સુમરા રાજવીએ એક ટેક લીધી હતી. "આ ખાઇ કૂદીને જો કારાયલ કંઇ લૂંટી જશે તો તેને આ રાજ સોંપી દેવામાં આવશે." કેટલાક મુસાફરો મારફતે તે હકીકત કારાયલને પહોંચાડવામાં આવી હતી. આ એક ભયંકર હકીકત હતી. પણ કારાયલ પર તેની અસર નો'તી.

આજે વીંઝાર અને તેનો પિતા કારાયલ ઉલ્લાસમાં હતા. પોતાની કીર્તિનો ડંકો ચોમેર ફેલાવવાની તેમને આ તક હતી.

સંઘારોનો જામોતર એક વૃદ્ધ અને અનુભવી પુરૂષ હતો. એણે ઘણી ટાઢી ઊની વેઠી હતી. પોતાના જમાઈ અને દોહિત્રને તેણે આ વખતે સિંધ તરફ નહિ જવાને ઘણું સમજાવ્યું પણ મોતને આવાહન કરતો એ વીર હવે પીઠ તે કેમ બતાવે ?

"કારાયલ!" તેના વૃદ્ધ સસરાએ પોતાના બળવાન જમાઇના મસ્તક પરથી હાથ ફેરવી કહ્યું "અભા! હીય

ન વઞ. માંજા ધુશ્મન ઘણા વેઠા અઇં." (ભાઇ, કારાયલ! તું હમણા સિંધ તરફ નહિ જા. કારણ કે ત્યાં તારા ઘણા દુશ્મનો તારી રાહ જોઇને બેઠા છે.)

"ન અભો! ઈની રઞેંનું કીંય થીંધલ નાય. દાદો ખયર કંધો." (નહિ, ભાઈ! એ રાબ (નામર્દ) જેવાઓથી શું થવાનું છે? ઈશ્વર બધું સારૂં કરશે.) "ખયર અભો!" તેણે જરા નિરાશા ભર્યા સાદે કહ્યું "ખમ, માંજી હીકડી અર્જ અય." (ભાઈ, જરા થોડા વખત માટે થોભીજા, મારી એક પ્રાર્થના છે.)

"છા?" (શું?)

"હીય, ગોઝારી રાત હુઇ રહો. હીય, ડીં તોજો ભુરો કંધા." (આ ભયંકર અંધારી રાત્રીઓમાં તું હમણા રોકાઇ જા. આ દિવસો તારું બુરૂં કરશે.)

"ન-અભો! માંકે મહોતજી પરવા કો નાંય. માં ઈંય મરંધો ત પણ દાદો ભેસ્ત દીંધો. (ના ભાઇ! મને મોતની બીલકુલ ધાસ્તી નથી. જો હું એ રીતે મરીશ, તોપણ ઈશ્વર મને સ્વર્ગ આપશે.)—"આમીન!" એક સ્વર વચ્ચે પૂરાયો. તે સુંદરી કપૂરદે'નો હતો.

તેની અવસ્થા ૩૦-૩૫ વચ્ચે હતી. તોપણ જંગલની શુદ્ધ હવાથી તેના ગાલોપર તાજું લોહી ફૂટતું હતું. તેણી એક ખૂબસૂરત સ્ત્રી હતી. એક મરદને લજવે તેટલું તેણીમાં બળ હતું. શૌર્ય હતું. વીરતા હતી. તે આ પતિ અને પિતાની વચ્ચે પૂરાઈ. "આમીન, કારાયલ! માંકે તેંજી ધાસ્તી કો નય. તું ભે પરવા વંઞ અચેં ત મરદ બની

અચજ." (અસ્તુ–હે–કરાયલ ! તું મરી જાય તેની મને ધાસ્તી નથી.× તું કંઈપણ બીક વિના જા અને જો ત્યાંથી આવે તો મરદ બનીને આવજે.)

"રામ–રામ !"

"સત્ રામ" કહી બાપ દીકરો બંને જણા ત્યાંથી ચાલી નીકળ્યા. પોતાના યુવાન દોહિત્રની હિંમત અને બહાદુરી જોઈ વૃદ્ધ જામોતરની[1] આંખમાંથી હર્ષના બે અશ્રુ ખરી પડયાં.!

× × × ×

---

× આંહી "પોતાને સતી થવાની બીક નથી" એવો અરથ થાયછે.

(૧) જામોતર=જ્ઞાતિનો એક આગેવાન પટેલ, ચોધરીઓ. તેનું નામ "**સારો**" હતું અને તે સંઘારોની જ્ઞાતિનો એક માનકારી આગેવાન હતો. આ વખતે (હાલના) પોલડીઆની આસપાસ બીજા છ વાસ હતા. (૧) ટાંકાર, (૨) પોલડિયા, (૩) સુખપર, (૪) સારેસંગારજી વાંઢ, (૫) જતેંજી વાંઢ, (૬) પાટણપર, (૭)નું નામ નથી મળતું. આ સાત ગામોમાંથી નં ૧ અને ૨ વાળા ગામો વિસ્તારમાં કંઈક મોટાં અને સમૃદ્ધિયુકત હતાં, સોલંકી સરદારની આણુ હેઠળ ટાંકાર અને પોલડિયા નામક ગામો હતાં. ટાંકારનો અર્થ તપાસીએ તો ટાંકો એટલે જૂથ. ઘાટી ઝાડી (ટાંકો ટાંકે કે ન લગે=એટલે તદ્દન પાંખું સીવણુ. અનહદ ધાસ્તી ભરેલું. ટાંકો એટલે ચોમાસામાં ઘણી ફાલતી એક વનસ્પતિ) ટાંકાર એટલે રખાલ. અને હજુપણ પોલડિયાની પશ્ચિમ બાજૂ કે જે જમીનને ટાંકાર તરીકે ઓળખવામાં આવે છે તે જમીન પાણીના અહર્નિશ વહન કરતા સન્ અને દિલને ટાઢક આપે તેવી ઘાટી લીલી ઝાડી અને ઘાસ ચારાથી ખીચોખીચ ઉભેલી છે. આવી જમીનને "રખાલ" તરીકે

ત્રણ ત્રણ દિવસના સખત પરિશ્રમ પછી નગરઠઠ્ઠાને ફરતી એક ખાઈ તૈયાર કરવામાં આવી. સેંકડો મનુષ્યોને તે કાર્ય માટે રોકવામાં આવ્યા હતા.

લગભગ વીસેક ગજ ઊંડી અને દશેક ગજ પહોળી એ ખાઈ હતી. તેની અંદર ડામરનો રસ, કાદવ, અને પાણી મિશ્રિત કીચલ ભરવામાં આવ્યું હતું. ખાઇ આ કીચલથી ભરપૂર હતી.

લશ્કર અને સવારોને આજે આરામ કરવાની છૂટ આપવામાં આવી હતી. શહેરમાં દાંડી પીટાવવામાં આવી હતી "આજે જો કોઈના ઘરમાં ચોર આવી ઘૂસે અને લૂંટ કરે તો કોઇએ તેને પકડવો નહિ." કિલ્લાના દરવાજા અંદરથી બંધ કરવામાં આવ્યા હતા.

---

ઓળખવામાં આવે છે અને તે રખાલની અંદર આવેલ પખેરાજને પણ એ રખાલના નામ પરથીજ "ટાંકાર" તરીકે સંબોધવામાં આવતું હતું અને તેની નજીકમાં પોલડિયા જેવું જોરાવર રાજ આવી ગયેલું હોવાથી તથા બીજા ગામડાંઓ કરતાં આ (પોલડિયા) ગામ કૈંક વિશેષ પુરાણું હોતાં આજૂબાજૂના ગામડાંઓ પણ એ પોલડીઆના સંયુક્ત નામથી ઓળખાવા લાગ્યા જેમકે ટાંકાર પોલડિયો=પોલડિયાનો ઠાકોરનું નામ હરસુ યાને હરિસિંહજી ઠાકોર હતું અને તેઓ જાતે કાઠિ રાજપૂત હતા. આજૂબાજૂના છ વાસની આ ટાંકાર (રખાલ)માં પાંતી ખરી પણ તેમની મોટી પાંતીનો ધણીતો કાઠિરાજ હરસુજી હતો. અત્યંત પુરાણું મનાતું પોલડિયા હજુ ઊભું છે પણ આજૂબાજૂના વાસ તદ્દન જમીનદોસ્ત થઇ ગયાં છે. કાળના બળવાનપણાને લીધે તેમના બાહ્ય ભાગના દરેક દેખાવો નાશ પામ્યા

શહેરમાં શાંતિ છવાઈ ગઇ હતી. દરેકના હૃદયમાં મહાસાગરનું મંથન થઇ રહ્યું હતું. નગર નરેશ છૂપા લેબાસમાં એકલા બહાર નીકળ્યા હતા. વીરના એ ઉપાસક હતા. વીરને જોવા તે આજે બહાર નીકળ્યા હતા.

રાત્રી પડી. અંધારૂં થયું. ધીમે ધીમે તે ગાઢ બન્યું. મનુષ્યોની આવજાવ ઓછી થવા લાગી. છેવટે બંધ થઇ. અને કિલ્લાના દરવાજાને અંદરથી સાંકળો ચઢાવવાનો અવાજ સંભળાયો. તે વખતે કિલ્લાના દરવાજાથી થોડેક દૂર અને ખાઇને પેલેપાર એક ઝાડના પોલા થળમાંથી બે

---

છે; તો પણ શોધખોળ કરતાં તે વાતને પુષ્ટિ આપનારા કેટલાક પુરાવા હજુ મલી આવે છે.

સારો સંગાર પોતાની કોમમાં એક આગેવાન હતો અને ઉપરાંતમાં મોટી 'આથ'નો એ માલિક હતો. તેને સંતતિમાં માત્ર આ એકજ પુત્રી હતી. કહેવાય છે, કે ઇંદ્રદેવની એક અપ્સરાને શ્રાપ મળેલો અને તે આ સંઘારને ઘેર અવતરેલી. તે ઘણીજ ખૂબસૂરત બાળા હતી અને પાંચ મરદો જેટલું બળ ધરાવતી હતી. તેના પસીનામાંથી કપૂર જેવી વાસ નીકળતી હતી અને તે પરથી તેણીનું નામ એવું (કપૂરદે') નાખવામાં આવેલું હોય તો તે માનવા યોગ્ય છે. કપૂરી બે પાડાની છાગળમાંથી બનાવેલી ચડસી (બોક) કૂવામાંથી ખેંચી પોતાના ચોપાંઓને પાણી પાતી. આ કપૂરીની વાવ હજુ કાયમ છે અને તે નદીની તળ ઉપર (હવે તો નદીએ પોતાનો પટ વધાર્યો છે જેથી તે નદીની અંદર તળપર આવેલી છે) છપ્પરની અંદર ખોદાયલીછે. બીજી સાધારણ વાવ કરતાં તેનો ઘેરાવો મોટો છે પણ બીજા પુસ્તકો અને બારોટો કહે છે તેટલું સાત પાડાની છાગળની ચડસી તેની અંદર આવી શકે તેટલું તો નહિજ.

આકૃતિયો બહાર આવી. ચોમેર ઘોર અંધકાર વ્યાપી ગયો હતો. ત્યાં આ કેમ ઓળખાય!

તેઓ ધીમે પગલે નજીક ચાલી ખાઈ પાસે આવી પહોંચ્યા. ત્યાંથી આ વખતે લાકડાનો મોટો પુલ ઊઠાવી લેવામાં આવ્યો હતો. "અભો!" એક જણે કહ્યું "નજર ઠેરેતી?" (નજર પડે છે. ભાઈ?) "ભો, હી, ખાઈ માં હિન-ઘડિય કુધી વેંધો." (હા હું જોઈ શકુ છું. આ ખાઇ તો હું એક ઘડીની અંદર કૂદી જઇશ.)

આ વાતચીત આપણા પરિચિત કારાયલ અને વીંઝાર વચ્ચેની હતી. પહેલો સવાલ પૂછનાર કારાયલ હતો. તે ઘણી વખત મોટા પૂરથી ઊછળી રહેલી નદીઓ ઓળંગ્યો હતો. તોફાની સમુદ્રમાં એણે ઘણી વખત ઝંપલાવ્યું હતું. પણ આ ખાઈ દેખી તેની હિંમત ન ચાલી. વીર વીંઝાર તે કૂદી જવા તૈયાર થયો. એ જોઈ કારાયલ ઘણું અચંબો પામ્યો. કારાયલે તેની પીઠ થાબડી. પોતાની પાસે રહેલી એક જાદૂઈ 'દુઆ'[૧] તેણે વીંઝારને આપી. વીંઝાર

(૧) આ બાબતના અનુસંધાનમાં મને બીજી એક નવીન હકીકત મળેલી છે.

"કાનફટા યોગીઓમાંથી (બલદીઆ જાગીરના મંડળમાંથી) ચિત્તડનાથ નામના એક અદ્દભૂત યોગી મહાત્મા આ વખતે પ્રસિદ્ધિમાં હતા. આ ચિત્તડનાથ અદ્યાપિ અમર હોવાનું માનવામાં આવે છે; તેમનું આસ્થાન (રહેઠાણ) (૧) પોલડિયાના ડુંગરમાં તથા બીજું ચિયાસરની નજીકના ડુંગરમાં તથા ત્રીજું રાયધણજરની નજીક હોવાનું કહેવામાં આવે છે. આ ચિત્તડનાથ (શંકરનો એક

ઊડું, ઊડું, થઇ રહ્યો હતો. "અભા ! તું ઊભો. રૉજ માં હિનપલ અચી પુજંધો." (ભાઇ, તું અહીં ઊભો રે'જે હું

---

અવતાર મનાય છે.) એક યોગનિષ્ઠ અને સામર્થ્યવાન મહાત્મા હતા. તેમની બે વ્યક્તિઓપર કૃપાદષ્ટિ ઊતરેલી (૧) રાયધણુ જરવાળા ભાટિયા ગૃહસ્થ અને બીજા તે આપણા આ પરિચિત વીર કારાયલજી.

કારાયલ પોતાના સાતવીસું મિત્રો સાથે પોલડિયાના પાદરે આવ્યો. આંહીકને સારા સંગારની ખૂબસૂરત પુત્રી કપૂરદે'એ એક બિરદ ઝાલેલું, કેઃ—"**હું જે ચડાઇથી પાણી ખેંચું છું તે ચડાઇ પાણીથી ભરેલી જે કોઇ પુરૂષ કૂવાની બાહેર કહાડી આપે તેની સાથે મારે લગ્ન કરવાં.**" (મારા પૂ. ગુરૂ સ્વ. ગૌરીશંકરભાઈ જયશંકર વોરાસાત જણાવે છે, કે "આ બાઈ સાતપાડાની છાગળની એક ચડસી બનાવી તે વતી પાણી કાઢતી. જૂઓ ક. દે. ની જૂ. વા. પૃ. ૧૦ તથા અમારા મિત્ર શ્રી જયરામદાસ જેઠાભાઇ નય ગાંધી પોતાના "કચ્છની રસધારા" નામના એક નાનકડા પુસ્તકના પ્રથમ ભાગમાં જણાવે છે કેઃ–" ગામને અવાડે ગિરાશીઆની કુંવારી કન્યા કપૂરી કુવામાંથી સાત પાડાની છાગળની ચડસીવતી પાણી સીંચી પોતાની ભેંસોને પાતી હતી. તે જોઈ કારાયલ આશ્ચર્ય પામ્યો." પણ હવે ખરી રીતે તો એ ચડસી જે વાવમાંથી ખેંચાતી હતી તે વાવનો ઘેરાવો પોતે એવું સૂચવે છે કે તેમાંથી વધુમાં વધુ ૨–૨ા પાડાઓની છાગળની બનેલી ચડસી ખેંચી કઢાય. આજે પણ થર પ્રદેશમાં કેટલીક આર્ય રમણીઓ ૧થી૧ાા પાડાની છાગળની બનાવેલી ચડસી કૂવામાંથી ખેંચી પોતાની આથને પાણી પાય છે; અને આ બાબતમાં એટલું તો ખાતરીપૂર્વક માનવામાં આવે છે કે આ કપૂરીની ઓક વધુમાં વધુ ૨ પાડાની છાગળની હોવી જોઇએ અને તેવી બે પાડાની છાગળની ભરેલી ચડસી કાઢવી તે પણ એક મહા મુશ્કેલી ભર્યું કાર્ય મનાય છે. )

તુરતમાં પાછો આવી પહોંચીશ. ) કારાયલ કૈં બોલે તે અગાઉ તો વીર વીંઝાર ચાલીસેક પગલાં પાછો હઠયો અને ત્યાંથી એક લાંબી દોટ મૂકી એકજ કૂદકે ખાઇની પે'લેપાર જઇ ઊભો.

---

કપૂરી એક ઇતિહાસ પ્રસિદ્ધ સુંદરી હતી. દેવાંગના હતી. તેના હાથની ઉમેદવારી કરવા માટે કૈં એક ભોગી ભ્રમરો, શૂરા સરદારો ઊલટી પડયા પણ કોઇ ફાવ્યું નહિ. એક પછી એક નર ખંકા; ઉમેદવારો આવતા ગયા અને નિરાશ થતા ગયા. ધીમે ધીમે આ હકીકત છારિ (ભુજ ડિસ્ટ્રીકટ)ના ગરાસિયા સમા કારાયલજીના કર્ણોપર પહોંચી. એ વખતે સિંધના ભૂતપૂર્વ મહારાજાના આ નબીરાસાહેબ પોતાના અમૂલ્ય વખતનો સદ્દુપયોગ સિંધદેશના સુમરા રાજવીને ત્રાસ આપવાના કાર્યમાં કરી રહ્યા હતા. કેટલાક મુસાફરોના મુખેથી કપૂરીના લાવણ્યની કીર્ત્તિ સાંભળી કારાયલજી ઉન્મત બન્યા અને પોતાના ૧૪૦ મિત્રોના રસાલા સાથે પોલડિયે આવવા નીકળ્યા. રસ્તામાં તેમને કપૂરીના લાવણ્ય અને બાહુબળ વિષે ઘણું જાણવાનું મળ્યું. મધરાતે અરધી દુનિયા સૂઇ ગઈ હતી તે વખતે કારાયલજી પોલડિયાના પાદરે આવી પહોંચ્યા.

કારાયલજી આવ્યા તો ખરા પણ હવે ખૂબ પસ્તાયા. લાકડાં એકઠાં કરી તેમણે સળગાવ્યાં અને તેના પ્રકાશમાં તેમણે કૂવાપર પડેલી કપૂરીની પ્રસિદ્ધ ચડાઇ જોઇ યા માલિક! તેમના મુખમાંથી એક આશ્ચર્યજનક ઉદ્ગાર નીકળી ગયો. "કપૂરી ખરેખર કોઇ અજબવીરાંગના છે" તેમણે ઉદાસીનતાથી કહ્યું "આ વીરાંગના મેળવી આપનારને હું મારૂં સર્વસ્વ આપવાને તૈયાર છું"–'એક

પોતાના પુત્રની આવી હિંમત જોઇ કારાયલ પોતાની જાત માટે શરમાયો. તે પોતાની જાતને ધિક્કારવા લાગ્યો.

---

ઉપાય છે.' પાસે ઊભેલા એક મિત્રે કહ્યું. સુકા ઠૂંઠ જેવા રણની વચ્ચે ઉભેલા કારાયલજીને એક મીઠા પાણીની "વિચળી" દેખાઈ. તેઓ કૈંક હર્ષમાં આવી બોલ્યા "શું ?"–'અહીંથી થોડેક દૂર એક યોગી રહે છે. તેની પ્રસન્નતા મેળવ્યા વિના કપૂરી મળવી મુશ્કેલ છે." આ જવાબ સાંભળી મિત્ર મંડળ સ્તબ્ધ બની ગયું. કારાયલજીએ ક્ષિતિજમાં ટમક ટમક કરતા તારાઓ તરફ જોયું. પ્રભાતને હજુ ત્રણેક કલાકનો વખત હતો. કારાયલજી કંઈપણ નહિ બોલતાં ત્યાંથી એકલા વિદાય થઇ ગયા. મિત્રોએ તેમની ખૂબ શોધ કરી પણ પત્તો ન મળ્યો.

કારાયલજી મહા મુસીબતે ચિત્તડનાથ મહાત્માની ભયંકર ટેકરી પર પહોંચ્યા. દિવસ રાસ ખાન ચડયો હતો તે વખતે કારાયલ આવી પહોંચ્યો. અબધૂત મહાત્મા સમાધિસ્થ હતા. કહેવાય છે, કે બરાબર છ માસે મહાત્માની સમાધિ ઊતરી. તેમણે આંખો ઉઘાડી ચોમેર જોયું. કારાયલ આ વખતે તેમના પગ તળાંસતો બેઠો હતો. યોગીરાજ ખુશ ખુશ થઇ ગયા અને કારાયલની પીઠ થાબડી વાત્સલ્યથી કહ્યું "બેટા તુમેરી ઇચ્છા પૂર્ણ હોગી" આ પછી કારાયલ ત્યાં આઠેક દિવસ સુધી રહ્યો. યોગીરાજની ખૂબ સેવા બજાવી. તેણે તેમને ઓર ખુશી કર્યાં અને તેના બદલામાં યોગીરાજ તરફથી કારાયલને ત્રાંબાનો એક સિંહ પંજો ભેટ આપવામાં આવ્યો. યોગી રાજના કહેવા મુજબ ભયંકર–ખાઈ. નદી, કે નાળાંઓ વગર અડચણે તરી જવાની એ "સિંહ–પંજા"માં ખૂબી હતી. કારાયલ એ અમૂલ્ય ભેટ લઇ ગુરૂની રજા મેળવી પોલડિયે આવી પહોંચ્યો—આ બાજૂ કારાયલના ગુમ થવા પછી બીજે દિવસે કારાયલના ૧૪૦ મિત્રો કપૂરીના બાપ સારાજી સંગાર પાસે ગયા અને કહ્યું કે "

રાત્રી ઘોર અંધારી હતી; પણ કારાયલના નેત્રો તેનેયે ભેદીને પે'લેપાર જઈ શકતા હતા.

× × × ×

---

છારિના જમીનદાર કારાયલજી કપૂરીબાની ચડસી કાઢવાને અમારી સાથે આહીં આવ્યા હતા પણ પછી કયાંક ચાલ્યા ગયા છે. અમો આ રસ્તાઓના અણવાકેફગાર હોવાથી તમો તપાસ કરાવી આપો" સારો એક અમીર સ્વભાવનો ગૃહસ્થ હતો. તેણે આ ૧૪૦ પરોણાઓને આગ્રહ કરીને રોકયા અને આજુબાજુના ગામડાંઓમાં કારાયલજીની તપાસ રાખવાના સમાચારો મોકલી આપ્યા; ઉપર જણાવેલી મુદત વીતતાં કારાયલજી આવી પહોંચ્યા. અને સારા જમાતર પાસે પોતાની ઉમેદવારી જાહેર કરી.

સાતવાસ વાળાઓને જાણ કરવાને ઢોલ ધ્રસકયો. જોત જોતામાં સેંકડો સ્ત્રી પુરૂષોનું જૂથ ત્યાં ઊભરાયું. આવા તો કેટલાએ ઉમેદવારો આવી ગયેલા અને ચાલ્યા ગયેલા; જેથી આ કારાયલના આવવાથી તેમને કંઈ ખાસ આનંદ નો'તો થયો. પિતાની આજ્ઞાથી સેંકડો મનુષ્યોની મેદની સમક્ષ કપૂરીએ બે હાથેથી પાણીથી ભરેલી બોક કૂવામાંથી કાઢી હવે કારાયલજીનો વારો આવ્યો.

કેસરીની છટાથી કારાયલ સેંકડો મનુષ્યોની ગરદી ચીરી આગળ આવ્યો. તેનો પ્રભાવશાળી ચહેરો જોઇ દરેક અજાયબ થયા. કોઈ પણ જાતનો ક્ષોભ ધારણ કર્યાં વિના ગંભીર પગલે કારાયલ આગળ વધ્યો. વાવના પગથિયાં ચઢયો ચડસીને ધીમે ધીમે વાવની અંદર સેરવવા માંડી દરેકે દરેક પળે જનતાના હૃદયમાં ઉલ્કાપાત, ખળભળાટ વધતો જતો હતો. કૂવાની અંદર એક એક વેંતના હિસાબે રાંઢવું ઊતરતું જતું હતું તેમ તેમ કપૂરીનું હૃદય ખળભળી ઊઠતું હતું. ચડસી વાવની અંદર પૂગી, બૂડી. સારા અને તેના સંગાથિયોએ તે તપાસી. આ વખતે ચડસી પાણીમાં ડૂબેલી હતી.

પે'લેપાર પહોંચ્યા પછી થોડીક મિનિટ સુધી **વીંઝાર** થોભ્યો. પછી ઉત્તર દિશા તરફ દુર્ગની ભીંતની બાજુમાંથી

---

**સારો** અને તેના સંગાથીઓ દૂર જઈ ઊભા. અને પંચ તરફથી કારાયલને ચડસી બાહેર ખેંચવાની આજ્ઞા આપવામાં આવી. વિહ્વળ બનેલી જનતાએ જોયું તો તે એક મોટી અજાયબી હતી. કૂવાપર ઊભેલા કારાયલે કમાલ કરી હતી. પંચની રજા મળતાં આ પ્રચંડ મેદની જોય તેમ કારાયલે આ રાક્ષસી બોક એકજ હાથના એક-ઝપાટે કૂવામાંથી બાહેર ખેંચી કાઢી. જનતા વાહવાહ પોકારવા લાગી અને વખત નહિ ખોતાં **સારો** પોતાના આ વીર જમાઇને હૃદયના ખરા ઉમળકાથી ભેટયો. જનતા વાજતે ગાજતે કારાયલને પોલડિયામાં તેડી લાવી અને થોડાક દિવસની અંદર કપૂરી સાથે કારાયલનાં લગ્ન કરવામાં આવ્યાં. અને કારાયલના સાતવીસું સાથીદારોને પણ આ સાત વાસમાંથી સુંદર કન્યાઓ પરણાવવામાં આવી; કારાયલ આંહીં કેટલાક વરસો સુધી રહ્યો અને તેની મહાશક્તિમાન સતી સ્ત્રી કપૂરીએ "**વીં**ઝાર" નામના એક વીર પુત્રને જન્મ આપ્યો.

કારાયલની ગેરહાજરીનો લાભ લઇ છારિ ગામ, ત્યાંના મૂળ ગરાસીઆઓએ દબાવી પાડયું અને કપૂરીના આગ્રહથી તે છારિ તરફ હવે જવાને પણ ઇચ્છતો નો'તો.—

ટાંકાર (રખાલ) નો ઘેરાવો મોટો હતો (હજુ પણ છે) અને અવાર નવાર દુષ્કાળ પડતાં આજુબાજુના જમીનદારો પોતાનું પશુ ધન એ ટાંકારમાં છૂપી રીતે ચારી જતા. આ પોકાર પોલડિયાના કાઠિ સરદાર હરસુરાજના કર્ણ પર પહોંચ્યો અને તેણે એ ટાંકરનું જતન કરવાને કારાયલ જેવા મહાબળી પુરૂષની નિમણુક કરી. રખાલ, ગામથી એકાદ ગાઉ જેટલે દૂર આવેલી હોવાથી, કારાયલને ત્યાં જતાં આવતાં બહુ તકલીફ ભોગવવી પડતી; આથી

દશેક પગલાં આગળ ચાલી અટક્યો. જમીનપર નીચો વળી કૈં અવાજ આવે છે, કે નહિ તે શાંતિથી તપાસવા લાગ્યો. પણ મધરાત્રીએ આંહીં તે ઘોંઘાટ હોય? નગરના મુખ્ય વજીરનું આંહીં રે'ઠાણ હતું. તે એક ગરનાળામાં પેઠો બે હાથ જમીનપર માંડી શ્વાન બની ગયો.

અને બીજી ક્ષણે તો વજીરના ઘરના આંગણાંના એક ખૂણામાં આવી ઊભો. તેણે આજુબાજુ તીક્ષ્ણ દૃષ્ટિપાત કર્યો. પણ કોઈ જાગતું નો'તું. તે આગળ ચાલ્યો. સિંહના મુખમાં પેસતાં પણ એ નો'તો ગભરાતો. તે એક ઓરડાની નજીક આવ્યો. તેમાં એક દીપક ધીમો ધીમો બળી રહ્યો હતો.

વજીરની માનીતી બેગમનું એ શયનગૃહ હતું. કેટલાક દિવસોની ચિંતાના થાકથી તેને નિદ્રાએ આ વખતે ખૂબ

---

હરસુરાજે તેને રહેવા માટેની એક મજબૂત જગ્યા રખાલની અંદરજ એક ટેકરીપર બંધાવી આપેલી જે પર ચડતાંજ રખાલના મોટા ભાગપર દૃષ્ટિ પડી શકે અને બદમાસો કયા ભાગમાં છે તે જાણી શકાય.–હવે પે'લા ભાટીઆની વાત આવે છે. તે બહુજ ગરીબ સ્થિતિનો હતો. ગુરૂએ તેના પર પ્રસન્ન થઇ તેને એક અક્ષય પાત્ર આપેલું. આ અક્ષય પાત્રના લીધે ભાટીઆની કોઠીમાંનું ધાન અખૂટ બન્યું અને "લોભે લક્ષણ જાય" એ ઉકિત અનુસાર મજ-કૂર ભાટીઆ ભાઇને લોભે ઘેર્યો; એને બરાબર પંજામાં લીધો અને લોભરૂપી મોહિનીમાં ફસાઇ તેણે ગુરૂની આજ્ઞાનો ભંગ કર્યો અને ધાન "હુબ્ભેસ" વેચવા લાગ્યો. આથી ગુરૂજીએ ગુસ્સે થઇ તે અક્ષય પાત્ર ઝૂંટવી લઇ તેનું નાક કાપી લીધું; અને રાયધણજરમાં એના વંશના ભાટીઆઓ હજુ પણ "સોયડા" (નાક કપાયલા) ની અવટકથી ઓળખાતા હોવાનું સાંભળવામાં આવ્યું છે.

ઘેર્યો હતો. તેના ખાટલા હેઠળ રૂપાના પતરાંથી જડેલી લાકડાની એક નાની પેટી પડી હતી. વીંઝારની તીક્ષ્ણ દૃષ્ટિથી એ અછાનું નો'તું.

તે ધીમે ધીમે આગળ આવ્યો. સુંદરી નિર્ભયપણે સૂતી હતી. તે નીચો વળ્યો અને અવાજ ન થાય તે રીતે પેટી ઉપાડી લીધી.—આજે તેના હર્ષનો પાર નો'તો. તેમાં નક્કર સોનાની બનાવટ સિવાયનો બીજો કોઇ દાગીનોજ ન હતો. વજનદાર પેટી હાથમાં આવતાં તે ખુશી થયો. દીવાની નજીક ગયો. અને પેટી ઉઘાડી જોયું તો તેમાં હજારોનો માલ ભર્યો હતો. અગ્નિ મિસાલ સોનું ચળકાટ મારી રહ્યું હતું. તે આ દાગીના જોવામાં રોકાયો હતો તે દરમ્યાન એક વિચિત્ર બનાવ બન્યો અને એથી તેનો હર્ષ ઉડી ગયો. નિદ્રાવશ થયેલી સુંદરીના પગ પાસે એક નાની જાળી આવેલી હતી. પવનનો ઝપાટો આવતાં તેનું વસ્ત્ર જરા ઉડયું. સુંદરી નિર્દોષ હતી. તેને એ બાબતનું ભાન ન હતું. પણ તે બનાવ એ બારવટિયાથી છાનો ન રહ્યો. પવનનો સુસવાટ તેના કર્ણપર અથડાતાં તે ચમકયો. તેણે ખાટલા તરફ દૃષ્ટિપાત કર્યો ત્યાં તો તેની આંખોએ આ વિચિત્ર બનાવ જોયો. વસ્ત્ર હજુ એમજ આઘું પડયું હતું.

તે ઉદાસ દિલે ખાટલાની નજીક આવી પેટીને તેની મૂળ જગાપર પાછી રાખી તે વળ્યો. નિદ્રાવસ થયેલી ઓરતને હૃદયમાં બે'ન તરીકેનું સ્થાન આપી તે બાહેર આવ્યો. તેવામાં તેના કર્ણોપર અથડાયું "અભો!" વીંઝારે

તે સાંભળ્યું પણ પાછો ન વળ્યો. ચપળ બારવટિયો ત્યાંથી અદૃશ્ય થઈ ગયો.

કચ્છ જેટલે લાંબેથી જીવનું કેટલું બધું જોખમ ખેડી આજે, તે આ શહેરમાં આવ્યો હતો. તે ખાલી હાથે પાછો કેમ જાય? "અચેં ત મરદ ભની અચજ." આ શબ્દો તેના કાનમાં ગૂંજારવ કરી રહ્યા હતા. તેની એક ટેક હતી.

"એક રાત્રીએ એકજ ઘરમાં ખાતર પાડવું. મળે યા નહિ તે કિસ્મતની વાત છે." એવું એ માનતો હતો. પણ આજના બનાવથી તે હઠે ભરાયો હતો. મોઢા આગળ આવેલો કોળીઓ એણે જતો કર્યો હતો. તેણે પોતાની એક પ્રતિજ્ઞા બરાબર પાળી હતી જ્યારે બીજીને તોડતો હતો.

તે આગળ ચાલ્યો અને કેટલીક ગલીકૂંચીઓ વટાવી એક ભવ્ય મકાન પાસે આવી અટક્યો.

નગરઠઠ્ઠાના ભાગ્યશાળી નરેશ શ્રીસુમરા રાજવીનું તે રહેઠાણ હતું. મોટા દરવાજા પાસે નોકરો જાગતા હતા; અને તેમની વાતચીતનો ધીમો અવાજ એ આંહી કને સાંભળતો હતો. તે જરાક આગળ ચાલ્યો. આંહી એક નાની સરખી જાળી પડતી હતી. ઓરડાની અંદર અંધારું હતું. વિલંબ નહિ લગાડતાં તે જાળીની અંદર એક પગ મૂકી એક હાથથી ઓરડાની છતને ઝાલી ઉપર ચઢી ગયો. ધીમે પગલે ચાલી તે એ વિશાળ આંગણાંમાં ઊતર્યો. પાંચેક મિનિટ શાંતિથી ઊભો રહ્યો. પછી નૈઋત્ય ખૂણા તરફ આગળ વધ્યો. કેટલાક ઓરડાઓ પસાર કરી તે એક છેલ્લા ઓરડાના દરવાજા પાસે આવી ઊભો.

નગર નરેશનું એ શયનગૃહ હતું. નરેશ એક મોટી ખાટપર રેશમની તળાઈમાં ઘોરતા હતા. તેની બાજુમાં ચોમેર ફરતા ચાર અંગરક્ષકો (હથિયારોથી સજ્જ થયેલા) ખાટલાઓપર ઊંગતા હતા. વીંઝારે તેઓને જોયા. એક ક્ષણને માટે એ હેબતાઈ ગયો. પણ વળી પોતાની વીરાંગના માતાનું વાક્ય યાદ આવ્યું. તે હિંમતથી આગળ વધ્યો. અને નીચો વળી અવાજ ન થાય તે રીતે ધીમે ધીમે સરીને ખાટલાઓ હેઠળથી પસાર થઇને શાહના ખાટલા હેઠળ આવી પહોંચ્યો. હવે બાજી ખરેખર અને અણીની હતી. જો જરાપણ અવાજ થાય તો વીર વીંઝારનું મોત આવે તેમ હતું. પણ તેથી એ ગભરાયો નહિ.

શાહના ખાટલા હેઠળ કેટલાંક કિંમતી કાગળિયાં અને દાગીનાઓથી ભરેલી એક સંદૂક (નાની પેટી) પડી હતી. આ વખતે વીંઝારે ખરેખર કમાલ કરી. ધીમે ધીમે પેટીને હટાવતો, હટાવતો તે બધા ખાટલાઓ હેઠળથી પસાર થઇ–દરવાજા બહાર આવી પહોંચ્યો અને પછી વખત નહિ ખોતાં પોતાને રસ્તે પડયો.

ફરી પે'લી ગલ્લીકૂંચીઓ પસાર કરી તે વજીરના આંગણાંમાં આવ્યો. પેટી ખોલી તેમાંથી એક દાગીનો કહાડી પે'લી સુંદરીના શયનગૃહના દરવાજા પાસે રાખી ચાલી નીકળ્યો. પેટીમાં વજન ઠીક હતું.

વીંઝાર બાહેર આવ્યો. તેણે છૂટકારાનો દમ ખેંચ્યો. પ્રભાતને હજુ એકાદ કલાકનો વખત હતો. ઠંડા પવનની લહેરોથી એ આનંદ પામ્યો. એકાદ મિનિટ પછી તેના

કાન સતેજ થયા—બાજૂના મકાનમાં સંગીતની મહેફિલ જામી હતી. અને વખતને પીછાણી સિંધી ગાયકણોએ કા-રાઇડાના બેતો શરૂ કર્યા હતા. કોઈ ભયંકર અરણ્યમાં ભૂલા પડેલા એકલવાયા મુસાફરના કર્ણપર બાજૂમાં ચરતી આથોનો ટોકરો સંભળાતાં તેને જેવો અસીમ-આનંદ થાય તેવા આનંદનો રંગ, આ વીંઝારના હૃદયમાં ઉભરાવા લાગ્યો. ખુશનુમા પ્રભાતમાં સિંધની આ હુરિઓનાં કોમળ ગળાં ઓર દીપી નીકળ્યાં હતાં. મહેફિલ, સામેના એક વિશાળ મકાનના એક ઇલાયદા ઓરડામાં ભરવામાં આવી હતી અને પોતાપર ઝઝૂમતા ભયંકર ભયને વીસારી મૂકી એક ઘડી માટે એ લહેજત ચાખવા વીંઝાર ઉત્સુક બન્યો. તે ત્યાં રસ્તાપરના એક ઓટલા ઉપર બેસી ગયો.

આ બાજુ કારાયલ બહુ ઉદાસ હતો. વીંઝારની વીરતા માટે તેને પૂર્ણ ખાતરી હતી; તોપણ વીંઝાર તેનો એકનો એક લાડકવાયો પુત્ર હતો. વીંઝારનો આગ્રહ જોઇ તેણે તેને આજે શહેરમાં જવાની રજા આપી હતી પણ જ્યારથી વીંઝાર એનાથી છૂટો થયો હતો ત્યારથી તેનું હૃદય કૈંક પ્રકારની આશંકાઓથી ઘેરાવા માંડયું હતું. તે હજી સુધી ખાઈની પેલેપાર ઊભો હતો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ કારાયલનું હૃદય વધુ મુંઝાતું ગયું છેવટે પ્રભાત થઈ. પ્રભાતની રશ્મિ, ક્ષિતિ પર ફૂટવા માંડી. હવે કારા-યલ બહુજ મૂંઝાયો અને ભાવિની પ્રેરણાથી આખરે તે પોતાના વહાલા પુત્રની "વાઘોડ" કરવાને કૂદયો; પણ આજે ભાવિ તેનાથી વિરૂદ્ધ હતું. તેમજ પૂજ્ય મહાત્મા શ્રી

ચિત્તડનાથનો આપેલો "સિંહ-પંજો" પણ તેની પાસે નહતો. પુત્ર પ્રેમે તેને ભૂલાવ્યો. ખાઈ કૂદતાં તે ચૂકયો અને પોતાના ભાવિને તાબે થવા ખાઇની અંદર મસ્તક સુધી ખૂંચી ગયો. તેના આખા શરીરની આસપાસ મજબૂત અને અત્યંત સ્નિગ્ધ કીચલ ચોટી ગયું અને માત્ર મસ્તકનો ભાગ બાહેર રહ્યાં. તે મહા મુશ્કીબતે શ્વાશ લઇ રહ્યો હતો; અને બરાબર તેજ વખતે તેનો વહાલો પુત્ર **વીંઝાર** ખાઇ પાસે આવી પહોંચ્યો "અભો! આઉં પુગો અંયાં." (ભાઈ, હું આવી પહોંચ્યો છું)

"અભો, કે હાંણે છા કંને? માંહાણે તોજે કમ જો કો ન રયો. ભા, હાંણે ઝટ ઝટ વંઞ. પલાણકર. ભાંખ ફુટી અય. હીન ઘડિ દુશ્મન અચી પુજંધા. માંજો શીર વઠે વંઞ." (ભાઇ, મને હવે તું શું કરીશ? હું હવે તારા ઉપયોગનો રહ્યો નથી. જો આ પ્રભાતની શરૂઆત થઇ છે. માટે તું જલદી ચાલ્યો જા. નહિતર શહેરના લોકો તને ઘેરી લેશે. મારૂં મસ્તક તું તારી સાથે લઇ જા.)

"અભા!" કારાયલે રડતાં રડતાં કહ્યું "આઉં અમાં કે છો ચાં." (હું, મારી માને શો જવાબ આપું?)

"ભા-**વીંઝાર**, હી ડીં રનવાંધે રૂનેજા ન હુએં, આઉં મરદ એયાં. તું મરદ જે પેશાબજો પુટ એયેં. હી ડીં પણ મરદેં સેં અચેંતા. ન કીં પાવૈયેં જા હી ડીં હુએં.?! અભા **વીંઝાર** તું મરધ ભન. હીન વખત માંઝી લજ રખણી તવાં જે હત્થ અય. માંજો શીર વઢે વેંને ત પોય મગધુર નય કે કો' ઇં ચૈ શકે કે-હી **વીંઝાર** જો પે-કારાયલ અય."

(ભાઇ વીંઝાર! આ વખત ઓરતોની માફક રડવાનો નથી. હું એક વીર-મર્દ છું. તું તેનો પુત્ર છે. આવી રીતે મરવાના દિવસો શૂરવીર પુરૂષો માટે આવે છે. નહિ, કે નામ-ર્દોથી આવા કામો બને. ભાઇ વીંઝાર! તું તારા હૃદયમાં હિંમત રાખ આ વખતે મારી આબરૂ સાચવવી એ તારા હાથમાં છે. જો તું મારૂં મસ્તક કાપી જઈશ, તો પછી કોઈપણ એવું નહિ કહી શકે, કે આ ચોર તરીકે આવનાર પુરૂષ વીર-વીંઝારનો બાપ કારાયલ છે.)

" અભા !"

"હાંણે અભો જો વખત નાંય. ભા વીંઝાર તું ડાવ થી. માં જે નાંકે બટો મ ડે." (ભાઈ, હવે વાતો કરવા જેટલો વખત નથી. તું ડાહ્યો થા. અને મારા નામને કલં-કિત નહિ કર.

અને આ દિલ ભેદી બનાવ અમો પણ વધુ વખત સુધી ચીતરવાને માગતા નથી. કારાયલના ઉત્સાહવર્ધક શબ્દોથી વીંઝારને જુસ્સો ચઢયો અને પોતાના પૂજ્ય ગુરૂનું સ્મરણ કરી લાવેલ પેટી પોતાની પીઠપર બાંધી પછી પોતાની ભેઠે બાંધેલો તેજસ્વી છરો બાહેર કાઢી હૃદયને દઢ કરી તે કૂદયો. (ત્રાંસ ઢળતો કૂધો ) અને તે તેજસ્વી છરાથી પોતાના પિતાનું મસ્તક કાપી ખાઇની પે'લેપાર જઈ પહોંચ્યો. આ બધું વીજળીના એક ઝબકારાની માફક બની ગયું. વીંઝાર પોતે પણ "શું થયું ?" તે બરોબર સમજી શકયો નહિ. ખાઈ કૂદી જવા બાદ વખત નહિ ખોતાં વીંઝાર પોતાના વહાલા પિતાના મસ્તકને લઈ ત્વરિત ગતીથી

વિદાય થયો. મહાસતી-કર્પૂરદે'તેની રાહ જોતી બેઠી હતી અને પતિનું મસ્તક આવતાં તે ટાંકાર મધે સતી થઇ.×

---

× કપૂરી સતી થઈ એ વાત ચોકસ છે; પરંતુ શ્રી જયરામદાસ જેઠાભાઇ નેગાંધી પોતાના "કચ્છની રસધારા" નામક પુસ્તકમાં "તેની સાક્ષી સમી પોલડિયાની પાધરે એક શિલા ઊભી ઊભી કાળ સાથે ક્રિયા કરી રહી છે." એવું જે જણાવે છે તે બરાબર નથી. પોલડિયાની આસપાસના પદ્ધરોમાં કારાયલનો પાળિયો કયાંએ જોવામાં આવતો નથી અને વધુમાં તર-પોલડિયામાં રહેતી જનતામાંથીએ કોઈ એકાદ વ્યક્તિ પણ એવી બાહેર નથી આવતી કે જે "આ કારાયલી 'શિર' છે." એવું ખોટે મને પણ કહેવાને તૈયાર હોય. અનુમાન પ્રમાણે કારાયલ વીર વિક્રમની ૧૦ મી શતાબ્દિમાં થઇ ગયો હોવો જોઈએ. પોલડિયાની રખાલમાં કારાયલને હરસુકાઠિએ જે મેડી બંધાવી આપેલી હતી તે "સ્મરણના" રૂપમાં હજુ કાયમ છે; સત્તાવાર મનાતું ધી બોમ્બે ગેઝેટર વૅા. પ. મું આ કારાયલ માટે જણાવે છે, કે:

"Vinjan (વીંઝાણ: Vinjhan) a ruinous dusty town of 400 houses (1877) in a barren treeless country, about fifteen miles from Bet with a population of 1413 souls, is believed to be a place of considerable antiquity. In the time of Gadhesing, about two miles to the west of the present site, was the town Kanchiba Pattan. Its only traces are the ruins of a small shrine of Kalika Mata, a shallow pool, and the remains of a fortress. ( The name Vinjan is said to come from the goddess Vindhyavasini, who was brought

## " દેશરા–પરમેશ્વરા. "

આજે સુથરીના ઠાકોર ગોડજીનો ઉતારો લોકોથી ઠઠ ભર્યો હતો. સવારનો વખત હતો. બે નોકરો સેકેલાં ખૂન ઘૂંટી રહ્યા હતા. એક જાડેજો યુવાન લાલ કસુંબો રગદોળી રહ્યો હતો. આજે ઠાકોર લે'રમાં હતા.

" બાવા ! " એક જણે કહ્યું " કોનસીલ, તાં હાણે જુલમ કરેતી. "–( ઠાકોર ! કાઉન્સીલ, તો હવે જુલમ કરે છે. ) આ સ્વર ઠાકોરના ગઢવી બારોટનો હતો. ઠાકોરને તેની તરફ માન સારું હતું. ગઢવીપર શારદા પ્રસન્ન હતા. તેની જીભપર સાક્ષાત સરસ્વતી બેસતા. ઠાકોરનો તે જમણા હાથ જેવો હતો. ગઢવીનો કોપ શાંત પાડવા ગોડજીનું માથું ઝૂકી રહેતું. બારોટના આ શબ્દો રામબાણ હતા.

---

from the Vindhya range by Markand Rishi. Before this goddess the four Atits, coming from girnar to free the people from the oppression of the Kanphatas, performed penance, and received orders to take possession of Ajepal Koteshvar, "Bom. Gov. Sel. C. L. II. (new Series 46) About the time when Karai Samma came from Sind, and built a palace in Poladiya twelve miles east of Kanchiba, Vinjan passed from Gadhesing into the hands of Kanak Dev Chavda..."

( P. 253. )

સંવત ૧૮૯૨ ના આશાઢ સુદ ૨ નો એ દિવસ હતો. મહારાઓ શ્રી દેશળજી (બીજા)ની આણ કચ્છ ધરાપર વરતી રહી હતી. ગાદીપર આવતાં આજે બીજું વરસ ચાલતું હતું. આ દેશ પ્રેમી નૃપતિએ કચ્છ માટે ઘણું કર્યું હતું. ઘણા સુધારાઓ અમલમાં આણ્યા હતા. પણ આજના એક સુધારાએ લોકોને ચમકાવી મૂકયા હતા.

વાગડમાં મિંયાણાઓ રૈયતને બહુજ રંજાડતા હતા. સુમાર તે ટોળીનો જમાદાર હતો. રાવની આણને એ ગણકારતો નો'તો. દરબારી તથા એજન્સી પોલીસ તેની પાછળ પડી હતી; પણ વાગડની વસમિ વાટુંમાં તેમનો કંઇપણ થાક નો'તો લાગતો. પંદરેક દિવસપર દુધઇના એક શ્રીમંતની જાનના પચીસેક ગાડાંઓને આ બદમાસોએ લૂંટયા હતા. મિંયાણાને કોઇ પૂછી શકતું નો'તું.—કચ્છ નૃપતિ દેશરાનું શરીર આજે કંઇક અસ્વસ્થ હતું. આ જંજાળી યુવાન રાજાનું મગજપણ કૈંક કારણસર કોપાવેશમાં હતું.

સવારના છ–એકનો સુમાર હતો. ડેલીપરના પહેરેગીરો પણ બરાબર સાવધ નો'તા. તેવામાં એક વૃદ્ધ લંગડાતો લંગડાતો તેમની પાસેથી પસાર થયો. સિપાઇઓએ તેને નોકર ધારી લીધો.

આ વૃદ્ધ દેખાવનો પુરૂષ કોઈ અજબ પ્રકારનો મનુષ્ય હતો. રાજદરબારના રસ્તાઓનો અનુભવી હોય તે રીતે એ આગળ ચાલ્યો. દેશપતિની મેડીના પગથિયાં દઢ મને ચડવા લાગ્યો. તે ઉપર આવી પહોંચ્યો, દેશપતિનો માનીતો અંગરક્ષક આ વખતે ઝોંકા ખાતો હતો. કો'કના પગલાં

સાંભળી તે ચમકયો. દેશપતિ દુઃખતા માથાને તકિયા હેઠળ દબાવી પોઢી રહ્યા હતા.

અંગરક્ષક ક્રોધી નેત્રે બાહેર આવ્યો. પણ આજનો બનાવ વિચિત્ર હતો. એક દાસીના બદલામાં તેણે કો'ક વૃદ્ધને આવતો જોયો. રક્ષક કૈં કલ્પનાજ ન કરી શકયો. "કાકા, હરેં, હરેં, ચડજા. બાવો પોઢયા અઈ." (ધીમે ધીમે ચઢજો. મહારાજા સૂતા છે.) તે રક્ષકે ધાર્યું, કે એ ખેડૂત હશે. અને ખેડૂતને કોઇ પણ વખતે બાવા (બાપુ) પાસે આવવાની છૂટ હતી.

રક્ષકના આશ્વાસન ભરેલા શબ્દો સાંભળી તે વૃદ્ધનું હૃદય ભરાઈ આવ્યું. તે દુઃખમાં ડૂબેલો હતો. ખેડૂત રડી પડયો. તેનો અવાજ દરબાર ગઢમાં ફરી વળ્યો.

સૌ અજાયબ થયાં. એક ક્ષણની અંદરતો સેંકડો મનુષ્યો, એકઠા થઇ ગયા. કચ્છ પતિની નિદ્રા ઊડી ગઇ. તેઓ પણ બાહેર દોડી આવ્યા.–"કૂરો આય? "(શું છે?) ચિંતાતુર વદને તેમણે પૂછ્યું.

"બાવા!" ડુસ્કાં ભરતાં તે વૃદ્ધે કહ્યું "મુંજો સત્યા-નાશ વરીંવ્યો." (મારૂં સત્યાનાશ વળી ગયું છે.)

"કુરો થ્યો? (શું બન્યું છે?)

"સુમાર મુંજે પુતરજી જંઅ લૂટેંવ્યો. અને મુંજો જોઆન જોદ્ધો ભાતરીજો-ધીંધાંણેમેં હણાઇ વ્યો. આઉં દુધઇજો ઐયા. પે' થૈ વાર ન કર્યો ત પે' થીઓ કુલાય?" (સુમાર બારવટિયે મારા પુત્રની જાન લૂંટી છે. અને મારો યુવાન ભત્રીજો તે ધિંગાણામાં સ્વર્ગવાસ પામ્યો છે. હું દુધ-

ઈનો રહીશ છું. **આપ પિતા થઇને જો અમારૂં રક્ષણ ન કરી શકો, તો પછી પિતા ( માલિક ) કહેવડાવોછો શા માટે ?**)

સુમારનું નામ સાંભળી મહારાઓ શ્રી ચમક્યા. વૃદ્ધનો એકે એક શબ્દ આ સિંહના હ્રૃદયમાં વિષ રેડી રહ્યો હતો. " સુમાર ! " ક્રોધી નેત્રે મહારાવશ્રીએ ચલાવ્યું " તોજા ડીં ઉથીવ્યા એં. આઉં સમંજધો હોસ, કે તું હીકડો વીર એયેં, મરધ અંયે. પણ ન ! હાંણે મુંકે ખ્યાલ આયો, કે તું હીકડો બાયલો નામરધ અંયે. હોંસીલે વરરાજા જયું તો આશાઉં જોરે વધે. રામજી ! " તેઓ પોતાના હજૂરી તરફ ફર્યા. દીવાનકે ચો, કે વાગડજા મિંયાણા દેશપાર થ્યા ખપે !" ( સુમાર તારૂં આયુષ્ય હવે પૂરૂં થવા આવ્યું હોય એવું જણાય છે. આટલા વખત સુધી હું એવું સમજતો હતો, કે તું એક વીર–મર્દ છે. પણ નહિ ! મને હવે જણાય છે, કે તું એક કાયર અને બાયલો પુરૂષ છે. ઉમંગી વરરાજાની આશાઓ તેં ભાંગી નાંખી છે. તેં તેના કાકાના પુત્રનું ખૂન કરી તેના હ્રૃદયને દગ્ધ કરી મૂક્યું છે. રામજી ! દીવાનજીને કહે, કે વાગડના મિંયાણાઓ મારા દેશમાંથી હદપાર થવા જોઈએ. )

આ આજ્ઞા ભયંકર હતી. ઊભેલા લોકો એથી થરથરી ગયા. રાવનું આ બાણ–રાવની આ જબાન, આ કચ્છનો પ્રલય કરવાને શક્તિમંત હતી તો પછી મિંયાણાઓનું શું ગજું ! ?

જુદા જુદા ગામો તરફ સવાર દોડી જતા દેખાયા. વાગડ તરફ તોપોના સરંજામ સાથે લશ્કર જતું દેખાયું.

× × × ×

સુથરીના ઠાકોર ગોડજી કો'ક અજબ વ્યકિત હતી. આ દેશ પ્રેમી નૃપતિનો એ જમણો હાથ હતા. મહારાવશ્રી તેમને પૂછયા વિના કાંઈપણ પગલું નો'તા ભરતા. શિકારની સહેલગાએ કે ભાયાતી તકરાર વખતે પણ આ ગોડજીના ડહાપણનો વધુ ઉપયોગ લેવાતો. એ વખતે ભાયાત વર્ગમાં ગોડજીની પ્રતિષ્ઠા સારી હતી. પોતે શૂરવીર હોવા સાથે ઉદાર પણ બહુ હતા. આશ્રિતોનો એ આધાર સ્તંભ હતા.

કચ્છની જનતા અને બીજા ભાયાતો મહારાવશ્રીના આ કાર્યને વખાણતા હતા. પણ કચ્છના ચાણકય સમાન આ વીર ગોડજી એથી નારાજ થયા હતા. તેમની કલ્પના જુદી હતી.

કચ્છાધિપતિના આ ભયાનક હુકમના પડઘા વાગડમાં સંભળાઈ ચૂકયા હતા. મહારાવશ્રીનું નિમક ખાતા કેટલાક મિંયાણાઓને એ કાળી ટીલી જેવું હતું. ઝનૂની મિંયાણા લોકોની શુદ્ધ હવે ઠેકાણે આવી હતી. પોતાના ભયંકર કૃત્યો હવે તેમની નજર સમક્ષ તરવરવા લાગ્યા.

એક દિવસની અંદર બે હજાર મિંયાણાઓની જમાત રાવપૂર (રા'પર) માં એકઠી થઈ ગઈ. સુમાર અને તેની ટોળીના કાળાં કૃત્યો તેમને શરમાવી રહ્યાં હતાં. અલીમામદ તેમનો મોટો જમોતર હતો. તેણે ગળગળે સાદે કહ્યું, " સુમાર! તો જે કારેં કરતુકેં સેં સજી જમાતજો નક વઢાણું આય. તું અસાંકે ન ખપેં. બેલીયા! અજથી સુમાર જમાતનું બાર અય." ( સુમાર તારાં કાળાં કૃત્યોના

લીધે તેં આખી જમાતનું નાક કપાવ્યું છે. માટે તું અમોને ન જોઇએ. ભાઇઓ! આજથી સુમારને જમાતની બહાર મૂકવામાં આવે છે. )

વીર સુમારને આ આત્મઘાત જેવું વેણ સંભળાયું હતું. જ્ઞાતિબહિષ્કારની કાળી ટીલીથી એનું હૃદય બળી રહ્યું હતું.–આ જમાત વિખેરાય એની અગાઉ કચ્છી લશ્કરે તેમને ઘેરી લીધા. મિંયાણાનું એક પણ બચ્ચું તેની સામે થયું નહિ. રાવની આણને સરવે તાબે થયા. તુરતજ બેહજારના જનસમૂહને કેદ કરી લેવામાં આવ્યા. સુમાર તેની સાથે હતો. સરવે જણાઓએ ભુજ તરફનો રસ્તો લીધો.

× × × ×

કચ્છી લશ્કર આ કેદીઓ સાથે ભુજ આવી પહોંચ્યું. ત્યાં આ દૈવી અંશાવતાર દેશરાએ તેમને સન્માન આપ્યું. રાજનું મોદીખાનું તેમના માટે છૂટ મૂકાયું હતું.

આજે દરબારગઢના વિશાળ ચોકમાં હજારો લોકોની મેદની જામી હતી. એકેક દોરીમાં બે જણના હાથ બાંધેલા એવા બે હજાર મિંયાણાઓ કેદી અવસ્થામાં ઊભા હતા. સુમાર તુરત ઓળખાય તે માટે તેને જુદો ઊભાડવામાં આવ્યો હતો.

આજે આ ગુનેગારોનો ઈન્સાફ થનાર હતો. લોકોએ સુમાર માટે શિરચ્છેદની આજ્ઞા કલ્પિ લીધેલી હતી. બે હજાર મિંયાણા દેશપાર જવાને રડી રહ્યા હતા.

તે વિશાળ આંગણાંમાં મોટી મોંઘો બિછાવવામાં આવી હતી. તે પર પ્રજા વર્ગ અને ભાયાતોને બેસાડવા માટે

યોગ્ય આસનો ગોઠવાઇ ગયા હતા. દેશપતિની બેઠક એક મોટી ઊંચી ગાદીપર ગોઠવવામાં આવી હતી. ભાયાત મંડળમાં સુથરીના ઠાકોર ગોડજી પણ વિચારગ્રસ્ત બની બેઠા હતા. ગોડજીને હથિયારોનો ઘણો શોખ હતો અને તેથી તેઓ આ વખતે હથિયારોથી સજ્જ બનીને કચેરીમાં આવ્યા હતા. ભેડમાં સોનાના હથ્થાવાળી છરીઓ તથા કમરપર સોનાના મ્યાનવાળી કિંમતી પાણીદાર તલવાર એટલાં આભૂષણોથી તેઓ આ વખતે શોભી રહ્યા હતા.

તુરતજ નગારખાનામાં નોબતનો ગડગડાટ થયો. અને સર્વ શાંત બન્યા. એ અવાજ કચ્છપતિના પધારવાની સૂચના આપી રહ્યો હતો. નકીબનો પોકાર થતાં સરવે ઊઠયા. કચ્છ ધરાના પવિત્ર ભૂપતિ પધાર્યા. સરવે જણાએ તેમને શિષ નમાવ્યાં. મહારાવશ્રી ક્રોધમાં હતા.

પોતાની બેઠકપર બેસતાં મહારાવશ્રીએ પહેલી વખત તે સભામાં ચોમેર દૃષ્ટિ ફેરવી સર્વને જોઈ લીધા. વૃદ્ધ દીવાન લક્ષ્મીદાસ તેમની નજીક નમ્રવદને બેઠા હતા.તે ઊઠયા સર્વ જણાની દૃષ્ટિ તેમનાપર ઠરી. પ્રચંડસભામાં તદન શાંતિ છવાઇ રહી હતી.

"બાવા! આતેં આઇજી કરપા અય. ધૂશ્મન ભલેં ધૂળતા ફ્રકીયેં, મિયાંણે પાંઞી રૈયતકે ઘણું ડુખ ડના. પણ રા'જીલલ્લાઅય." દીવાનજી એક સેકન્ડમાટે અટકી ગયા. તેમણે આસપાસ જોયું અને ફરી બોલ્યા. "અજ ઈની મિંયાણેકે ખબર પોંધી, કે દેશજે ધણી સામેં થેસે કુરો નતિજો અચેતો!" (રાજન્! આપનાપર દેવીની પૂર્ણ કૃપા છે. દુશ્મનો

ભલે ધૂળ ફાકતા ફરે છે. મિંયાણાઓએ આપણી રૈયતને ઘણું દુઃખ આપ્યું છે. પણ રાવની સત્તા મોટી છે. આજે મિંયાણાઓને માલૂમ પડશે, કે દેશપતિની સામે માથું ઉંચકવાથી શો પરિણામ ભોગવવો પડે છે ! ?).

દીવાન વૃદ્ધ અને મુત્સદી હતો. તે ઘણી વખત બે-બે કલાક સુધી મહારાવશ્રીજીની સાથે છૂટથી બોલેલ હતો. પણ આજે તે કંઇપણ વધુ બોલી ન શકયો. દેશપતિ આજે ક્રોધમાં હતા. તેમના નેત્રોમાંથી અગ્નિ વરસી રહ્યો હતો. કચ્છની જનતાએ આ દેવાંશી નરેશનું રૂપ આવું કદીપણ નો'તું જોયું. કચ્છ નરેશ ક્રોધમાં મુછના વાળને દાંતો હેઠળ દાબી રહ્યા હતા. તેઓ કંઈક બોલવા ઇચ્છતા હતા પણ તે અગાઉ તેમણે કચેરીમાં નજર ફેરવી. ગોડજી આ વખતે બીજા એક ભાયાત સાથે વાતે ચડયા હતા.

"બાવા ! હાંણે કુરો થીએ. ! ? ઇતાં સસીસાં કન અઈં. ઇતાં ઠીક, આય, કે ઇ હકડીજ તરાર અય અને તેકે આઉં સરાય નતો સગાં. પણ રંગતાં હીન ધૂલેકે ચો કે જુકો હેડયું (મિંયાણાઓ તરફ આંગળી ચિંધીને બતાવે છે.) કૈક તરારૂં સરાય વીઠો. રૈયત તાં વાનરેંજી જાત આય. તેં તેં ઇં તપેસેં કીં આરો અચે ! ( ભાઈ! હવે શું થાય ! ? એ તો મસ્તક સાથેજ કાન ચોટેલાં છે. એ તો ઠીક છે, કે મારી પાસે આ એકજ તલવાર છે; અને તેને પણ હું મારા કબજામાં રાખી નથી શકતો. પણ શાબાશ તો આ ધૂલ્લા (ઉદાર) રાજાને કહો, કે જે આવી (મિંયાણા લોકો જેવી ) કૈક તલવારોને સંભાળતો આવે છે.

રૈયત તો વાંદરાઓની જાત છે. તેનાપર એમ ગુસ્સે થવાથી કંઈ આરો આવે ?)"

ગોડજીના આ શબ્દોમાં ઓર તેજસ્વિતા હતી. ઓર ઝણઝણાટ હતો. મહારાઓશ્રી તે એક ચિત્તે સાંભળી રહ્યા હતા. ગોડજીના શબ્દોએ તેમનાપર કંઈક અજબ અસર કરી હતી. તેમનો જાલીમ ક્રોધ ક્યાંક ઊડી ગયો હતો. અને તે જગોપર મધુરૂં હાસ્ય ફરકી રહ્યું હતું. વૃદ્ધ ચાણક્ય સમ કામદાર લક્ષ્મીદાસ મહારાવશ્રીજીની નજીકમાંજ બેઠો હતો. પણ આ સમસ્યાનો ઉકેલ એ ન કરી શક્યો. તે આભોજ બની ગયો હતો.

મહારાવશ્રી બોલ્યા "ગોડજી ! મણીં મિયાંણે જો ગુનો માફ કરેમેં અચેતો, સુમારકે ભગવાન પનેં પુછધો. ઇન લૂટજો માલ ધણી ધણી એંકે સોંપી ઇનજી મરજીમેં અચે તડાં ભલે ઈ હલ્યો વંચે. સુમાર !" તે અજબ વ્યક્તિએ ચલાવ્યું. "તું સાગઇ નંચે. તો ભુરા કમ કે અય. પણ આઉં તોકે માફ કરીઆં તો. ફરી તું તોજો મોં મુંકે મવતાઇજ." (ગોડજી ! બધા મિંયાણાઓને તેમનો ગુન્હો માફ કરવામાં આવે છે, સુમારને ઇશ્વર પૂછશે. આ લૂંટનો માલ દરેક ધણીને પાછો સોંપી આપી, એ એની ઇચ્છામાં આવે ત્યાં ભલે ચાલ્યો જાય. સુમાર ! તું નિમકહલાલ નથી. તેં ઘણાજ ક્રૂર કામો કરેલાં છે. પણ તે હું તને માફ કરૂં છું ફરી તું તારૂં મોઢું મને નહિ બતાવતો.)

સરવે જણા અજાયબ થયા. "જીએરા'જીએરા !" નો પ્રચંડ ધ્વની નજીકના ઘરોમાં ફરી વળ્યો.

× × × +

આજે ગોડજી પોતાના આ મનુષ્યાવતારને સાફલ્ય થયેલું માનતા હતા. મિંયાણા જાતિના બે–બે હજાર વીર-પુરૂષોને પોતાની વહાલી જન્મભૂમિથી વિખુટાં થતાં તેમણે અટકાવ્યા હતા. તે "એકનિષ્ઠ રાજભક્ત" હતા. મહારાવ શ્રીના હુકમનું તેમણે અક્ષરશઃ પાલન કર્યું.

સુમરા પાસેથી લૂંટનો જે માલ નીકળ્યો તે દરેક ધણીને બોલાવી સોંપી આપ્યો. અને બે દિવસ સુધી આ લોક સમૂહને લાપસીનું ભોજન આપી પ્રેમપૂર્વક વાગડ તરફ વિદાય કર્યાં કચ્છી જનતા પોતાના ધણીની આ ઉદારતાપર ફીદા થઇ ગઈ હતી અને તે દિવસથી "દેશરા'–કાં–પરમેશ્વરા" ની કહેવત ચાલુ થૈ હોય એ બનવા યોગ્ય છે.

મહારાવશ્રીની ક્ષમા વીર સુમારને સાલતી હતી પશ્ચાતાપથી તેનું અંતઃકરણ બળી રહ્યું હતું. તેણે મહા-રાવશ્રીના દર્શન કરવાને ઘણી કોશિશ કરી પણ ફાવ્યો નહિ આખરે તેનું શું થયું તે કૈં ચોકસ જણાયું નથી.

હજુ પણ વાગડના મિંયાણા અબડાસા તરફ જ્યારે આવે છે ત્યારે આ ગોડજીના વંશને પ્રેમથી વંદે છે. ÷

## "લાખો–પિત્તર."

"કયો ગોઠ?"

"કોટડી."

"કોટડી કઈ–લાખે પિત્તરવારી?"

÷ (દંતકથાના આધારે.)

આ પ્રશ્ન હજુ પણ કેટલાક લોકો રમુજમાં પુછે છે આ લાખો પિત્તર કોણ ?–કચ્છમાં હમણા પણ એક લોકોક્તિ ઘણીજ પ્રસિદ્ધ છે. "ધીયાં માડુતાં પિત્તર ડીસ–જેં તો આ લોકોક્તિ હું ધારૂં છું ત્યાં સુધી આ લાખા પિત્તરમાંથીજ ઉત્પન્ન થયેલી છે.

લાખો પિત્તર જાતે હિંદુ સંગાર હોવા છતાં તેને પોતાના મિત્રો બચુ અને બરોચની મિત્રતાનો છાંટો કંઇક અંશે લાગેલો અને ચીભડ ચોરીઓમાંથી સંતોષ જેવું નહિ વળતાં આખરે તે એક સ્થળ જમાવી રહેવાના મક્કમ વિચાર પર આવ્યો. પણ એવું સ્થળ કયું ? આખરે તેને મૈયાત્રા અને મથડા ગરાસિયાઓની સંયુક્ત જમીનમાં ધુસી જવાની પોલ દેખવામાં આવી. અને તે માટે તેણે એક સ્થળ પસંદ કર્યું. તે એક નાની ટેકરીપર આવેલી નાની સરખી ગુફા હતી. તેની નજીકજ મૈયાત્રા ગરાસિયાઓની વાડી, માલદે નામનો એક ભગત ખેડતો હતો.

હાલના કોટડી શહેરની ધર્મશાળા પાસેથી નાગરેચા જવાને પસાર થતા સાંકડા રસ્તાના ખૂણાપર કે જ્યાં હાલના શેઠ પ્રેમજી ચંદાની વાડી આવેલી છે તે વાડીના ખૂણાપર તે વખતે એક મોટી સેલોર વાવ તથા વાડી આવેલ હતાં. તે વાડીની નજીકજ એજ રસ્તાપર વાડીની સામે એક નાની સરખી ટેકરી આવેલી હતી અને તે ટેકરીપર આપણા આ નામચીન લાખાજી પિત્તળ રહેતા હતા.

તેમનો ધંધો લોકોને રંજાડવાનો અને લૂંટફાટ કરી બે પૈસા રળવાનો હતો. પેલો ભગતરાજ માલદે ચીડુક

ચીહ્ક થતા કોસનાં દોરડાં પર બેઠે બેઠે માંજર જેવી ચૂંચી આંખો કરી રસ્તાપર નજર નાખે અને જો ત્યાંથી કોઇને આવતું જૂએ એટલે એકાદ કાપ્રી–કે બેત લલકારી લાખાજીને ચેતવણી આપે અને આ સિગનલ સાંભળતાંજ લાખાજીની ત્યાં પધરામણી થાય. પછી તો હરકોઇ બહાને તે મુસાફર લૂંટાયા વગર જાયજ નહિ, લાખોજી હરકોઇ બહાને તેની સાથે વઢે અને આડું આડું બોલી તેને લૂંટીલે. એ તેમનો ધંધો હતો. માલદેની પણ એમાં પાંતી તો ખરીજ.

એક દિવસે ત્યાંથી પસાર થતા સાધુને લૂંટવાને આપણા લાખાજીએ ઇચ્છા કરી પહેલાં તો એ સાધુને તેમણે પોતા પાસે બોલાવ્યો. આડી અવળી વાતો કરી પણ સાર ન નીકળ્યો. એટલે લાખાજીએ ગુસ્સા સાથે એક તમાચો તેને ખેંચી કાઢયો, પણ આજનો બનાવ વિચિત્ર હતો; પહેલવાન લાખાજીએ આ તમાચો ગુસ્સા સાથે માર્યો હતો પણ પેલા સાધુપર તેની કંઇપણ અસર થઇ નોતી. લાખોજી અને માલદે એથી અજાયબ થયા. "આ શું ?" કોસનાં દોરડાંપર ઝૂલતા માલદેવે પોતાના મન સાથે પ્રશ્ન કર્યો. "આ-શું લાખાજીનો તમાચો ખાલી ?" તેણે બડબડતાં પોતાની આંખો ચોળી તે દૃશ્ય ફરી ફરીને જોયું. "નક્કી આમાં કંઇક છે." તેણે વિચાર્યું અને પછી તુરતજ કોસને રેઢો મૂકી તે ત્યાં દોડી આવ્યો. "હાં ! હાં ! લાખાજી!" તે ભગત બોલ્યો. "તમે વિચાર કરો. આ શું ? આતો કોઈ ભગતરાજ છે. તેની સાથે આમ ન વરતાય." ભગતનો એકે એક શબ્દ લાખાજીના હૃદયમાં ચોપડના સોગઠાંઓને ગોઠવે જતો

હતો. ભગતની છળ યુક્ત જબાન લાખોજી સમજી ગયો હતો. તેણે પોતાની બાજી સુધારી અને આજીજી કરતો તે સાધુરાજના ચરણોમાં ઢળી પડયો "મને ક્ષમા કરો." તે લૂંટારો આજીજી પૂર્વક બોલ્યો "મને સુધારો."

મહાત્મા દયાળુ હતા. ધર્મની મૂર્તિ હતા. લૂંટારૂની જબાનપર તેમને ફતવા બંધાયો. તેમણે લૂંટારૂના ગુનાની ક્ષમા અર્પી. હસતાં હસતાં તેને ઉઠાડયો "વત્સ!" તેમણે સ્મિત કરતાં કહ્યું "હવે આવું નહિ કરતો" આટલું કહી તેમણે પોતાની બાંહ્યપર બાંધેલ એક માદળિયું છોડીને તે લૂંટારૂને આપ્યું "આ બાંધ્યું હશે ત્યાં લગી તું મરીશ નહિ." તે સાધુરાજ બોલ્યા "તું નીતિપર ચાલજે કોઈને રંજાડતો નહિ." આટલું કહી સાધુરાજ ચાલતા થયા પણ લૂંટારૂનો જાતિ સ્વભાવ વળી ઊથલ્યો "એની પાસે બીજું પણ કાંઈક હશે હો!" તેમણે પોતાના સાથીને કહ્યું. "એને રસ્તેસર પહોંચતું કરીએ તો આપણને જરૂર લાભ થશે!" તે બડબડયો પછી પેલું માદળિયું પોતાના હાથમાં બાંધી પોતાની ભેઠે બાંધેલ ગોફણ છોડી તેમાં બે એક શેરનો પથ્થરો રાખી ગોફણને જોસથી ફેરવી. એ પથ્થરની એવી તો આબાદ ચીંધણી કરી કે તે રૂં, રૂં કરતું આબાદ સાધુરાજના કપાળમાં વાગ્યું. સાધુરાજ પડયા. માથામાંથી દડદડ લોહી વહેવા લાગ્યું.

લૂંટારૂ અને તેનો મિત્ર ત્યાં પહોંચી આવે તે અગાઉ તે સાધુનો પવિત્રશ્વાસ આ નશ્વર દેહને છોડી ઊડી ગયો, "ગોલીનો લેરૂ કરતાં શીખ્યો છે," માલદે ભગતે નજીક આવતાં ટકોર કરી. લાખાજીએ વખત નહિ ખોતાં તેની

ઝોલીમાં હાથ નાખ્યો. તેની અજાયબીનો પાર ન રહ્યો. કંગાળ દેખાતા સાધુરાજની ઝોળીમાંથી સોનાની એક ઈંટ તથા રાખ મળી આવી. આ શિકારથી બંને મિત્રો ઘણાજ ખુશ થઇ ગયા અને પછી કહેવાની જરૂર નથી, કે તેમનો સ્વભાવ આથી વધુ ઝનૂની અને ઈર્ષાળુ બની ગયો. તેમનો લૂંટફાટનો ધંધો આ પછી દિન પ્રતિદિન વૃદ્ધિગંતને પામતો ગયો અને આખરે લાખાપિત્તરના નામથી મોટા મોટા શૂરવીરો પણ ત્રાસી જવા લાગ્યા.

લોકો દોઢ અને બે–બે ગાઉનો ફેરો ખાઇને પસાર થવા લાગ્યા. તો પણ બીજે ત્રીજે દિવસે કો'કને કો'ક રજ્યો ખજ્યો–ભૂલો–ચૂકો મુસાફર તેમની અળફટમાં આવી જતો. આટલા દિવસ તો ઠીક હતું કે મુસાફરો પાસેનો માત્ર માલજ લૂંટી લેવામાં આવતો પણ હવે તો આ ઝનૂની લાખોજી તેવાઓનું ખૂન કરતા પણ બીતો નો'તો.

લાખોજી આ સર્વ ગુનો પહેલાં આવનાર મુસાફર પર ઢોળતો હતો. તે એક ઠામડામાં ધોળી માટીનો ભૂકો નાખતો પછી તેમાં પાણી રેડીને રાબડી જેવું બનાવી મૂકતો અને ત્યાંથી પસાર થતા દરેક મુસાફરને પોતાની નજીક બોલાવી પૂછતો "આ શું છે?"

"દૂધ"

"ના"

"ત્યારે છાશ હશે !"

"તું આંધળો છે શું ?" આટલું કહી તેઓ ઝનૂનમાં આવી જતા અને લાકડી ગોફણ અગર તલવારથી તેને જ-

ખમી કરી તેની પાસેનો માલ લૂંટી લેતા. આવનાર મુસાફર બિચારો મૂંઝાતો અને પોતાની મગજ શક્તિથી જે કંઈ વસ્તુ હોવાનું લાખાને કહે તે વસ્તુ હોવાનો લાખો ઈન્કાર જાયજ અને આખરે બે-ચાર, તે મુસાફરને ચોપડી તેની પાસેનું બધું યે ઝૂંટવી લે. આ પોકાર ધીમે ધીમે કચ્છની સરહદ વીંઝતો સૌરાષ્ટ્રના પાટનગરના એક વિધાતા જેવી વ્યક્તિના કાનોપર અથડાયો તેનું નામ મામૈયો હતું.

× × × ×

મામૈયો જાતે મેઘવાળ હતો. તેની ઉત્પતિ વિષે કહેવાય છે, કે નગરસમૈના[1] જામ લાખા ધુરાપર વિવાહ ત્રુટવાના સબબસર સેંકોટ[2]નો રાજા કનોજસિંહ ચાવડો ચઢી આવ્યો. કનોજસિંહનું લશ્કર મોટું અને મજબૂત હોવાથી લાખો ગભરાયો; તે હતાશ થઇ ગયો. પણ એક બ્રાહ્મણે[3]

(૧) હાલનું નગરઠઠ્ઠા.

(૨) ખેરગઢના રાજા સાલીવાહન ગોહેલની કુંવરી ગોડરાણી ( કેટલાક પુસ્તકોમાં એ રાજાનું નામ સૂર્યસિંહ ગોહેલ અને કુંવરીનું નામ ચંદ્રકુંવરબા હોવાનું જણાવે છે.)નું સગપણ સેંકોટના મહારાજા કનોજસિંહ ચાવડા સાથે થયેલું પરંતુ પોતાની સખીઓ સાથે વાદવિવાદમાં ચઢતાં ગોડરાણીએ સિંધપતિ લાખાધુરારાને પરણવાની પોતાની ઈચ્છા જાહેર કરી, અને તેણી લાખાધુરારાને પરણી ગઈ. આ વેરનો બદલો લેવા માટે કનોજસિંહ ચાવડો કાબુલના શાહની મદદ મેળવી સિંધપર ચઢયો. સિંધપતિ લાખાધુરારા સામે યુદ્ધ કરતાં કનોજસિંહ સૂરો થયો. અને તે આજે પણ (નારાયણ સરોવર પાસે તેનો મકબરો આવેલો છે અને તે)પીર તરીકે પૂજાય છે.

(૩) કેટલાકોનું કહેવું છે, કે તે સારસ્વત હતો.

તેને હિંમત આપી પ્રયાણ કરાવ્યું અને કહેવાની ભાગ્યેજ જરૂરત રહે છે, કે કનોજસિંહે ઘણી બહાદુરી બતાવ્યા છતાં પણ તે હારી ગયો. તેના લશ્કરનો મોટો ભાગ કપાઇ ગયો. અને આ મહા યુદ્ધમાં કનોજસિંહ મરાયો. લાખાનો સંપૂર્ણ વિજય થયો.

લાખો ધુરારો એક કદરદાન મહારાજા હતો. તે વિજેતા થયો પણ તેનું અભિમાન એને નો'તું. પેલા બ્રાહ્મણને તેણે પોતાનો ગોર બનાવ્યો પણ કહેવાતો બ્રાહ્મણ આ વખતે મેઘવાળ બની ગયો હતો.

હકીકત એવી હતી કે નગરસમૈના એક બ્રાહ્મણને ચાર પુત્રો હતા. વૃદ્ધપિતાનું મરણ થતાંજ સૌથી નાનો પુત્ર કેટલાંક હસ્તલિખિત પુસ્તકો ઉપાડી ચાલતો થયો કે જે પુસ્તકોમાંની વિદ્યા આ દુનિયાનું રાજ અપાવવાને શક્તિમાન હતી. પુસ્તકો ચોરાઇ ગયેલાં જાણી ત્રણ ભાઇઓ તેને પકડવા દોડયા.

નાનોભાઈ ઘણોજ ચપળ હતો. પોતાના મોટા ભાઈઓને કેટલીક ગલ્લીકૂંચીઓમાંથી ભૂલાવી પોતે એક મેઘવાળના ઘરમાં આવી ભરાઈ ગયો. પેલા મેઘવાળને પોતાપરની બધીએ વીતક વાર્તા કહી. ભગતરાજને દયા આવી. "બિચારો બ્રાહ્મણ નાહકનો માર્યો જશે." એ ચિંતાથી તેણે તેને પોતાની યુવાન કુંવારી પુત્રી સાથે અંદરના ઓરડામાં સૂવાડી દીધો. બે–એક કલાક પછી ત્યાં એ ત્રણ બ્રહ્મ પુત્રો પણ આવી પહોંચ્યા. " ભગત! અમારો ચોર"

તેમણે ગુસ્સામાં કહ્યું "તેં સંતાડયો છે. એને જલદી બાહેર કાઢ નહિતર તારા ઘરને બાળી મૂકશું." ભગતરાજે અજાયબી બતાવતાં કહ્યું "બાપલા! તમારો ચોર અને તીને હું રાખું ઈતો બનેજ નહિ. મા બાપ! હું નિર્દોષ છું."

"તારા ઘરમાં કોણ કોણ છે ?" તે ત્રણ ભાઈઓએ પૂછયું.

"મારા ઘરમાં હું મારી ઓરત તથા મારો જમાઈ અને દીકરી."

"એટલે બધા મળીને ચાર જણા છો એમ ને ?"

"જીહા માબાપ. તી સવાય જો પાંચમો કોઈ નીકળે તો હું તમારો ગનેગાર."

"ઠીક છે." મોટો ભાઈ બોલ્યો. "વખતે આપણને બાતમી આપનાર જૂઠું બોલ્યો હોય, માટે આ બાબતની પક્કી તપાસ કરવી જોઇએ." આટલું કહી તે ત્રણ બ્રહ્મકુમારો એ મેઘવાળના ઘરમાં દાખલ થયા. તેમણે બધું ફરીને જોયું, તપાસ્યું અંદરના ઓરડામાં બે જણાઓને તેમણે ઘોર નિદ્રામાં ઘોરતા જોયા તેમની શંકાનું સમાધાન થઈ ગયું એટલે તેઓ ચાલી નીકળ્યા.

તેમના ગયા પછી તે ભગતરાજે તે 'શાહ'ને ઊઠાડયો બનેલ હકીકત કહી સંભળાવી અને વધુમાં તેણે તે બ્રહ્મકુમારને પોતાનો જમાઈ થવાને આગ્રહ કર્યો, આજુ બાજુના સંયોગો તથા તે ભગતરાજની ઉદારતા ધ્યાનમાં લઈ તે બ્રહ્મકુમાર એ મેઘવાળનો જમાઈરાજ બન્યો. ભગત

રાજના ઘરમાં રહી તેણે ખૂબ 'યોગ વિદ્યા' સંપાદન કરી અને આપણે ઉપર જોઇ ગયા છીએ તેમ છેલ્લે તેણે લાખા ધુરારાને કનોજસિંહ ચાવડા સામે લડતાં વિજેતા બનાવ્યો હતો. અને તે ઉપકારના સ્મરણુ તરીકે તેણે તેને પોતાના ગોરની પદવી અર્પી હતી. પણ તે બ્રાહ્મણે "હું મેઘવાળ છું" એવો ખુલાસો કર્યો ત્યારે તેને પોતાના દેવ–પીર તરીકે માનવાનું ફરમાન જાહેર કર્યું.×

આ પીરની સ્રીને થોડાક મહિના બાદ ઓધાન રહ્યું તેનો પ્રસવ થતી વખતે તે પીરે પોતાના પુસ્તકોમાં જોયું તો જણાયું કે બે–એક કલાક પછી જન્મનાર બાળક મોટો પ્રતાપવાન અને કોઇક દેવાંશી બનવો જોઇએ. પ્રસવકાળ તદ્દન નજીક આવેલો હતો તોપણ આ મહત્વાકાંક્ષી બ્રહ્મદેવે પોતાની ઓરતને એક મજબૂત તંગ (કાછોટો) ચઢાવી દીધો. બરાબર ધારેલો સમય આવતાં તંગ છોડી નાખવામાં આવ્યો. અને તે બ્રહ્મકુમારના પુસ્તકના ફરમાન પ્રમાણેજ તે સ્રીને એક દેવાંશી અને મહાન ચમત્કારીક બાળક જન્મ્યો. પણ તેના જન્મ વખતે તેની માતાને તંગ બાંધવામાં આવેલો જેથી તેનું નામ "**માતંગ પડ્યું**." આ માતંગ દેવની તેરમી પેઢીએ વિ. સં. ૧૨૦૦ લગભગમાં મામૈ નામનો એક પ્રખ્યાત પુરૂષ થયો, જૂનાગઢ રાજવી રા'ખેંગાર (ચોથા)નો એ જીવજાન દોસ્ત થતો હતો. અને

× અદ્યાપિ પર્યંત કચ્છના રાજવી અને તેના ભાયાતોમાં રાજ્ય તિલક વખતે આ માતંગ દેવના હાથે ચાંદલો લેવાનો રિવાજ કાયમ છે.

આપણી આ વાર્તાના સમયમાં તે જૂનાગઢમાં હાજર હતો લાખા પિત્તરનો ત્રાસ પોતાના કર્ણોપર આવતાં તે કચ્છ તરફ આવવાને રવાને થયો.

× × × ×

મૈયાત્રા મથળા જમીનદારોના વખતમાં એ જમીનપર મેઘવાળો પણ તેમના જેટલેજ દરજ્જે જમીનદાર હતા. અનુમાન પ્રમાણે સોએક ઘર માત્ર મેઘવાળોના ત્યાં હતા.[1] મેઘવાળોએ તથા આજુ બાજુના પ્રદેશીય મનુષ્યોએ મામૈયાનું સ્વાગત કર્યું. અને મેઘવાળોના વાસની નજીક એક ટેકરીપર મામૈયા દેવનો મુકામ થયો.[2]

ત્યાંથી આ માલદે ભગતની વાડી સ્પષ્ટપણે જોઈ શકાતી હતી. મામૈયો દેવ તે દરરોજ તાકી તાકીને જોતા હતા. લાખા પિત્તરની દરેક હિલચાલ આ જગાએથી સ્પષ્ટ જોઈ શકાતી હતી. લાખોજી એથી અજ્ઞાત હતા.

મામૈયો ઘણી ઘણી યુક્તિઓ અજમાવે પણ એ લાખોજી હાથમાં ન આવે. મામૈયો દેવ હતાશ થવા લાગ્યા. પણ તે દિલગીરી થોડાકજ દિવસ ટકી રહી. હવે લાખાજીનું મોત નજીક આવ્યું હતું. મામૈયા દેવે હજુ ધીરજ ખોઇ નો'તી.

---

(૧) માનવાને કારણ મળે છે કે મૈયાત્રા અને મથળાઓની જેમ મેઘવાળોનો પણ એકવાસ ઈલાયદો તે વખતે હોવો જોઇએ. એ વખતે હાલની કોટડી નો'તી.

(૨) આ ટેકરીપર હાલ દરબાર ગઢ ઊભેલું છે.

એક દિવસ માલદે ભગત ખુશ મિજાજીમાં કોસ હાંકે જતો હતો. મધ્યાનને થોડોક વિલંબ હતો. તે વખતે લાખો પિત્તર એ સેલોર વાવમાં નાહવા ઊતર્યો. મામૈયો દેવ આ વખતે તેનુંજ ધ્યાન ધરી રહ્યો હતો.

લાખો પિત્તર વાવમાં ઊતર્યો. તે એક વીર પણ બેદરકાર યોદ્ધો હતો. પેલા સાધુરાજનું આપેલું માદળિયું છોડી પોતાના લૂગડાંઓની સાથે પગથિયાપર રાખ્યું અને પોતે શૂરાતનની ખૂમારીમાં નાહવા લાગ્યો તેના હાસ્યનો કિલકિલાટ પીરના કર્ણોપર આવતો હતો.

મામૈયાએ પોતાની સર્વ વિદ્યા અને બળ એકત્ર કરી એક મોટી **શિલા** ઉપાડી બે–એક સેકંડ સુધી તે વાવ તરફ તાકી રહ્યા પછી પોતાની યોગ શક્તિ સાથે તે ભયંકર **શિલા** વાવ તરફ ફેંકી.

સમર્થ અંજની પુત્ર હનુમાનજી એક મોટો પહાડ ઉપાડી જતા હોય તેવો એ દેખાવ હતો. માલદે અને લાખોજી ચેતે તે અગાઉ તે ભયંકર શિલા વાવના ભાલ સાથે અથડાઈ, બસ થઇ ચૂક્યું. એકજ કડાકાથી તે વાવ પડી ગઈ તેનો ઉપરનો "ભડ" લાખાજી પર ધસી પડયો અને માલદે ભગત કોસનાં દોરડાંપર હીચકા ખાતો કોસ હાંકી રહ્યો હતો તેને આ અકસ્માતનો ધક્કો લાગતાં તે પણ વાવમાં ઊથલી પડયો. વીજળીનો માત્ર એકજ ઝબકારો થાય તેટલા ટુંક વખતમાં એ વિશાળ સેલોર વાવ, તથા બદમાશોનો સરદાર લાખો પિત્તર, અને તેનો પે'લો ભા-

ગીદાર માલદે એ ત્રીપૂટીનો અંત આવી ગયો. અને આ યશ ખાટયા પછી કેટલાક વરસો સુધી રોકાઈ મામૈયો દેવ પાછા મોટી ધામધૂમ સાથે જૂનાગઢ તરફ રવાના થયા.[1]

---

(૧) મામૈયા દેવે જે જગાએથી ચીંધણી કરી હતી તે જગોએ એક ઓટલો બાંધવામાં આવ્યો છે. તથા તે પર મામૈયાના પગલાં કોતરવામાં આવ્યાં છે. (પગલાં જોવામાં આવતાં નથી. ઓટલાના પથ્થરા ઘસાઇ ગયા છે જેથી સંભવ રહે છે કે વખતે એને પણ કલર લાગેલો હોય.) જે ટેકરીપર મામૈયાને ઉતારો આપવામાં આવ્યો હતો તે ટેકરીપર હમણાં દરબાર ગઢ ઊભું છે. કહેવાય છે, કે આ પ્રદેશમાં આવ્યા પછી મામૈયો દેવ જુદા જુદા ગામોએથી પરણ્યા હતા અને હજુ પણ તે તે ગામોમાં તેમના વંશજો "માતંગ પીર" તરીકે ઓળખાય છે. આગળથી ચાલ્યા આવતા રવૈયા પ્રમાણે માતંગ પીરની પાઘ દરેક (વંશવાળાઓ)ને અનુક્રમે બંધાતી આવે છે ( આ લખતી વખતે મામૈયા દેવની પાઘ 'રવા'ના રહીશ અને તેમનાજ એક વંશજને બંધાવવામાં આવી છે અને તે આ વખતે મેઘવાળોનો પીર કહેવાય છે) અને તે ક્રિયાની શુભ શરૂઆત આ ઓટલા પરથી કરવામાં આવે છે. નવા થનાર માતંગપીરને મામૈયા દેવની પાઘ આ ઓટલાપર અદ્યાપિ બંધાય છે.

આ શહેરની જમીનપર મથળા, મૈયાત્રા અને મેઘવાળ એ ત્રણે જણા સરખે હિસ્સે ભાગીદાર હતા; મામૈયા દેવના પુત્ર ખીમામાતંગે માતંગરા નામનું તલાવ બંધાવેલું (આ તલાવ કોટડીની દક્ષિણ બાજૂએ નાગરેચા તરફ જતાં જમણા હાથ પર આવેલું છે) તે વખતે મામૈયા દેવે ભાંખેલું કે,

ડીસે કલર માતંગરા, થીયે ખેરજા ઝાડ.
કોયે મ રોજા બેલીયા, સુંઝું છડીજા વાસ.

# "સોનારી વાળી ભીટ્ટ."

૧

વિશાળ ધારાગર શહેરનો નાશ થયા પછી ચાણક્ય સમ નિતિજ્ઞ અને શૂરવીર રાજગોર માધુ મહારાજની આણ નીચે માધાપરની નવીન સ્થાપના કરવામાં આવી અને પાએક સૈકાની અધવચ્ચે આ પખેરાજનો પણ અંત આવ્યો. અને માધા મહારાજના મુખ્ય સૈનિકોનો દરજ્જો ધરાવતા સંગારોએ નવા વાસની પુનઃ સ્થાપના કરી. સંગારોના મુખીઓના નામ જખરો અને ભીમજી હતું.

પહેલાં તો ભાઈઓમાં સલ્લાહ સંપ સારો હતો પણ આખરે દગાથી પડાવેલી જમીન હાથમાંથી સરકી જવા લાગી. ભાઈઓ આપસ આપસમાં અટક્યા "આ નવા વાસનો માલિક કોણ ?" બધા સંગારોએ મહેનત અને ખર્ચ એક સરખુંજ કર્યું હતું તો પછી દરેકને સમાન હક્ક શા માટે

---

(જ્યારે આ માતંગરામાં કલર પેદા થાય અને તમારા આંગણામાં ખેરનું ઝાડ ઊગે ત્યારે તમે તમારા વાસમાંથી ચાલી નીકળજો; કારણ કે તે પછી ત્યાં રહેવું તમારા માટે સલામતિ ભર્યું નથી.)

આજ વીસેક વરસ થયા મામૈયા દેવની ભવિષ્યવાણી ખરી પડી છે અને તે સબબે કેટલાક મેઘવાળો આ શહેરને છોડી ચાલ્યા ગયા છે. ૧ ટેકરી.

(બ્રહ્મદેશ તા. ૨૦ એપ્રીલ. ૧૯૨૯)

લેખક.

નહિ ? તકરાર વધતી ચાલી અને માધા મહારાજનું પ્રાયશ્ચિત કરવા જેવા સંયોગો ઉથસ્થિત થાય તેવામાં કેટલાક ડાહ્યા લોકો વચ્ચે પડવાથી એક ઠરાવ થયો. "જખ દેવના થળા ઉપર જેના હાથમાં દીપકની જોત આપો આપ પ્રગટે તે આ શહેરનો માલિક." કરાર નક્કી થયો. અને ગામને પાદરે આવેલ જખદેવના થળા ઉપર સરવે એકઠા થયા.

અનુક્રમે એકપછી એક સંગાર જાતિના દરેક પુરૂષોના હાથમાં ઘૃતયુક્ત દીવો આપવામાં આવ્યો. ઢોલ શરણાઇ જોસથી વાગવા લાગ્યાં પણ ફોકટ. આઠેક દિવસ પસાર થઇ જવા છતાં જખ દેવતાએ આ નવા વાસ માટે કોઇને પસંદગી ન આપી. સત્તાના ચાહકોએ હૃદયમાં જખદેવોની ખૂબ મોટી બાધાઓ માની પણ એ દેવો લલચાયા નહિ. સંગારો હતાશ થયા. આખરે જામોતર જખરાના દોહિત્રના હાથમાં દીવો આપવામાં આવ્યો.

ઘણી વાર્તાઓમાં જેમ સાંભળવામાં આવે છે તે મુજબજ આ બનાવમાં દોહિત્ર રાજનું કિસ્મત ઉઘડયું. જખદેવનો પવિત્ર દીપક સ્વયં પ્રગટયો અને સંગારોનો ઘણો મોટો ભાગ આ "દીઓ બોઆણું" (દીપક પ્રગટયો) ના અવાજ સાથે ખીલી નીકળ્યો. દોહિત્રરાજ (રાઠોડ)ના નસીબે યારી આપી. તેઓ સંગારોના દોહિત્ર મટી જાગીરદાર બન્યા અને તુરતજ આ દોહિત્રરાજના નામનો દસ્તાવેજ કરી આપી સંગારોએ તેને પોતાનો માલિક બનાવ્યો. અને તે દિવસથી આ ગામ "બોઆ" ના નામથી પ્રસિદ્ધ થયું. અને તેના માલિકો પણ "બોઆ" જાતિના નવા લિબાસમાં

કચ્છી જગતપર "બોઆ"ના નામથી ઓળખાવા લાગ્યા. ધણીઆતું ગામ થતાં તેમાં લાખા, ઘેલડા મોડ આદિ જાતના ખેડૂતો આવીને વસ્યા અને તેમનામાંથી કેટલાકો ધનના બળથી જમીન ખરીદી ગરાસિયા પણ બન્યા.

માધા મા'રાજની ખાંભી કોટડીથી મંજલ જતાં લગભગ દોઢેક ગાઉ ઉપર રસ્તાપર જમણી બાજૂએ આવેલી છે. અને ત્યાં માધાપર નામનું એક ગામ એ માધા મા'રાજે વસાવ્યુ હતું એવી ( દંત )કથા છે. સંગારો જખદેવના પૂજારી કહેવાય છે.

સાભરાઈના એક શ્રીમંત ભાટીઆએ આ જખના થળા ઉપર એક શિખરબંધી દેવળ ચણાવવાનું શરૂ કર્યું પણ તેને સ્વપ્નામાં જખદેવતાઓએ તેમ કરવાની મનાઇ કરેલી છતાં પણ તેણે તે કહ્યું નહિ માનતાં પોતાનું કામ ચાલુ રાખ્યું. પણ ઉપરનો ભાગ તદ્દન તૈયાર થઈ રહેતાં તે એકજ રાત્રિમાં જમીનદોસ્ત થયું. આ પછીજ તે શ્રીમંત ભાટીઆએ તે કાર્ય પડતું મૂકયું. અને આજ પણ એ જખના થળા પાસે તે ઘુમટની મોટી લાદીઓ દૃષ્ટિ ગોચર થાય છે. આ બોઆ અને ચીઆસરના સરિયામ રસ્તાની વચ્ચે એક મોટી ટેકરી ઊભેલી છે; અને લોકો તેને "સોનારીવાળી ભીટ્ટ"ના અભિધાનથી સંબોધી ઘડીભરના માટે દિગ્મૂઢ બની જાય છે.

બચુ અને બરોચ[1] નામના બે રજપૂત ભાઈઓ આ ટેકરીપર રહેતા હતા. શૂરવીર–ઘણાજ શૂરવીર હતા. મરદોના મોવડી અને શૂરવીરોના સરદાર હતા. ઘડીભર શાર્દૂલ

(૧) ઘણું કરી તેઓ સંગાર હતા.

રાજપણ તેમની ગર્જનાથી ભયભીત બની જતા એમ માનવામાં પણ અતિશયોક્તિ નહિ કહેવાય.

વખત બાર ભાઈઓ હતો. મારે તેની તલવાર હતી. **ફત્તેહ મહમદનું** નામ હજુ પ્રકાશ્યું નો'તું. રાજ્યશકટ ધીમે ધીમે ગૂંચવાએ જતું હતું. પ્રજા દુઃખની જીણી બૂમ પાડતી હતી. તેવામાં આ બે ભાઈઓ ફૂટી નીકળ્યા. તેમના ત્રાસના ડંકા ટુંક મુદતમાં વાયુ વેગે કચ્છના પૂર્વ અને પશ્ચિમ ભાગમાં સંભળાઈ ચૂકયા. "છે કોઈ માડિ જાયો વીર" નો પોકાર જ્યાં ત્યાંથી સંભળાવા લાગ્યો.

મોટા મોટા શૂરવીરો પણ હિંમત હારી ગયા હતા. ઘણા દાવપેચ અજમાવવા છતાં આ બે ભાઈઓને તેઓ કેદ નો'તા કરી શકતા. આ રસ્તેથી પસાર થનાર મુસાફર સહિસલામત પાછો નો'તો ફરતો, જો કોઈ ખુશીથી તેમને આધીન થાય તો ઠીક નહિતર તેનો જાન લેવામાં પણ આ વરૂઓ બીતા નો'તા. છેલ્લા પાંચ વરસમાં તો તેમણે સંખ્યાબંધ નરપુરૂષોની આહુતિઓ લીધેલી અને પાંચ દશ નહિ પણ સેંકડો સુંદર ઓરતોને તેમણે વિધવા બનાવી મૂકી હતી. "બચુ કાં, બરોચ મરેં યા માંધા થીએં." એ ભાવના વૃદ્ધ, યુવાન-સ્ત્રી, કે પુરૂષ-સૌ જગતના નાથની પાસે રજુ કરવા લાગ્યા. તેમના ત્રાસની ગાથાઓ સાંભળી મોટા મોટા યોદ્ધાઓના ગાત્ર ધ્રૂજી ઊઠતા. કેટલાકો પડકાર કરતા પણ એ તો મરવાને માટેજ જન્મ્યા હતા. તેમને મોતની દરકાર થોડીજ હતી કે જે છોડી દે! તેમનો લૂંટફાટનો ધંધો દિન પ્રતિદિન ધીકતો ચાલતો હતો.

સુખપર×ના એક સોની[1] પોતાના લાડીલા પુત્રને પરણાવવા મોથાળે ગયા હતા. જાનમાં દસેક ગાડાં હતાં. હોંસીલો વરરાજા હૃદયમાં કૈંક જાતના કોડ એકઠા કરી પોતાની પ્રિય સહચરી સાથે મોથાળેથી પાછો ફર્યો હતો. પાણીદાર બળદોની ડોકમાં ઘૂઘરમાળાઓ ઘમકતી આવે. "ઢોલીડા ધ્રસૂકે લાડી" "લીલી ઘોડીને લાલ લગામ"ના ગીતો ગવાતા આવે. પગેરાંઓ થોડી થોડીવારે બંદૂકોના બાર કરાવતા આવે. એવી ધામધૂમ સાથે એ સંઘ આ ભયંકર ખીણમાં દાખલ થયો. "શું થશે ?"એવી ભીતી દરેકના હૃદયમાં પ્રગટી. કેટલાંક જણાં આફતની આગાહી કલ્પી અર્ધ મૃત્યુ અવસ્થાને ભોગવી રહ્યાં હતાં. જ્યારે કેટલાંક પોતાની રહી સહી શક્તિને ટકાવી રાખવાને આત્મ સંયમ કરી રહ્યાં હતાં. જાન ધીમે ધીમે ભયંકર ડુંગરો પસાર કરવા લાગી. લોકોના હૃદયમાં કૈંક શ્રદ્ધા બેઠી કૈંક છૂટકારાનો શ્વાસ ખેંચાયો તેવામાં એક ગોળી સામેથી આવી વરરાજાના વેલવાણની છાતીમાં પેસી ગઇ. હા ! હા ! કે'તો એ પડયો. બધા ગભરાયા ધડોધડ લોકો હેઠા ઊતર્યા. "વરરાજાને સંતાડો" એક જણે કહ્યું " આ કાર્ય પેલાઓનું છે. ગભરાઓ નહિ તૈયાર થઈ જાઓ. અહીંથી જીવતા જવાય તેવું નથી તો પછી અમર થઈને શા માટે ન મરવું ?" આ યુવાન બીજાઓને ઉશ્કેરી રહ્યો હતો. તેવામાં બીજી એક ગોળી આવી અને બરોબર એજ યુવાનના કપાળને વીંધતી આરપાર નીકળી

× ફરાદિયાવાળી.

(૧) પરજીઆ (હિંદુ) સોની.

ગઇ. લોકો મુંઝાયા—ગભરાયા. ગોળીઓ કયાંથી આવે છે તે સમજી શકાયું નહિ, પગેરાંઓએ સામા બાર કર્યા પણ ફોકટ. સામેથી આવતો મારો દર મિનિટે વધતો જતો હતો. જાણે એકજ વખતે દસ—વીસ—મનુષ્યો મારો ચલાવતા હોય તેવો એ પ્રહાર હતો. ધડો ધડ માણસો પડવા લાગ્યાં. સામેની ગોલીઓએ પગેરાંઓને પણ અપનાવી લીધી.

હાય ! હાય ! કરતા લોકો મરવા લાગ્યા. દોડે પણ જાય કયાં ? ત્રણ બાજૂએ ડુંગર એક બાજૂએ ખાઈ તેમાંથી બચાવવાનું પણ કહે કોને ? મારો કરનારા પણ દેખાતા નો'તા. યમરાજાની સહચારીણી ગોળીઓએ એક પછી એક બધાને ચૂંટી લીધા. આખી જાનમાંથી ત્રણ જણાં બચ્યાં એક વરરાજા, કન્યા અને લૂણગોરી.

યમરાજ જેવા બે દૂતો ડુંગરપરથી હેઠળ ઊતર્યા. તેમના હાથોમાં જામગરી અને બંદૂકો દેખાતી હતી. દયાહીન દૂતો તેમની નજીક આવ્યા. "કોણ છો?" મોટાભાઈ બચુએ પ્રશ્ન કર્યો.

"સોનારા"

"કયાંના ?"

"સુખપરના"

"આ કોણ છે ?"

"મારી ઓરત"

વરરાજા રડતાં રડતાં બોલી રહ્યો હતો. " તમોને જોઇએ તે લઈ લ્યો. અમોને કૈં ઈજા કરશો નહિ........"

'બેસ, બેસ' એક યમદૂત વચ્ચે બોલ્યો. "તેં અમારૂં નામ નો'તું સાંભળ્યું ? તમે જાણુતા હતા, કે આ જગોએથી પસાર થવામાં ભય છે. તો પછી આવ્યા શા માટે ?"આટલું કહી તે યમદૂત જરા આગળ વધ્યો અને યૌવનમાં તરબોળ થયેલી બાળાનો હાથ પકડી જરા ઉદ્ધતાઇથી બોલ્યો "હવે આ મારૂં ઘર શોભાવશે. તમો અહીંથી જીવતા જવાને માગો છો ? "

"ના" એક તિરસ્કાર યુક્ત હાસ્ય કરી યુવાન વરરાજાએ કહ્યું.

"વારૂં તમો મરવાને ખુશી છો ?"

"હા"

"ઠીક છે." આટલું કહી તે બે યમદૂતોએ પોતાની બંદૂકો ઉંચે કરી નિશાન ચીંધ્યું. જામગરી દાગી અને એકજ મિનિટની અંદર વરરાજા અને નિર્દોષ બિચારી કન્યા—લૂણુગોરીનો પ્રાણુવાયુ "લગ્ન"માં ભેળાઈ ગયો. તેમનાં સ્થૂળ શરીરો જમીનપર ઢળી પડયાં. નવયૌવના બેશુદ્ધ બની ઢળી પડી.

× × × ×

આવો પ્રલયકાળ વર્તાઇ ગયો છતાં પણુ તે દૂતોના હૃદય પટપર કોઇપણુ જાતના વિષાદની છાયા જણુાતી નો'તી. યુવાન સોનારણુ બચુની બાથમાં સપડાઇ. એ બિચારી શું કરી શકે તેમ હતું ? તેણીએ આ બે જણાઓનો નાશ કરવાને એક યુક્તિ રચી અને આખરે તેમાં ફાવી.

એક દિવસે બપોરે બચુ એક બાજુના ડુંગરપર લટાર મારતો હતો એ તકનો લાભ લઇ તેણીએ બરોચને પોતાની

પાસે બોલાવ્યો. "બરોચ ! તું બહુ રૂપાળો છે હો !" તેણીએ પાસા ફેંકવાનું શરૂ કર્યું. "તારો ભાઇ તારા જેવો નથી હો ! તું મને ઘણો જ ગમે છે. પણ તારો ભાઈ........" આટલું બોલી તેણી ચૂપ રહી. અને તેણીના આ જાદૂએ બરોચપર જોઇતી અસર કરી.

તે દિવસથી બચુ અને બરોચનાં મન જૂદાં થઈ ગયાં. હૃદયમાં ઝીણી ચીનગારી પ્રગટી નીકળી હતી. અજાણ્યા બચુપર હુમલો કરવાને એનો ભાઇ ટાંપી બેઠો હતો.

એક દિવસે બપોરના વખતે શિકારની રાહ જોતા આ બે યમદૂતો પોતાની ટેકરીપર બેઠા હતા. ઘણો વખત પસાર થઇ જવા છતાં કોઈ દેખાયું નહિ. એટલે કંટાળીને બચુએ જરા આડું પાસું કરવાની ઇચ્છા જણાવી. તે પોતાના ભાઈની સાથળપર પોતાનું મસ્તક રાખીને સૂતા. આજે બચુનું આયુષ્ય પુરૂં થતું હતું અને તેની છેલ્લી ઘડી પણ લેખાતી હતી. દોઢેક કલાક પછી બચુ નિદ્રાધિન થયો. એ વખતે યુવાન બાળા સાથે પ્રેમ માણવાના મનોરથો યોજતા બરોચે પોતાની ભેઠમાંથી ખંજર કહાડી પોતાના મા જણ્યા વહાલા ભાઇની છાતીમાં જોસથી ઘોંચી દીધું. અને તેજ ક્ષણે સનનન્ કરતી એક ગોળી આવી બરોચને વીંધતી સામે પહાડના પથ્થરમાં ચોંટી ગઇ. બરોચે પાછળ જોવાને મહેનત કરી પણ વ્યર્થ હતું. તેમનો શ્વાસ એકાદ બે ઘડીનું જીવન સેવી રહ્યો હતો. તેટલા વખતમાં તે વીર યૌવના ત્યાં આવી પહોંચી પણ આ વખતે તે એક ચંડિકા બનીને આવી હતી. તેના માથાના બાલ છૂટા હતા. એક હાથમાં બંદૂક અને બીજા હાથમાં ખંજર શોભી રહ્યાં

હતાં. જીવન પંથના તદ્દન છેલ્લાં પગથિયાં ઘસતા બચુ અને બરોચ તેણીને પીછાણી ન શકયા. એ વીર ચંડિકાએ પોતાની છાતીમાં ખંજર ભોંકી લોહીનો ધોબો ભરી તે યમદૂતોના પાપી શરીરપર છાંટી ત્યાંજ ભોંયપર ઢળી પડી.×

× આજે પણ કોટડીથી ચિયાસર તરફ જતાં બેએક ગાઉ ઉપર ( બેઆથી એકાદ ગાઉ ઉપર ) આ ભીટ્ટ (ડુંગર) આવેલ છે. અને તે 'સોનારી વાળી ભીટ્ટ'ના નામથી ઓળખાય છે. ત્યાં મૃત્યુ પામેલા સોનારા અને તેમના સંગાથીઓના પાળિયા-કબ્રસ્તાન આદિ આવેલું છે તથા યુવાન વરરાજા અને તેની પાછળ મરાયેલી બિચારી લૂણગોરીના પાળિયાઓ પણ હજુ ત્યાંજ ઊભેલા છે. અને બચુ બરાચના કાળાં કૃત્યોની ઝાંખી જનતાને કરાવી રહ્યા છે. બચુ-બરોચના રહેઠાણની મેડી જીર્ણ હાલતમાં તે ડુંગરપર હજુ કાયમ છે. બચુ-બરોચના પાળિયાં પણ ત્યાંજ મેડી પાસે પડેલાં છે. વાચક બંધુઓ તમો કલ્પી શકશો, કે આ બધામાં ખરેખરૂં વીર કોણ ?

વીર વીરાંગના નવવધૂ-કે જેણે આખરે પોતાના દુશ્મનોનો બદલો મેળવ્યો અને તે ઉપરાંત બીજા મુસાફરોને પણ આવા ભયંકર ત્રાસથી મૂક્ત કર્યા.

કહેવાય છે, કે આ બચુ અને બરોચને કોઇ એક યોગેશ્વરે વરદાન આપેલું કે "કોઇ પણ મનુષ્યના હાથેથી તમો મરી શકશો નહિ સિવાય, કે તમારા ( બે ભાઇઓ )માં અસંતોષ પેદા થાય." અને એ પ્રકારના આશીર્વાદના બળથીજ તેમણે આટલી સીમા પર્યંતનો ત્રાસ ફેલાવ્યો હતો. આખરે તેમના છેલ્લા સિતમે જનતાના કાનમાં તોબાની આંગળીઓ પરોવાવી અને આખરે આપણે જાણીએ તેમ એ વીર વીરાંગનાએ પોતાની હોશિયારીથી તેમનો અંત આણ્યો.

# " બાપની ઇચ્છા. "

૧

થરપારકર-દેશના શૂરવીર મહારાજા વિયાસ મકવાણા પોતાના જીવનનો છેલ્લો શ્વાસ ઘૂંટી રહ્યા હતા. તેમની બિમારીએ આજે ગંભીર રૂપ પકડયું હતું. તેમના કુંવરો, ભાયાતો અને સુભટો આજે તેમની શય્યાની આસપાસ ફરી વળ્યા હતા.

---

ધારાગર શહેરની હસ્તી કયારે હતી તે હજુ ચોકસ થયું નથી. તોપણ તે નામનું એક શહેર આ બાજુ હતું એવું તો અનુમાન ચોકસજ થઈ શકે છે. અનુમાન અને શોધખોળ કરતાં જણાયું છે, કે આ ધારાગર શહેર બધે ભાગે નહિ તોપણ કેટલેક ભાગે વીર વિક્રમની ઉજ્જેની નગરીને મળતું હતું. તેનો ઘેરાવો એક યોજન (૪ ગાઉ)નો ધારવામાં આવે છે. અને બોઆ ગામની આસપાસ ૧॥-૨ ગાઉના ઘેરાવામાં સહજ ખોદ કામ કરતાં કોઇ જગોએથી મનુષ્યોના હાડકાં તો કોઈ જગોએથી કુંભારના નીંભાડાનાં ઠીકરાંઓ-રાખ-વિગેરે મળી આવે છે. જયારે કેટલીક જગોએ તો મુંબઈ અને માંગરોલને મળતી ઈંટો પણ મળી આવે છે. જે અહીં એક વખતે મોટું શહેર હોવાની ખાત્રી આપે છે. ઉપરાંતમાં આ (બોઆ)ની દક્ષિણ બાજુની સીમનો અમૂક ભાગ ( કે જયાં કેટલાંક ખેતરો આવેલાં છે તે ) હજુ પણ " ધારાગર "ના નામથી ઓળખાય છે. અને ત્યાં હાલે આવેલું શ્રી ભીમનાથનું દહેરૂં અને તેની રચના એવા ઢબની છે કે જે જોતાંજ જણાઈ આવે છે કે એક વખત આંહી મોટું શહેર હોવું જોઇએ અને તે એ વખતે પૂર્ણ જાહોજલાલી ભોગવતું હોવું

વીર વિક્રમની અગિયારમી સદી ચાલતી હતી. તે પરના અરધા સૈકામાં બે-એક વરસ ઓછાં હતાં.[1] એ વખતે પારકર કચ્છનું એક પરગણું મનાતું હતું. તેની મુખ્ય રાજધાનિ કિરંતીગઢમાં હતી: અને તેની આણ નીચે થર પારકર, પ્રાંથળ, વાગડ અને કચ્છનો કેટલોક ભાગ હતો.[2] સિંધ અને પારકરની હદ તદ્દન નજીક આવેલી હોવાથી કિરંતીગઢ અને સિંધના રાજવી વચ્ચે વારંવાર નાના નાના હુલ્લડો થયા કરતા હતા. સુમરા વંશનો ઇતિહાસ પ્રસિદ્ધ મહારાજા હમીરજી આ વખતે-સિંધની ગાદીપર હતો. તે એક બહાદુર અને વીર મહારાજા હતો. તેનું

---

જોઇએ પણ કાળના બળવાનપણાને લીધે આપણે તેના ઇતિહાસથી અનભિજ્ઞ રહ્યા છીએ.

૧ સાભરાઇ, કોટડી—માંડવી તાલૂકામાં આવેલા ગામો છે.

૨. બોઆ તથા ચિયાસર=કોટડીથી ૧ાા-૩ ગાઉ ઉપર અનુક્રમે આવેલાં ગામો છે.

૩ ભીમનાથ=કોટડીથી મંજલ ( મોરાવાલી ) તરફ જતાં એકાદ ગાઉ ઉપર આવેલું મહાદેવનું દે'રૂં છે કે જે જમીનને હજુ પણ " ધારાગર " તરીકે ઓળખવામાં આવે છે. **લેખક.**

આ સોનારીવાળી ભીટ્ટ હાલે કોટડી જાગીરની સત્તા હેઠળ કાયમ છે. આ વાર્તા " શારદા " માસીકના સને ૧૯૨૯ ના જુલાઇના લોક સાહિત્યના ખાસ અંકમાં છે.

---

(૧) ૧૦૪૮ કેટલાક ગ્રંથકારો આ વિયાસ બારમા સૈકામાં થઈ ગયો હોવાનું જણાવે છે. પણ કેટલાક વજનદાર પુસ્તકો તેની હયાતિ ૧૦-૧૧ સૈકામાં હોવાનું જણાવે છે અને તે કેટલેક અંશે વાજબીસર હોવાનું માનવામાં આવે છે.

(૨) " કચ્છ દેશની જૂની વાર્તાઓ."

લશ્કર પણ એટલેજ દરજ્જે મોટું અને મજબૂત હતું; છતાં પણ કિરંતીગઢનો મહિપાળ વીર વિયાસ એને હઠી દે તેવું ન હતું.

વિયાસની ઉમ્મર આ વખતે ચાલીસેક વરસની હતી. તેનો બાંધો મજબૂત અને ભરાઉ હતો. લડાઇઓમાં તેણે નામ કાઢયું હતું. તે પોતાની આ અવસ્થામાં એક મહદ્ કાર્ય પાર ઉતારવાની બાજી રચવામાં ગૂંથાયો હતો. તેની ઇચ્છા સિંધનરેશ પર એક છેલ્લી વખતનો જીવલેણ હુમલો કરવાને નિશ્ચિત થઈ હતી. અને તે માટે એ લશ્કર એકઠું કરી તેને તાલીમ આપતો હતો.

વિયાસ ઘોડાદોડનો બહુ શોખીન હતો. અને આ લડાઇ માટે તેણે એક પાણીદાર અશ્વ ચૂંટીને પસંદ કર્યો હતો; પણ અશ્વ તાલીમ પામેલો નો'તો. મહારાજા તેને દરરોજ જંગલમાં લઇ જતા. ત્યાં ઘોડાને તાલીમ મળતી.

મહારાજાના કેટલાક નોકરો ઊંડી ખાઇઓ ખોદતા. તથા માટીના કૃતિમ ઊંચા બુરજો બનાવી તે પરથી અશ્વને કૂદાવતા. ખાઇઓ ખોદી નદીનું પાણી વાળતા. અને તે કૂદી જવાને અશ્વ તૈયાર બનતો.

આ કાર્યને બેએક, માસ થયા હતા. અને તે ટુંક મુદતમાં આ પાણીદાર અશ્વે પોતાના માલિકને ખુશ-ખુશ બનાવી દીધો હતો. અશ્વ તૈયાર બની જતાં તેણે પોતાના સવારોને એકઠા કર્યા. અને દશ ગજ પહોળી ખાઈ કૂદી જવાનું ઇનામ જાહેર કર્યું.

સેંકડો નહિ પણ હજારોની મેદની આ મરદાનગી

ભરેલી રમત જોવાને એકઠી થઇ હતી. લગભગ પાંચેકસો અશ્વો તે વીર વિયાસની સાથે ખાઇ પાસે આવ્યા. પણ કોઇની હિંમત ચાલી નહિ. "તમે ગભરાઓ છો ?" વિયાસે કૈંક ગુસ્સો બતાવતાં પોતાના સવારોને કહ્યું " સિંધ જીતવા અગાઉ આવી કેટલી યે બધી ખાઇઓ તમારે કૂદવી પડશે. મારા સિપાઇઓ આવા નામર્દ હશે એવું મેં નો'તું ધાર્યું."

આટલું બોલી વિયાસ ચૂપ રહ્યો; પણ તેના શબ્દો તિક્ષ્ણ ભાલા મિસાલ દરેક સિપાઇના હ્રદયમાં ખૂંચી ગયા. વિયાસે એ જોયું. તે બુદ્ધિશાળી રાજવી હતો. પોતાના સિપાઇઓનું પાણી એણે માપી લીધું. તે પુનઃ હિંમતથી બોલ્યો "આ ખાઇ કેમ કૂદવી તે હું તમોને બતાવીશ પણ આ વખતે તમારે તે જોવા માટે મારી રૈયતની સંગાથે ઊભવું જોઇએ." એટલું બોલી તે વીર વિયાસ પોતાના અશ્વને થનથન; થનગન નચાવતો દૂર ચાલ્યો ગયો.

વિયાસ એક બહાદૂર મહારાજા હોવા સાથે કડક પણ તેવોજ હતો. પોતાની ઇચ્છા પ્રમાણેજ બધું થવું જોઇએ એવી તેની મહત્વાકાંક્ષા હતી. તે ઇશ્વરવાદી નહિ પણ હિંમતવાદી હતો; અને ખરેખર તેની હિંમત પણ કૈંક અજબ હતી. જોવા આવનાર જનસમૂહ સાથે પાંચસો સવારો જઈ ઊભા.

વિયાસ ત્રણેકસો કદમ આગળ ચાલ્યો અને પછી અશ્વને ફેરવી તેણે ખાઇ તરફ તીક્ષ્ણ દષ્ટિ ફેંકી. ખાઈ

દેખાવમાં ભયંકર લાગતી હતી. દશ ગજ પહોળી, વીસ ગજ ઉંડી અને ચાલીસ ગજ લાંબી હતી.

થોડી વાર સુધી મહારાજાએ ખાઇ તરફ સ્થિર દૃષ્ટિએ જોયું. પછી પોતાના અશ્વની ગ્રીવાપર થાપ મારી તેને હોશિયાર કર્યો. તેજી અશ્વ ઊડું, ઊડું, કરી રહ્યો હતો. મહારાજાએ તેની લગામ ખેંચી એક એડી મારી અને તેજ ક્ષણે એ તેજી, પાણીદાર અશ્વ કૂદયો. જાણે કોઈ વિકરાળ પક્ષી ઊડયું આવતું હોય તેવો એ દેખાવ હતો. પહાડી દેખાવના વીર મહારાજા આ વખતે અશ્વની પીઠપર એક બાળક જેટલા દેખાતા હતા. અશ્વનું પાણી જોઇ જનતા વાહવાહ પોકારી રહી હતી, એક સેંકડ, બે સેંકડ, એમ ગણુતાં ગણુતાં તરત અંદર અશ્વ ખાઈ પાસે આવી પહોંચ્યો. મહારાજાએ ફરીથી એક એડી લગાવી અને અશ્વ કૂદયો પણ ભાવી ફરી ગયું.

તેજી અશ્વ ચૂકયો. મહારાજાની એડીએ તેને ગભરાવી મૂકયો હતો. મહારાજાના દિવસો પણ હવે ભરાઈ આવ્યા હતા. હજારોની મેદનીએ જોયું તો મહારાજા અને તેનો અશ્વ ખાઈ પાસે આવી ગુમ થઈ ગયા હતા. લોકો ગભરાયા. બધા જણ ખાઈ તરફ દોડયા. ત્યાં જૂએ છે, તો અશ્વ ખાઇમાં પડતાંજ મરણ પામ્યો હતો. ત્યારે મહારાજા તદ્દન બેશુદ્ધ બની ગયા હતા.

તુરતજ કેટલાક પહેલવાન મરદોને ખાઇમાં ઊતારવામાં આવ્યા. અને મહારાજાને ઉપર ઊંચકી લાવ્યા. અ-

શ્વનો તંગ તોડી તેને મુક્તિ આપવામાં આવી. આ બનાવ બહુજ ખેદ યુક્ત હતો.

( ૨ )

× × × ×

વિદ્વાન, અને અનુભવી વૈદ્યોના સતત ઉપચારો ચાલુ કર્યા પછી લગભગ સાતમે દિવસે મહારાજાએ પોતાની આંખો ખોલી પણ વૈદ્યોના કહેવા મુજબ તે ઓલવાઈ જતા દીપકનો છેલ્લો ઝબકારો હતો.

તુરતજ શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો, શૂરવીર સુભટો, ભાયાતો અને કુમારોને બોલાવવામાં આવ્યા. મહારાજા આ વખતે ધીમો શ્વાસ લઈ રહ્યા હતા. વૃદ્ધ હકીમે કેટલાક પાંદડા વાટી તેમાંથી થોડુંક રસ નીચોવી મહારાજાને પાયું. એ ઔષધ પેટમાં જતાંજ મહારાજાને ચૈતન્ય આવ્યું. અને તેમની ઈચ્છાથી તેમને મોટા તકિયાને અઢેલી બેસાડવામાં આવ્યા.

વીર મહારાજાએ આવેલાઓપર એક કરૂણામય દૃષ્ટિપાત કરી થોડોક વખત શાંત રહ્યા પછી કહ્યું “હું જાઉં છું પણ મારી એક ઇચ્છાને હું પૂરણ નથી કરી શક્યો. ખેર! મારી તમોને એક આજ્ઞા છે તમો પાળશો કે?”

આ વખતે મહારાજાના મુખપર દિલગીરીની છાયા સ્પષ્ટ તરવરી રહી હતી. આવેલા લોકો એક ક્ષણ માટે ચૂપ રહ્યા, પછી તેનો મુખ્ય સુભટ તેજસિંહ જરા નજીક આવ્યો. પોતાની તલવાર મ્યાનમાંથી બાહેર કહાડી તેને ચુંબન કરી બોલ્યો “અમારા અન્નદાતાશ્રીજીની આજ્ઞા અમે જીવતાં લગી પણ પાળીશું.”

આ જવાબ એક વજનદાર વ્યક્તિ તરફથી હતો અને તેથી મહારાજા સંતોષ પામ્યા હતા. તેમના મુખપર હાસ્ય-લહરી ફરકી રહી. પછી પોતાને સંતોષ થયો હોય એવું દર્શાવતાં બોલ્યા "મારા વીર-સુભટો તરફથી મેં એવાજ જવાબની આશા રાખી હતી. પ્રભૂ તમારૂં કલ્યાણ કરો. તેજુ!" મહારાજાએ પોતાના મંદ પડી જતા સ્વરને જરા સત્તેજ કરી કહ્યું "મારા તેરમાને દિવસે મારો જે કુંવર સિંધના શૂરવીર મહારાજા હમીર સુમરાની અશ્વશાળાના પાંચસો તેજી અશ્વ હરી લાવી તે ભાટ, ચારણ, બારોટ, અને બ્રાહ્મણોને દાનમાં વહેંચી આપે તેને મારૂં રાજ સોંપવું. આ શરત તમારે કોઇ પણ ઉપાયે પાળવી."-આટલું બોલતાં કિરંતીગઢના વીર મહારાજા વિયાસનો બળતો દીપક બૂઝાઈ ગયો. કિરંતી ગઢની જનતા પિતા વિહોણી બની રડી રહી હતી.

× × × ×

( ૩ )

મહારાજા વિયાસના સ્વર્ગારોહણને આજે દશ દિવસ થયા હતા. શહેરમાં જ્યાં જૂઓ ત્યાં દિલગીરી ફેલાઇ હતી. તેવા વખતે રાજના મુખ્ય સુભટે વિયાસના ત્રણ કુંવર અને ભાયાતોને પોતા પાસે બોલાવ્યા. "આજની સ્મૃતિ" તે સુભટ વાતની શરૂઆત કરતાં બોલ્યો. "આપણ બધાને દિલગીરીમાં ગરકાવ કરી મૂકે છે. આજથી બરાબર દશ દિવસ ઉપરેજ આપણા વીર મહારાજાએ સ્વર્ગવાસ કર્યો છે. ઈશ્વરકૃતિ બળવાન છે, પણ મહારાજાની

અંતિમ ઇચ્છા તો એથી પણ વધુ બળવાન મનાઇ છે." આટલું બોલી તે થોડાક વખત માટે થોભ્યો અને પુનઃ બોલ્યો "સ્વર્ગસ્થ મહારાજાની અંતિમ ઇચ્છા ઘણીજ ભયંકર છે, તોપણ તેમની આજ્ઞાનું પાલન કરવું એ મારો ધર્મ છે. મહારાજાની છેલ્લી વિદાયગીરી વખતે તમોએ તેમની ઇચ્છાને જાણી લીધેલી છે તોપણ હું તમોને એક વધુ વખત જણાવીશ, કે સ્વર્ગસ્થ મહારાજાના તેરમાને દિવસે સિંધના મહારાજા હમીર સુમારાના પાંચસો તેજી અશ્વોનું હરણ કરી લાવી તેનું આશ્રિતોને જે કુમાર દાન કરશે તેને આ પ્રતાપી કિરંતીગઢનું તખ્ત સોંપવામાં આવશે. અલબત એટલું તો હું પણ કબૂલીશ, કે આ કાર્ય બહુજ જોખમી છે; તોપણ વીર વિયાસના કુંવરો પણ વીર પુરૂષ છે. અને વધુમાં પોતાના સ્વર્ગસ્થ પિતાની અંતિમ ઇચ્છા પૂર્ણ કરવી એ વીર પુત્રોનું તો કર્તવ્યજ મનાય. શૂરાજી !" મુખ્ય સુભટે સ્વર્ગસ્થ મહારાજાના યુવરાજ કુમાર તરફ દૃષ્ટિ કરી પૂછયું. "સ્વર્ગસ્થ મહારાજાના તમો મોટા પુત્ર છો. ગાદીપર પહેલો હક તમારોછે; અને સ્વર્ગસ્થ મહારાજાની ઇચ્છા પૂર્ણ કરવી એ પહેલી ફરજ તમારી છે. તમો એ વિષે શું કહો છો ?"

"જો, મને મોટું લશ્કર આપવામાં આવે, તો હું તેમ કરી શકીશ." "અહા–આવા બાયલા વિચારો વિયાસ મહારાજાના યુવરાજના મુખેથી બાહેર પડતા સાંભળી હું બહુજ ખેદ પામું છું શૂરાજી તમારી માગણી વાજબી છે પણ તે પૂરણ કરવા જેટલો વખત નથી. મહારાજાને આજે દશ દિવસ થયા છે, અને હવે બાજી માત્ર ત્રણ દિવસ

જેટલીજ છે. અને તે મુદતમાં તમો કહો છો તેટલું મોટું લશ્કર એકઠું થઈ શકે તેમ નથી. ખેર! તમો શું કહો છો?"

સુભટે બીજા નંબરના કુંવરને પુછયું. તેનું નામ રામસિંહ હતું મોજ, શોખ, અને મદિરાનો એ ચાહક હતો. સુભટની માગણીનો અસ્વિકાર તેણે મુંગો રહીનેજ કર્યો. સુભટ ખેદ પામ્યો. તે ત્રીજા નંબરના કુંવર તરફ વળ્યો.

તેનું નામ કેશરજી હતું. પણ લોકો તેને કેશુભા યાને કેશર કહીને બોલાવતા હતા. સ્વર્ગસ્થ મહારાજાનો તે લાડકવાયો પુત્ર હતો તેની અવસ્થા સોળેક વરસની હતી. દેખાવમાં સુંદર અને આનંદી હતો. મુખ્ય સુભટ તેને કૈં પૂછે તે અગાઉ તે પોતેજ બોલી ઉઠયો "મારા પૂજ્ય પિતાની ઇચ્છા હું પૂરણ કરીશ મને રાજનો લોભ નથી."

આ જવાબથી ભાયાતો અને મુખ્ય સુભટ બહુજ ખુશી થયા. "તમારા જેવા વીર યુવકો પાસેથી મેં એવીજ આશા રાખેલી છે." મુખ્ય સુભટ બોલ્યો.

આ પછી સર્વ મંડળ વિખેરાઇ ગયું. પણ એક જણના હૃદયમાં તોફાની મહાસાગર ઊછાળા મારી રહ્યો હતો.

× × ×

( ૪ )

આજે સિંધના રિદ્ધિસિદ્ધિ યુક્ત પાટનગર ઉમરકોટમાં કૈંક અજબ બનાવ બની રહ્યો હતો.

શહેરની ભવ્ય બજાર માંહેથી એક ખૂબસૂરત યુવક કેશરીઆ વાઘા પહેરી બંસી વગાડતો વગાડતો ચાલ્યો જતો

હતો. એ દેખાવમાં ખૂબસૂરત હતો. અરે એટલુંજ નહિ પણ ખુદ કામદેવને લજવે એવું એનું રૂપ હતું. તેમાં વળી તેણે વસ્ત્રો પણ એવાં સુંદર પહેર્યાં હતાં, કે જાણે કોઇ અવતારી પુરૂષ આ જગતને પાવન કરવા આવ્યા હોય તેવો એ દેખાવ હતો. તેની બંસરીનો સરોદ—જનતાને વિહ્વળ બનાવી મૂકતો હતા.

શરૂઆતમાં ગામના બાળકો તેની આસપાસ વીંટળાઇ વળ્યા. પણ ધીમે ધીમે તો મોટી ઉમ્મરનાં સ્ત્રી પુરૂષો તેની પાછળ ફરી વળ્યાં. જોત જોતામાં માનવ સાગરની પ્રચંડ મેદની ત્યાં ઊભરાવા લાગી. હજારો મનુષ્યોની મેદની એકત્ર થયેલી હોવા છતાં ઘોંઘાટ બિલકુલ ન હતો.

તેની બંસરીમાં કંઇક અજબ જાદૂ ભર્યું હતું. કૃષ્ણની બંસરી પરતો માત્ર જીવીત પ્રાણીઓજ મોહિત થતાં હતાં; પણ આ સુંદર બાળકની બંસરીપર તો ખુદ મેઘ મહારાજ પણ ખુશ થયા હતા. ભાગ્યવશાત્ આકાશમાં એક વાદળ ચઢી આવ્યું અને ઊકળાટમા ટળવળતા લોકોપર અમૃત વૃષ્ટિ કરી ચાલ્યું ગયું. આ ચમત્કાર અજબ હતો અને એથી લોકોમાં તેના તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થયો. તુરતજ જુદા જુદા લોકો કેટલીક ભેટ સોગાદો લાવ્યા અને તુરતજ લક્ષ્મી, ફળ, મેવા, અને ફૂલોનો ત્યાં એક નાનો સરખો અંબાર બની ગયો. યુવકે તે જોયો પણ તેણે તે ઉપાડવાની તૃષ્ણા ન બતાવી. લોકોનો અત્યાગ્રહ હોવાથી તેણે તેમાંથી ગુલાબનું એક સુગંધી પુષ્પ ઉપાડયું, સૂંઘ્યું અને પછી તેને એ અંબારમાં ફેંકી હાસ્ય કરી તે ત્યાંથી ચાલી નીકળ્યો.

તે દિવસની સાંજ પડવા અગાઉ તો નગર સમૈના દરેકે દરેક ઘરમાં આ અલૌકિક વ્યક્તિની કીર્તિ ગાજી રહી હતી. અને સૂર્યાસ્ત થવા અગાઉ હમીરજીનો મુખ્ય અમાત્ય તેને બોલાવવા આવ્યો. બે હાથ જોડી તેણે તે યુવકને પોતા સાથે ચાલવાને પ્રાર્થના કરી. "મહારાજા તમોને મળવાને બહુજ આતુર છે." તેણે ઘણાજ વિનયસર ચલાવ્યું "તમારું ત્યાં પૂરણ માન જળવાશે." યુવક કંઈ પણ બોલ્યા વિના અમાત્યની સાથે ચાલતો થયો.

× × × ×

૫

સુમરા રાજવીએ પુરૂષોમાં આવું સૌંદર્ય કોઇ વખતે પણ જોયું નો'તું. બંસીનાદ સાંભળી એ હર્ષમાં ગજગજ ઊછળવા લાગ્યો. ઉલ્લાસમાં આવી તે એનો હાથ ઝાલી બોલ્યો. "તમે મારી પાસે રહેશો!"

" છટ. છટ. રાજન ! તમોને આવી વાત ન શોભે. હું તો એક ફકીર છું. મને મહેલ અને ઝૂંપડું સમાન છે. હું તમારા ઉત્તમ ખોરાક અગર સન્માનોનો ભૂખ્યો નથી. હું ભક્તિનો ભૂખ્યો છું મને તમે રોકો નહિ. તમારા વજીરની આજીજીથી હું અહીં આવ્યો છું મને જવા દો." આટલું બોલી તે યુવક ઊઠયો અને ચાલવા લાગ્યો. પણ હમીરજીએ તેને અટકાવ્યો. "મારી એક પ્રાર્થના છે." તેણે કહ્યું.

"શું ?"

"ભોજન લીધા પછી આપ આપની ઇચ્છા મુજબ ગમે ત્યાં જઇ શકશો."

"હું કોઇનું ભોજન તો ખાતોજ નથી. બાકી હા, થોડાંક ફળ ફૂલ મંગાવો તો ચાલશે."

સુમરા રાજવીની ધારણા પ્રમાણે તો આજે તેને ઘેર સાક્ષાત શ્રીકૃષ્ણ પધાર્યા હતા.

તુરતજ સોનાના થાળમાં કેટલાંક ફળ લાવવામાં આવ્યાં. યુવકે તેમાંથી થોડુંક ખાધું અને બાકીનું પાસે ઊભેલા લોકોને વહેંચી આપ્યું. પછી હસતાં હસતાં તે બોલ્યો. "રાજન!" આ શહેરમાં મને ફરવાની છૂટ છે ને ! ?"

"જી, હા."

"વારૂ હું આવતી કાલે આપને મળીશ,"

× × × ×

( ૬ )

શહેરમાં ફરીથી બંસરીનો નાદ સંભળાયો. પણ તે સુમરા રાજવીની અશ્વશાળા પાસે હતો. અશ્વશાળાનો જમાદાર આ વખતે હુકકો પી રહ્યો હતો. બંસીનો નાદ સાંભળતાં તે ઊઠયો. અને ડેલીપર આવી જોય છે, તો તે યુવક તેમની સામે હસી રહ્યો છે. જમાદારના હૃદયપર તેના આ મધુરાં હાસ્યે કૈંક અજબ પ્રકારની અસર કરી હતી. "હમણાં સંભળાતી બંસરી તમે વગાડી રહ્યા હતા ?" જમાદારે પૂછયું.

"જી, હા."

"થોડાક વધુ વખત સુધી મને સંભળાવશો ?!'

"હા–ખુશીથી પણ તમો કોણ છો?" યુવકે અધી-રાઇથી પૂછ્યું.

"હું સુમરા રાજવીનો મુખ્ય અશ્વપાળ છું. આ અશ્વ-શાળાનો હું મુખ્ય સામંત છું. અહીં તમોને કોઈ અટકાવી શકે તેમ નથી.' જમાદારે પોતાની પીછાણ આપતાં કહ્યું. યુવક એ સાંભળી હસ્યો, અને પછી ધીમે પગલે અશ્વશા-ળાની મોટી ડેલીમાં દાખલ થયો. જમાદારે તેને ઉત્તમ માન આપી એક ગોદડું બીછાવી તેને તે પર બેસાડયો. યુવકે પોતાની બંસરી ગજવામાંથી બાહેર કાઢી અને જમા-દાર તથા તેનું મંડળ તે સાંભળવા અધીરૂં બન્યું.

બંસરી ખરેખર મધુર હતી. યુવકે તેને ખૂબ દીપાવી હતી. જમાદાર અને તેનું મંડળ ખુશ ખુશ, બની ગયું. તેના મધુરાં રાગપર ડોલવા લાગ્યું. આ રાગણી અરધો-એક કલાક ચાલી હશે તેવામાં જમાદારે તેને અટકાવી પૂછ્યું.

"તમો આહીં રહી શકશો?"

"જી હા."

"હું તમારૂં સન્માન જાળવીશ.

"વારુ"

× × × ×

( ૭ )

આ બે દિવસોમાં તો એ અશ્વશાળાનો પ્રાણ બની ગયો હતો. તેના મીઠાં હાસ્ય અને રમુજી વાતો તથા મધુરા બંસરી નાદપર અશ્વશાળાનું મંડળ ફિદા બની ગયું હતું. તેનો પડયો બોલ ઉપાડી લેવા તેઓ ખડે પગે તૈયાર હતા.

બીજે દિવસ ઊગતાં યુવક તૈયાર થયો. બંસરીનો મધુરો નાદ ગજવતો અશ્વશાળામાં ફર્યો. અશ્વશાળા મોટી હતી લગભગ સાતેકસો ઘોડાંઓ તેમાં બાંધેલાં હતાં. યુવક એકજ દિવસમાં બધાઓ સાથે હળી ગયો હતો. તેણે ટુંક વખતમાં બધાનો પ્રેમ અને વિશ્વાસ મેળવી લીધો હતો.

બીજે દિવસ પૂર્ણ થતાં સૂર્ય અસ્ત પામ્યો. ધીમે ધીમે અંધારી રાત્રિનો ભયાનક પડદો આ જગતપર છવાયે જતો હતો. વાળુ કરી બધા નોકરો ડેલીમાં એકઠા થયા. આજે યુવકની પ્રકૃતિ બગડી હતી. અને જમાદાર તે માટે ચિંતાતુર બન્યો હતો.

"થોડોક કાવો પીશો ?" જમાદારે યુવકને લાગણીથી પૂછ્યું.

"જી હા, પણ તમારા દેશની પ્રથા એને બગાડી નાખે છે. અમારા દેશમાં બનાવાતો કાવો લજ્જતદાર અને સ્વાદિષ્ટ હોય છે. જો તમે કહો તો હું બનાવી આપું."

"ઘણી ખુશીથી તમે કહેશો તેવા ખૂનના દાણા મારા માણસોઘૂંટી આપશે."

જમાદાર અને તેનું મંડળ નવી રીતથી બનતો કાવો પીવાને આતુર બન્યાં. યુવક ઊઠયો. એક નોકર તેને અંદરના ઓરડામાં તેડી ગયો. ત્યાં સગડી બળી રહી હતી. બીજો નોકર બન લાવ્યો, યુવકે તે શેકયાં અને બરોબર શેકાઇ રહ્યા પછી નોકરને ઘૂંટવા માટે આપ્યાં. અને એક દેગડીમાં પાણી નાખી તેને ચૂલાપર મૂકી. યુવક બહુજ ચપળ અને હોશિયાર હતો. તેની ચાલાકી અજબ પ્રકારની હતી.

પાણી ઊકળતાં બૂનનો ભૂકો તેમાં નાખવામાં આવ્યો અને જોતજોતામાં કાવો તૈયાર થયો. દેગડી ડેલીમાં લાવવામાં આવી. અને એકેક પ્યાલી દરેકને મળી. કાવો આજે ખરેખર લજ્જતદાર બન્યો હતો. પીનારાઓએ તેના ખૂબ વખાણ કર્યા. અને પછી બંસરી છેડવામાં આવી. દરેક મગન બન્યા. લગભગ અગિયારેકનો સુમાર થતાં કિલ્લાના દરવાજા બંધ કરવામાં આવ્યા. અને તેની ચાવીઓ જમાદારને સોંપાઇ. આજે નિદ્રાદેવીનું વૉરંટ વહેલું આવતાં આ વખતમાંજ દરેક તેને આધીન થયા. કાવાનો કેફ દરેકને ચઢયો હતો. જોત જોતામાં અશ્વશાળાનું આ મંડળ મીઠી નિદ્રામાં ઘોરવા લાગ્યું.

× × × ×

(૮)

લગભગ બાર વાગ્યાનો સમય થયો હતો. અરધું જગત સૂઈ ગયું હતું. શહેરના રસ્તાઓ સૂના ભાસતા હતા. તે વખતે એ ચાલાક યુવક ઊઠયો. તેણે આજુબાજુ દૃષ્ટિ ફેંકી પણ કોઇ જાગતું નહતું. તે ઊઠયો ધીમે પગલે ચાલી જમાદારના બિછાના પાસે આવ્યો.

વૃદ્ધ પણ લડાયક બાંધાનો જમાદાર કોઇ માદક પદાર્થના સેવનના કારણે બેશુદ્ધ બની, પડયો હતો. વખત નહિ ખોતાં યુવકે તેના તકિયા હેઠળથી ચાવીનો ઝૂમખો ધીરે રહી ખેંચી લીધો. તે ઊતાવળે દુર્ગના મુખ્ય દ્વાર તરફ ચાલ્યો. ત્યાં બે પહેરેગીરો એક ઓટલાપર મીઠી નિદ્રા લઈ રહ્યા હતા. યુવક ધીમે પગલે તેમની નજીક

આવ્યો. અને પોતાની કમ્મરે સંતાડેલું ખંજર કહાડી વિદ્યુત જેવી ઝડપે તેમની ગરદનપર ફેરવી દીધું. તીક્ષ્ણ ખંજરના માત્ર એકજ પ્રહારથી તેમનો આત્મા ઉડી ગયો હતો.

આ પછી યુવક ઉતાવળે પગલે ફરીથી અશ્વશાળામાં દાખલ થયો. ડેલીના દરવાજા ઉઘાડા રાખી તે અંદર ગયો. અશ્વશાળામાં છૂટા છવાયા દીપકો બળી રહ્યા હતા.

વીર યુવક ગભરાયા વિના અશ્વો પાસે ગયો. અને એક પછી એક ગણતાં બરાબર પાંચસો તેજી અશ્વોના ગળામાંથી તેણે દોરડાં છોડયાં. અને પછી એકજ ક્ષણની અંદર તુરતમાં તાજી વિયાએલી અમુક ચિહ્નોવાળી ઘોડીના પેટમાં તે તેજસ્વી ખંજર ભોંકી તેણે પોતાના હાથોને રક્ત વર્ણા બનાવ્યા અને અનુક્રમે દરેક અશ્વના નાક પાસે તે હસ્ત ધરીને એ લોહીની વાસ તે તેજી અશ્વોને સુંઘાડી. પછી વસ્ત્રનો એક ટુકડો લઈ તેને તે ઘોડીના રક્તમાં બોળી પોતે એક તેજી અશ્વપર સવાર થયો. એક વાવટા મિસાલ તેણે તે વસ્ત્ર ઉડાડયું અને પછી મોટી અજાયબી સાથે તે પાંચસો ઘોડાઓનું દળ તેની પાછળ દોડયું.

યુવક અશ્વવિદ્યાનો ખાસ અભ્યાસી હતો અને તેણે ઘોડા દોડની ખાસ તાલીમ લીધેલી હોવા સાથે વધુમાં તેને આ વારસો તેના પિતા તરફથી પણ મળ્યો હતો. અશ્વને તે પૂરપાટ દોડાવે જતો હતો. અને તેની પાછળના પાંચસો તેજી અશ્વો એટલીજ ઝડપથી દોડે જતા હતા. મહાસાગરના પ્રચંડ મોજાં જેવો એ દેખાવ હતો.

અગાઉથી સંકેત કર્યા મુજબ ત્રણેક સો લઠ્ઠ બંધ યુવાન

પુરૂષો આ વીરની રાહ જોઇને ઊભા હતા. લગભગ અરધા ગાઉ જેટલે દૂર પરથી તેમણે અશ્વોના દાબડા સાંભળ્યા. વીર યુવક સાથે આવતા ઘોડાઓને તેમણે પકડી લીધા. અને પછી વખત નહિ ખોતાં આ સંઘ ઉતાવળે મજલ કાપવા લાગ્યું અને ઇતિહાસ કહે છે તે મુજબજ મહારાજા વિયાસ મકવાણાના સ્વર્ગવાસ પછી બરાબર તેરમાને દિવસે જ સૂર્યોદય થવા અગાઉ આ વીર યુવક પોતાની જન્મ ભૂમિમાં આવી પહોંચ્યો અને પોતાના પૂજ્ય પિતાની અંતિમ ઇચ્છા મુજબ તે પાંચસો તેજી અશ્વોનું તેણે ભાટ, બારોટ, ચારણ અને બ્રાહ્મણોને દાન આપી દીધું. ધન્ય છે એ પિતાના આજ્ઞાપાળક બાળને.

કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે, કે આ પછી કિરંતીગઢની જનતાએ મોટી ધામધૂમ સાથે આ શૂરવીર યુવકને તેના વીર પિતાની ગાદીપર મોટા આનંદ સાથે બેસાડયો.[૧]

---

૧ આ કિરંતીગઢ શહેર ઇતિહાસ પ્રસિદ્ધ શહેર હતું. અને તેની હસ્તી કચ્છના રણમાં પચ્છમ અને ખડિર નામના બે ટાપુઓની વચ્ચે આવેલ ભાંજણા નામક ડુંગરની પડોશમાં ભૂત પૂર્વે હતી એવું મનાય છે. કચ્છમાં પ્રખ્યાત થયેલ સદેવંત અને સાવલિંગા કે જેમની નૉવેલ આજે પણ આપણા આ પ્રાંતમાં વિશેષ વંચાય છે. તેઓ પણ આ શહેરનાજ વતની હતાં એવું મનાય છે.

"પ્રસિદ્ધ પાંડવોના માતામહ (નાનો)ના વંશજોએ રાજ્યની ઉથલપાથલ થતાં ત્યાંથી ચાલી નીકળી આ શહેર વસાવ્યું હતું અને તેમના વંશમાંથીજ આ મકવાણા નામની શાખા પ્રસિદ્ધ થયેલી છે એવું કેટલાકોનું માનવું છે. (ક. દે. જૂ. વાર્તાઓ.)"

આ શહેરના કેટલાક રાજાઓ બહુ પ્રતાપવાન અને શૂરવીર થયા હતા. અને તેમણે પોતાના શહેરને ખૂબ સમૃદ્ધિશાળી બનાવ્યું

## શ્રી કોટડી જાગીરદાર સાહેબનો આંબો છે,




**કચ્છ કોટડીના અસ્ત પામેલા કોહિનૂરો.**

(૧) સ્વયંભૂ શ્રી કોટનાથજીના એક પરમ ઉપાસક ભક્ત.
(૨) કચ્છનો એક મહાન મુસદ્દી ચાણાકય અને એક વખતના કચ્છ સમસ્તના સેનાધિપતિ.
(૩) કરણ સમદાની.
(૪) કોટડીનો કુબેરભંડારી.
(૫) સ્વ. મહારાવશ્રી પ્રાગમલજી સાહેબ (બીજા) ના ખાસ વિશ્વાસુ અને કોક અજબશક્તિધારક અઠંગ ઘોડેસ્વાર

**(રચનાર લાલજી વિ. મૂળજીભાઈ જોશી)**

# શ્રી મહાદેવપુરી કોટડી (કચ્છ) Kotadi Cutch.

## પૂર્વ ઇતિહાસ અને તેની રૂપ રેખા.

આ શહેરની હસ્તી અઢારમાં સૈકામાં થઈ હોવાનું માનવામાં આવે છે; કે જે વખતે કચ્છનો મોટો ભાગ 'પખેરાજ' હતો. હાલે જ્યાં કોટડી અને શ્રીકોટના-

---

હતું. અને ધીમે ધીમે એ રાજની સત્તા હેઠળ પારકર–પ્રાંથળ અને કચ્છનો પણ કેટલોક ભાગ આવેલ હતો.

વિયાસનો સૌથી નાનો પુત્ર કેશર કે, જે પોતાની બહાદુરીના કારણે પોતાના શૂરવીર પિતાની પછવાડે ગાદીપર આવ્યો હતો. તે એક વીર અને ઉદાર પુરૂષ હતો. તેણે આ રીતે સિંધના રાજવી હમીર સુમરાના ઘણા માલની વારંવાર લૂંટો કરી હતી. અને છેલ્લે તેણે એ સુમરા રાજવીની કેટલીક દીકરીઓ અને વહુ બેટીઓનુ હરણ કર્યું હતું. અને તેમાંથી ૩–૪ સુંદર ઓરતોને તેણે પોતાના જનાનખાનામાં રાણીઓ તરીકે રાખી હતી. જ્યારે બાકીની સુમરીઓને તેણે પોતાના ભાયાતોમાં વહેંચી આપી હતી. આ તેની બહાદુરી તેને એક કલંક સમાન હતી.

સિંધના મહારાજાએ કેશરની સામે યુદ્ધ કરવાની ઈચ્છા બતાવી પણ તેમાં એક મોટી મુશ્કેલી નડતી હતી. કારણ કે કિરંતીગઢની જમીનનો કેટલોક ભાગ ખારવાળો (રણ જેવો) હતો અને જો હમીરનું લશ્કર આવે તો ખાય શું? આ એક મોટી મુશ્કેલી હતી. પણ વીર કેશરે પોતા પરનું કલંક ટાળવાને તેનો નિકાલ કરી આપ્યો.

**શ્રજીનું દેરૂં આવેલું છે તે ભાગ એ વખતે એક ભયંકર અરણ્યથી છવાઈ ગયેલું હતું. અને ઘીચો ઘીચ ઝાડની ઘટાઓ એક બીજામાં ગૂંથાઈ જાણે દુર્વાશામુનિ કોઇ શાંત**

---

તેણે પોતાની હદમાં ૪૦૦ વીઘાં જેટલી જમીનમાં ઘઉંનું વાવેતર કરાવ્યું અને જ્યારે ઘઉં પાકયા ત્યારે તેણે સુમરા રાજવીને આવવાનું આવાહન કર્યું.

ઇતિહાસકારો કહે છે તે મુજબ સુમરો મહારાજા મોટા અને મજબૂત લશ્કર સાથે કિરંતીગઢ પર ચઢી આવ્યા. સિંધી લશ્કર મોટું હતું અને તેની સામે વીરતાથી લડતાં કેશર શૂરો થયો. તેની સાથે બીજા હજારો વીર મર્દોની આહુતિઓ અપાઈ હતી.

કેશરના શુરા થયાના સમાચાર સાંભળી કેશરની રાણીઓ સાથે સુમરીઓએ પણ અગ્નિ સ્નાન કર્યું. અને કેશરના જે ભાઇઓ તથા ભાયાતો રણમાં સ્વર્ગાવાસી થયા હતા તેમની બધી ઓરતોએ પણ એનુંજ અનુકરણ કર્યું હતું અને કેશરનો એકનો એક લાડકવાયો પુત્ર પોતાના થોડાક વિશ્વાસુ નોકરોની સાથે ગુજરાત તરફ નાસી ગયો.

ચિતોડના ઘેરામાં જેમ થયું હતું તે મુજબ સિંધનો મહારાજા હમીર સુમરો વિજેતા બની મોટા ઘમંડ સાથે શહેરની અંદર દાખલ થયો. તેના બહાદુર સિપાઇઓ દરેક ઘરમાં ફરી વળ્યા પણ એકેય સુમરી તેમના જોવામાં ન આવી. આથી પસ્તાઈ તે વીલે મોઢે પાછો સિંધ તરફ ચાલ્યો ગયો.

ગુજરાત તરફ નાસી જનાર શૂરવીર કેશરનો બાળક પુત્ર પણ એક શૂરવીર અને કુળદીપક યોદ્ધો નીવળ્યો. તેનું નામ હરપાળ હતું. અને જો વાચકોને યાદ ન હોય તો કહેવું પડશે કે ગુજરાતના મહારાજા કરણસિંહ સોલંકીને બાબરો ભૂત ખૂબ નડતો હતો તેને

સંધ્યાના સમયે એકાંતમાં બેઠા હોય તેવો એ રમણીય દેખાવ હતો. હાલના શેઠ પ્રેમજી ચંદાની[1] વાડી અને શેઠ કાનજી જાદવજીની[2] ધર્મશાળા પાસેથી પસાર થતી નદીની

---

કબજે કરનાર આ વીર અને એક વખતનો બાળ મહારાજા હરપાળ કેશરીજ હતો. ગુજરાત નરેશે તેને તેની આ બહાદુરી બદલ "ઝાલાવાડ" નામનું પરગણું ઈનામમાં આપ્યું હતું.

આ કિરંતીગઢનું યુદ્ધ વિ. સં. ૧૦૫૦ માં થયું હતું અને આ પ્રદેશનો મોટો ભાગ એવું માને છે, કે "દર સાલ કાળીચૌદશ. ( આસુ વીદ ૧૪ )ની રાત્રે ડેણ ડાકણોની સવારી "ચરાખ" નામે હિંસક પશુ ઉપર ચઢી મંત્ર સાધનાને માટે ભેળી થાય છે."

આ લોકોકિતમાં કેટલું સત્ય સમાયલું છે તે તો પ્રભુ જાણે તોપણ એટલું તો કબૂલ કરવુંજ પડશે કે એ લોકોકિતમાં કંઈક અંશે તો સત્ય સમાયલુંજ હશે. અને જે રીતે જામ પુંઅરા સામે યુદ્ધ કરતાં બોંતેર શૂરવીર યક્ષદેવોએ અમર વીરત્વ બતાવ્યું તેની યાદગીરી તરીકે હજુ સુધી દર સાલે ( ભાદરવા માસના બીજા સોમવારે ત્યાં ) મોટો મેળો ભરાય છે તેવુંજ કંઈક નિમિત આ લોકોકિતમાં અવશ્ય હોવું જોઈએ. અને કેટલીક બાબતો ધ્યાનમાં લેશું તો એવા અનુમાન પર આવી શકાશે, કે વિક્રમ સંવત ૧૦૪૮–૧૦૫૦ ના આસુ વીદ ૧૪ ના રોજ વીર મહારાજા કેશરસિંહ સ્વર્ગવાસી થયો હોવો જોઇએ કે જે વખતને કેટલાક લેખકો બારમી શતાબ્દિ પણ જણાવે છે.

"લેખક"

૧ બર્મા પાર્ટના એક આગેવાન વેપારી.

૨ મુંબઇ પૉર્ટના એક આગેવાન મુકાદમ અને દાનવીર શ્રીમંત.

**જગોએ રાત્રિ–દિવસ ખનન્‌ન્ કરતું મીઠા પાણીનું સન્ વહ્યા કરતું હતું. આસપાસની સુંદર ઝાડીની અંદર પક્ષીઓનો મધુરો કિલ–કિલાટ અને સુંદર સનનો ખળખળાટ જાણે આ અમૃત ભૂમિ હોય તેવું સૂચવતા હતા.**

**ભોજાય[3] એક પુરાણું ( Ancient City ) શહેર છે.**

---

૩ ભોજાય. (Bhojai) આ શહેરનો ઉલ્લેખ ઈતિહાસમાં વિ. સં. ૧૭૧૧ ની સાલમાં મળે છે. રાવશ્રી ભોજરાજજીના વારસ રાવશ્રી ખેંગારજી બીજા સંવત ૧૭૧૧ ના કારતક સુદ ૨ ના રોજ સ્વર્ગવાસી થયા. તેમને સંતતીમાં સુમરી રખાતના પેટે એક પુત્ર નામે હમીરજી હતા. રાવશ્રી ખેંગારજી (બીજા)નો સ્વર્ગવાસ થતાં એજ દિવસે હમીરજીને શ્રી કચ્છ રાજના તખ્તપર બેસાડવામાં આવ્યા; પરંતુ આ વાત બીજા ભાયાતોને પસંદ નહિ પડવાથી નલીઆના જાડેજા શ્રી હોથીજીએ આગેવાની ભર્યો ભાગ લઇ બરાબર ઓગણીસમે દિવસે હમીરજીને પદભ્રષ્ટ કરી રાવશ્રીના ભાઈ મેઘજીના કુંવર તમાચીજીને ખંભેરેથી બોલાવી કચ્છ રાજની લગામ સોંપી અને પદભ્રષ્ટ થયેલા હમીરજીને ભોજાય ગામ આપવામાં આવ્યું. રાવશ્રી તમાચીજીને સંવત ૧૭૧૧ ના કારતક વીદ ૬ ના રોજ રાજ લગામ સોંપવામાં આવી. આ બાબતમાં એક દુહો ઘણોજ પ્રસિદ્ધ છે.

" હોથી હત્થ જલે, તમુ તખત વેયાર્યો
કચ્છમેં ઉગો ભાણુ, કુંવર હમીર ભજાયો. "

આજે પણ આ હમીરજીના વંશજો ભોજાયનો વહીવટ સંભાળે છે; અને તે જૂની ઠકરાઇના નામની ઓળખાય છે. આ જૂની ઠકરાઇના મૂળ પુરૂષને ભોજાય સોંપાયા અગાઉ તે પર સંગાર અને પુષ્કરણા બ્રાહ્મણોની હકુમત હતી; અને કુમારશ્રી હમીરજીને એ ગામનો કબજો મળવા અગાઉ ઉપયુકત ગરાસીઆઓને સાઠ સાઠ પરાજાને આસરે જમીન સોંપવામાં આવેલી.

અને તેનાં ચોપાંઓ આ સીમની અંદર દરરોજ ચરવાને આવતાં. બપોરના વખતે ચોપાંઓ આ સન્ ઉપર બેસતાં વિસામો લેતાં અને ગોવાળ લોકો પોતાના રોટલાઓને આંહીકને ઇન્સાફ આપતા. શું એ અવર્ણનીય આનંદ !

ભોજાયમાં રામુશા નામના એક કરાડ વાણીઆ જરા શ્રીમંત ગણાતા હતા. ગામમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી. લોકો તેને રામુ પટેલ કહી સંબોધતા. તેની એક 'ધાલી' ગાય હુશેનના ધણમાં ચરવાને આંહી આવતી.

ધાલી રંગે કાળી હતી; મસ્ત હતી. તેનાં ઊભાં શીગડાં અને નાની બાથમાં માય તેવું " બો " તેની ભરાઉ ગ્રીવા, અને ચાલવાની છટાપર આખું ભોજાય ગામ મગન હતું. ધાલીનું દૂધ આહા ! જાણે અમૃતનો શેરડો; મધપૂળામાંથી ટપકતું મધુરૂં-મિષ્ટ પ્રવાહી અને રામુશાની ખ્યાતિનું મુખ્ય કારણ પણ એજ હતું. ધાલી ટંક ઉપરે વીશેક-શેર દૂધ આપતી પણ તે માત્ર સવારનાજ એકજ વખતે. જ્યારે દરરોજ સાંજે તો ૧ા-૨ શેર દૂધ ઊંધા ખોબા જેટલુંજ મળે. પટેલ બહુ શાંત મગજનો હતો. તે ગોવાળની આ બદ દાનત ઉપર આંખ મિચામણા કરતો પણ ધીમે ધીમે વાત વાયરે ચઢી. "પટેલ વારી ગોં." (પટેલ વાળી ગાય) જ્યાં ત્યાં વાત થવા લાગી. "પાંજે હુસન કે ઇનજો ખીર ચક વીઠો અય." (આપણા હુશેનને એ ગાયનું દૂધ પસંદ પડ્યું છે.) ધીમે ધીમે વાત વધતી ચાલી. પણ બિચારો હુશેન નિર્દોષ હતો. તે શું બોલે ? એક દિવસે બીજા એક

કરાડ વાણીયાની[1] ગાય ધણમાંથી ક્યાંક નાશી ગઈ. હુશેને તેની તપાસ કરી પણ દેખાઈ નહિ. "ગામમાં ગઇ હશે." એવું કલ્પી સંતોશ પામ્યો. બપોર નમતાં સન્ ઉપરથી ધણ રવાને થયું એ વખતે તે નાસી ગયેલી ગાય ત્યાં આવી પહોંચી બીજી ગાયો સાથે ભળી ગઇ. ધણ ગામની અંદર દાખલ થયું. ગાયો પોત પોતાના સ્થાનકે પહોંચી ગઈ.

બીજે દિવસે તે કરાડ વાણીઓ જરા ગુસ્સા સાથે હુશેન પાસે આવ્યો. "કુરો, મુંજી ગોં પણ મીટાય કે ?" તે બોલ્યો. "હુસન, હી ધંધો છડેઙૅ નકાં ઇનજો અંજામ્

૧ કરાડ—વસ્તી ૨૧૩ મુખ્યત્વે તેઓ ગોધરાની દક્ષિણમાં જોવામાં આવે છે. અને તેઓ સપ્તઋષિમાંના એક શ્રી કશ્યપ ઋષિના વંશમાંથી ઉતર્યાં હોવાનું અભિમાન ધરાવે છે; અને એમ કહેવામાં આવે છે, કે તેઓ મહિશેરી (મહેશ્વરી વાણીઆ) જાતિની એક પેટા કોમ છે. એમનો મોટો સમુદાય મારવાડમાંથી કચ્છમાં આવ્યો છે; અને તે પહેલાં તેઓનું (મહિશેરીઓનું) આગમન આંહી થયું હતું. (છે) કચ્છમાં આવતાં તેમના ઉપર ભાગ્યદેવીની કૃપા થઇ, અને તેઓ અત્રે નવા નામથી ઓળખાવા લાગ્યા. ધીમે ધીમે તેમની અને મહિશેરીઓની વચ્ચે વૈરભાવ ઉત્પન્ન થવા લાગ્યો. કારણમાં મહિશેરીઓએ તેમની સાથે સગપણ બાબતનો વહેવાર તદ્દન બંધ કરેલો. પછી કરાડ વાણીઆઓએ કચ્છી ઓસવાળ સાથે જોડાઇ જૈન ધર્મ અંગીકાર કર્યો; પરંતુ જે કરાડ પરદેશમાં હતા તેઓએ પોતાનો બ્રાહ્મણ (શૈવ) ધર્મ ચાલુ રાખ્યો. તેઓએ ખેડૂત, અને વેપારી તરીકે સારી નામના મેળવી છે. જો તેમની પહેલી પત્ની વંધ્યા નીવડે તો તેઓ તેણીની હયાતિમાં બીજીવાર લગ્ન કરે છે; પણ વિધવા વિવાહના વિરોધી છે. (અનુવાદઃ ધી બોંબે ગેઝીટીયર વૉલ ૫. (૧૮૮૦) પૃષ્ટ ૫૧)

તોકે ભુરો અચીંધો.” (શું મારી ગાયનું દૂધ પણ તને પસંદ પડયું કે? હુશેન આ ધંધો તું છોડી દે તો ઠીક છે, નહિતર તારે એનો બદલો ખરાબ રીતે ભોગવવો પડશે.) હુશેન ચુપ રહ્યો. તેના પર આ એક કાળી ટીલી જેવું હતું પણ બિચારો નિર્દોષ કોને કહેવા જાય ?! હુશેન ખિન્ન વદને ધણ સાથે રવાને થયો.

બપોરના વખતે ધણ આ સન ઉપર આવી પહોચ્યું. હુશેન એક ઝાડ હેઠળ બેઠો. તેણે પોતાનો રેટો ઉખેડયો. તેમાં રોટલા બાંધ્યા હતા. હાથ પગ ધોઈ તે ખાવા બેઠો પણ આજે તેની ઉદાસીનતાએ તેના મોઢાની અમી સૂકવી દીધી હતી. બિચારાને ભાવ્યું નહિ. એક નિશ્વાસ નાખી તે ઊઠયો. વધેલા રોટલા નજીક ઉભેલી એક ગાયને ખવરાવી દઈ સન્ તરફ વળ્યો. “પટેલજી ગાં.” (પટેલની ગાય) તે બડબડયો. “રોજ, સે ભલા કેર દોંઇધો હુંધો ?” (પટેલની ગાયને–દરરોજ તે કોણ દોહી લેતું હશે ?!) તેણે પોતાના હૃદયને પ્રશ્ન કર્યો. અને સન્ અંદરથી ધોબાં ભરી પાણી ગટગટાવા લાગ્યો–તેવામાં તેણે પટેલની ગાયને ક્યાંક ચાલી જતાં જોઈ. “હેં કુરો પટેલજી ગાં ?” ત્હેણે એક અજાયબી સાથે પોતાના હૃદયને પ્રશ્ન કર્યો. “જરૂર ઇત કો’ક લકયો ખપે ?” (શું પટેલની ગાય? જરૂર અહીં કોઇક છૂપાયલું હોવું જોઈએ?) તેણે નજીક પડેલી કુહાડી હાથમાં લીધી. અને ધીમે પગલે ગાયની પાછળ ચાલતો થયો.

મસ્ત ગાય પોતાની ખુમારીમાં ચાલી જતી હતી. હુશેન તેની પાછળ ચાલ્યો આવતો હતો. ગાય એક જારના

ઝાડ પાસેથી પસાર થઇ પાંદડાઓના એક મોટા ઢગલા પાસે આવી ઊભી રહી. ગોવાળ છૂપાઇ ગયો. "ઈનજો મુણસ હીત ખપે." (તેને દો'નાર આંહી હોવો જોઇએ) તે બોલ્યો પણ તેવામાં એક અજાયબી થઇ. ગાયના આંચળોમાંથી પોતાની મેળે દૂધની ધારાઓ વછૂટી. દશેક મિનિટની અંદર આંચણો ખાલી થઇ ગયાં. ગાય પાછી ટોળામાં આવી ભળી ગઈ. હુશેન આગળ વધ્યો. "એ કોણ હશે?!" એને શંકા થવા લાગી. શું કોઇ યોગી પુરૂષ આ પાંદડાના અંબારમાં છૂપાઈ ગયો હશે! તેને આ શંકા વધવા લાગી. "આજે ગુનેગાર પકડાયો હતો અને તેથી હુશેન ક્રોધી બન્યો હતો. હાથમાંની કુહાડી જરા સતેજ કરી તે આગળ આવ્યો. અને બે ઢીંચણ જમીન પર માંડી બે હાથની મુઠ્ઠીમાં કુહાડી પકડી તેણે તે અંબારપર સખત પ્રહાર કર્યો. આ એકજ પ્રહારથી તે પાંદડાં હટી ગયાં અને તેમાંથી એક લિંગાકાર દૃષ્ટિગોચર થયું. તેમાં કુહાડાનો તાજો ઘા સ્પષ્ટ દેખાતો હતો અને તેમાંથી રુધિર સતત વહી રહ્યું હતું.[૨]

હુશેન હેબતાઈ ગયો. 'આ શું?' તે અરધ ગાંડો બની જઈ બોલવા લાગ્યો. 'આ શું કોઈ ઓલિયા છે?' તે આજીજી સાથે બોલ્યો "મને માફ કરો. હું અજ્ઞાન છું." તેવામાં ત્યાં પુષ્પોની વૃષ્ટિ થઈ અને એક આકાશવાણી

---

૧ આ પીલુડીનું ઝાડ ઘણું પુરાણું હોવા છતાં હજુ ત્યાં ઊભુ છે.

૨ આ કુહાડાનો ઘા હજુ પણ સ્પષ્ટ દેખાય છે.

સંભળાઇ. "તું દિલગીર નહિ થા. તારો ગુનો ક્ષમા કરવામાં આવે છે. તારા આ ગુના બદલ તું નિર્વંશ જઇશ." હુશેન સંતોષ પામી એજ વખતે ગાયો લઇ ભોજાયને રસ્તે પડયો.

× × × ×

( ૨ )

તેણે ભોજાયના લોકોને એકત્ર કરી બનેલ હકીકત વિસ્તારપૂર્વક કહી. લોકો અજાયબ થયા. અને રામુ શાહ પોતાના કેટલાક સ્નેહીઓ અને આગેવાનો સાથે ત્યાં આવી પહોંચ્યો. હુશેનની વાત સાચી હોવાનું તેમણે જાણ્યું. રામુ શાહ અને બીજા લોકો એથી ખુશી થયા. એજ વખતે બધા જણાઓ ગદ્ગદિત કંઠે સ્વયંભૂ શિવને પગે પડયા.

ભોજાયના લોકોની ઇચ્છા આ શિવને પોતાને ગામ (ભોજાયમાં) પધરાવવાની થઈ. અને એકમત થઇ તેમણે કેટલાક મજૂરોને તે જમીન ખોદવા માટે ત્યાં મોકલાવ્યા. પચાસેક મજૂર લોકોના આખા દિવસના પરિશ્રમ પછી એકાદ મથોડું જમીન ખોદાઇ તો પણ લિંગાકારનું મૂળ દેખાયું નહિ. "આવતી કાલે અંત આવી જશે." એવી ભાવના સાથે મજૂર લોકો પાછા ફર્યા પણ આંહી કને ઘટના બીજી બની હતી.

બીજે દિવસે મજૂરો ગયા. જઇને જૂએ છે, તો ખોદાયલું લિંગાકાર ખોદાયલી જમીનની અંદરજ સમાઈ ગયું છે. આથી તેઓ ગભરાયા અને ગામમાં આવી આ હકીકત કહી એટલે લોકો નિરાશ થયા અને પછી મોટી ધામધૂમ સાથે

ગામવાળાઓએ તે લિંગાકારની પ્રતિષ્ઠા (ઓચ્છવ) કરી એક નાની દેરી ચણાવી માનભારથી[1] નામના એક જબ્બર યોગાભ્યાસી મહંતને ત્યાં પૂજા કરવા માટે રાખ્યો. પેલી ધાલી ગાય તેને સ્વાધીન કરવામાં આવી અને આજુ બાજુના સંખ્યા બંધ લોકો તેના ભકત બન્યા.

આ વખતે મૈયાત્રા[2]ઓ લાખાસરની પાસે પોતાના

---

૧ માનભારથીની સમાધિ શ્રી સ્વયંભૂ કોટનાથજીના મંદિરની પાસેજ આવેલી છે. અને તેનો ધૂપ, દીવો નિયમિત થાય છે. સામગ્રી એકઠી કરતાં જણાયું છે, કે આ માનભારથી એક મહાન શકિત યુક્ત મહાત્મા હતા. એ મહંતશ્રીનું ચારિત્ર બીજા પ્રસંગે રજુ કરવામાં આવ્યું છે. પણ તે મૂળ પુરૂષ એ જ હોવો જોઇએ તે વાત શંકા ભરેલી છે.

૨ લાખાસર તળાવ કોટડીથી બોઆ તરફ જતાં અરધા–એક ગાઉ ઉપર જમણા હાથપર આવેલું છે. કોટડી સ્થપાયા અગાઉ મૈયાત્રાઓ અહીં રહેતા હતા. મૈયાત્રાના આ વાસનું નામ "ગંગાજર" હતું. અને મૈયાત્રાઓના મોવડી મનાતા લાખાજી મૈયાત્રાએ આ તલાવ બંધાવેલું હતું. મૈયાત્રાઓ કોટડીના હાલના જાગીરદારો અને ભાયાતોની અગાઉ જમીનદાર હતા. અને આ લાખાસર પાસે પહેલાં તેમનું ગામ હતું તેના નિશાનો–પૂરાવાઓ હજુ પણ મોજૂદ છે. આ ગામનું તોરણ વિ, સં. ૧૫૦૦ માં બંધાયું હતું જે સં. ૧૭૧૭ લગી કાયમ હતું. આ બેસો સત્તર વરસની આવરદા ભોગવી ચુકેલા પુરાણા શહેરની ભાગોળે જે તળાવ આવેલું છે. તેની પાળે મૈયાત્રાઓના ઈષ્ટદેવ જેવા પીર સાહેબ શ્રીજીંયદપીરનો મકબરો ઊભેલો છે. આ જગ્યા ચમત્કારિક મનાય છે અને મૈયાત્રાઓ માત્ર તેને પોતાના ઈષ્ટદેવ માને છે. જેમનું સાહિત્ય બીજા કો'ક પ્રસંગે રજુ કરવામાં આવશે.

ગામ (વાસ)માં રહેતા હતા. જ્યારે મથળા[1]ઓ હનુમાનજીના દેરા પાસે (પોતાના વાસમાં) રહેતા હતા. અને તેમનામાં ધીમે ધીમે આ ભોળાનાથ પ્રત્યેનો ભક્તિભાવ વધવા લાગ્યો. મંદિરની પેદાશ વધવા લાગી. યાત્રાળુઓની અવરજવર પણ વધી પરંતુ શંકરે તો નારદનું કામ કર્યું. ભક્તિમાં ઘેલા બનેલા મૈયાત્રા તથા મથળાઓ વચ્ચે ચકમક ઝરી. એક કહે કે શંકર અમારા જ્યારે બીજો પક્ષ કહે કે અમારા. ધીમે ધીમે વાતનું વતેસર થવા લાગ્યું. ચિનગારી વધતી ચાલી અને તેના પરિણામે અંતે એક દિવસે મોટું રમખાણ થયું, કેટલાકોના માથા રંગાયા. જ્યારે કેટલાકો કામ આવ્યા. પણ આખરે સમાધાની થઇ પરંતુ તે કામ ચલાઉ હતી. “હમણાં તો આપણે સમજી ગયા પણ ભવિષ્યમાં જો તકરાર થાય તો ચોવટ કોણ કરે ?” એ ચર્ચા થવા લાગી અને આખરે બન્ને પક્ષોના કેટલાક પીંઢ (ડાહ્યા) લોકો સાભરાઈ

---

૧ હનુમાનજીનું મંદિર કોટડીથી ભોજાય તરફ જતાં લગભગ ૦ાા થી ૦ાાા ગાઉ ઉપર રસ્તાપરજ આવેલું છે. કોટડી સ્થપાયા અગાઉ મથળાઓનો વાસ આંહી કને હતો અને ત્યાં તેની સાક્ષીરૂપ કબ્રસ્તાનો અને જખદેવનો ઓટલો આદિ હજુપણ કાયમ છે. આ મથળાઓ એક શૂરવીર કોમ તરીકે હજુ પણ પ્રખ્યાત છે. તેમના ઇતિહાસનું સંશોધન ચાલુ છે અને સંયોગો અનુકૂળ હશે તો જનતાને અજાયબ પમાડનારા બનાવો ઐતિહાસિક રીતે જાહેર કરવામાં આવશે. હાલના જાડેજા ભાયાતોની અગાઉ આ મથળા અને મૈયાત્રાઓ આ જમીનના ભોકતા હતા. અને હાલના જાગીરદાર પણ તેમનું કેટલેક અંશે એક વખતના જમીનદાર તરીકે માન જાળવે છે. કહેવાની જરૂરત નથી, કે મથળાઓ અને મૈયાત્રાઓમાંથી ઘણા જણાઓ પોતાને હજુ પણ ગરાસિયા કહેવડાવે છે.

ગયા ત્યાં નરકેશરી હાલાજી[1]ના બીજા નંબરના કુમાર બાવોજી સત્તાશીલ હતા. તેમની આણ ત્યાં પ્રવર્તિ રહી હતી.

મૈયાત્રા અને મથળાઓના મોવડિયોએ પોતાની વીતક ગાથા તેમને કહી અને તેના બદલામાં બાવાજીએ પોતાના ટિલાયત કુમાર ડુંગરજીની તેમને સોંપણી કરી[2] અને મોવડિયો વાજતે ગાજતે તેમને પોતાના વાસમાં તેડી લાવ્યા અને તેજ દિવસે છ છ, પરાજા જમીન ઉભય પક્ષોએ પોતાના આ નવા ઠાકોરને કહાડી આપી.

હાલના દરબાર ગઢની જગોએ એક નાનો ટેલો બાંધી આપી, મૈયાત્રા અને મથળાઓએ તેમાં પોતાના ઠાકોરને ઉતારો આપ્યો. ધીમે ધીમે આ ઠાકોરે પોતાની ચાલાકી વાપરવા માંડી "મુંજો કુટુંબ સાભરાઇમેં રે અને આઉં હીડાં ઇ કમ કીં અચે?" (મારૂં કુટુંબ સાભરાઇમાં હોય અને હું અહીં રહું એ તો બરાબર નહિ.") લોકોને એ વાત સાચી જણાઈ. મોવડિયોએ આજ્ઞા કરી એટલે થયું. તે પછી અગિયારસ, પુનેમ અને અમાસના રોજ બંને વાસ વાળાઓ પાંખી પાળે અને પોતાના બળદો, ગાડાંઓ

---

૧ વધુ જાણવા માટે વાંચો "વીર કેસરી હાલાજી"ની વાર્તા.

૨ હરકોઈ જાગીરદારનો ટિલાયત (મોટો) કુમાર પોતાની રાજધાનીનું શહેર છોડીને બીજું ગામ વસાવે એ બીના એક આશ્ચર્યસૂચક કહી શકાય, અને કેટલાક વાચકો પોતાની શંકાના બળથી આ વાતને વજૂદ વિનાની માને એ સંભવિત છે. પણ આ ઇતિહાસની સાંકળની કડીઓ ગોઠવતાં અમોને કેટલીક એવી હકીકતો મળેલી છે, કે જેથી અમારે " આ બાબત તદ્દન સત્ય છે." એમ નિશ્ચયપૂર્વક કહેવું પડે છે. કેટલાક સંયોગો અને ભેદોને અનુસરી ડુંગરજીને સાભરાઈ છોડવું પડયું.

જોતરી આંહી આવે અને પથ્થરાઓ વગેરે એકઠું કરે. ગૈધર લોકો પોતાનો રોજ મફત ભરે. મજૂર લોકો પણ મજૂરી તદ્દન મફત કરે એમ કરતાં કરતાં થોડાક માસની અંદરજ ઉભય પક્ષોએ પોતાના ઠાકોરને એક સુંદર દરબારગઢ અને તેને ફરતી વિશાળ ભીંતની ભેટ સુપરત કરી.[1]

દરબાર ગઢ તો બે–એક માસની અંદરજ તૈયાર થઇ ગયું પણ કોટડીનું કાચું ચણતર કામ તો ઘણા માસ સુધી ચાલુજ રહ્યું અને જ્યાં સુધી તે કામ પૂર્ણ થયું નહિ ત્યાં સુધી ઉભય પક્ષોએ પાંખી આદિ પાળવાનું અને કામ કરવાનું બિરદ અભંગ રાખ્યું. જેમ જેમ કોટડીનું ચણતર કામ આગળ વધવા લાગ્યું તેમ તેમ તે જંગલની ભયાનકતા નાશ પામવા લાગી અને તેની જગોએ સુંદરતા દેવીનું સામ્રાજ્ય ફેલાતું ગયું.

ડુંગરજી એક પક્કા મુસદ્દી અને લડવૈયા હોવા ઊપરાંત આનંદી પણ બહુ હતા. અને તેથી લોકો વારંવાર તેમની પાસે મેળાવાપર આવવા લાગ્યા. કાચી ચણતરની કોટડી ધીમે ધીમે વધુ સુંદર દેખાવા લાગી. અને લોકોનું દિલ એ તરફ ખેંચાયું, પછી જરા જેટલી પણ ફુરસદ હોય તો લોકો 'કોટડી' તરફ દોડયા આવે. "કો હલેં તો કોટડી?" (કોટડી તરફ ચાલે છે કે?) એ શબ્દ જનતામા વારંવાર બોલાવા લાગ્યો. કોટડીનું ચણતર કાર્ય પૂરું થઈ ગયા છતાં પણ

(૧) જાડેજા શ્રી નોંઘણજીનો દરબાર અસલી હોવાનું માનવામાં આવે છે. અને સંભવ છે, કે લોકોએ ચણી આપેલો મૂળ દરબાર એજ હોવો જોઇએ. હજુ પણ કોઈ કોઈ જગોએ એ અસલી ભીંતનું ચણતર કામ (કાચું) નજરે પડે છે.

લોકોમાં એ કોટડીનું નામ બંધ બેસતું થઈ ગયું. કોટડી, કોટડી, અને કોટડી. એ ધ્વનિ જ્યાંત્યાં સંભાળવા લાગ્યો.

કોટડી તૈયાર થતાં ડુંગરજીએ બીજો પાસો ફેંક્યો. "બેલીઆ !" તેમણે કહ્યું "કોટડીતાં ભનૈ પણ બોખી લગેતી" ( ભીંત તો સરસ રીતે તૈયાર થઇ છે પણ તે ઉજ્જડ જેવી જણાય છે. )

"સે, કીં બાવા ! ?" (કેમ ?)

"માડુએં વગરજા હંધ ખાલી હુએ" ? (મનુષ્યોના વસવાટ વિના સર્વ ઉજ્જડ છે.)

"તડેં હાંણે કેણું કુરો ?" (ત્યારે હવે કરવું શું ?) એક મોવડિયે પ્રશ્ન કર્યો.

"તડેં હાંણે આઈ મીટે મું વટ અચો. આઇં ડીસોતા તીં હીડાં સુગું જંગલ અચ. તીં વરી આઉં પણ હેકલો ઐયાં. કડેંને કડેં જ કોય જમીનધાર કોટડી મથે ચડી અચે ત મું હેકલેનું કુરો થીએ? પણ તીન ટાણે જ આઇં હાજર હુઓ, ત ધુશ્મન પણ પાંઝા હત્થ ન્યારે વંઞે." ઠાકોર બોલ્યે જતા હતા. તેમની જબાન પર આ વખતે સાક્ષાત ચાણાકય દેવી બિરાજેલાં હતાં. ઠાકોરે ચલાવ્યું. "સાભરાઇ મુંથી આડી આય. લોબાય વારા ટાંપી વઠા અઇં. તીં વરી આઇં બોય મુંથી લમા અયો. જ કોઈ ધુશ્મન ઓચિંતો મૈયાત્રેં મથે હુમલો કરે ત સુંકે કે મથળેં કે કીં હૈંયા ખબર ન મીલે. તીં જ કોય મુંતે, કે મથળેં તેં ચડી અચે ત મૈયાત્રેં કે ખબર પૈ ન શકે." ( તમે બધાય મારી પાસે આવીને રહો, અહીંઆં આ ભયંકર જંગલમાં હું એકલો છું જેથી જો કોઈ દુશ્મન મારી પર

ચઢી આવે તો હું એકલો શું કરી શકું તેમ છું. પણ જો તે વખતે તમો હાજર હો તો આપણે તેને સારી રીતે હાથ બતાવી શકીએ. તેમજ સાભરાઈ મારેથી આડી છે. ભોજાયવાળા ટાંપી બેઠા છે. હુમલો કરવાનો લાગ શોધે છે તેવામાં જો કોઇ દુશ્મન ઓચીંતો મૈયાત્રાઓના વાસપર ચઢી આવે તો મને કે મથળાઓને એની બાતમી કંઈ તુરતજ ન મળી શકે. તેમજ જો તે દુશ્મન મથળા ઉપર ઓચિંતો હલ્લો કરે તો મને કે મૈયાત્રાઓને તુરત સમાચાર ન મળી શકે. )

"પણ તડેં હાંણે કેણું કુરે ?" મુખ્ય જમોતરોએ આકુળ થઈને પુછયું.

"કેણું ઇજ, કે હીતે આજા વાસ વસાયો. " ( કરવું એજ, કે અહીં આવીને રહો.)

થોડીવાર ધુસ ધુસ ચાલી. મુખ્ય આગેવાનો મસલત કરવા ડેલાની બાહેર ચાલ્યા અને બે એક કલાક પછી પાછા ફર્યા. "બાવા ! ભલેં અસીં આ વટેજ રોંધા સીં." (અમે તમારી પાસે રહીશું)

બીજે દિવસે ઢોલ અને સરણાઇઓના ગગન ભેદી અવાજો સાથે આ નવા શહેરનું તોરણ બાંધવામાં આવ્યું. પહેલું તોરણ શ્રી કોટનાથજીની મોટી ડેલી પાસેથી તે "શેઠ પ્રેમજી ચંદા અને શેઠ પુરૂષોત્તમ જેઠમલ ચેરીટેબલ ડિસ્પેન્સરી" સુધી. બીજું તોરણ મૈયાત્રાઓના રહેઠાણ પાસેથી તે શેઠ પરશોત્તમ ઉમરશીંના ઘર સુધી. એ પ્રમાણે તોરણ બંધાતાં આજુ બાજુના પ્રદેશોમાં ચર્ચા ફેલાઈ, કે "કોટડી તેં તોરણ બધાણું." (કોટડીપર તોરણ બંધાયું) તોરણનું

માંગલિક કાર્ય પૂર્ણ થતાં આ ગામનું નામ શું નાખવું તે પર ચર્ચા ચાલી. આખરે ઠાકોરે તેનો નિર્ણય કર્યો.

"હીન ગોઠજો નાં તાં અગ્યાથીજ પ્યો અય. જડેં. ગંજો ન હુઓ તડેં પણ પાણ મડે હીન જમીન કે "કોટડી" ચોંધા હુઆસીં. તીં વરી હી તોરણ બંધાણું સે પણ ઇન નાં તેંજ, વરી પણ પાણ મડે ભેરા થ્યા અઇયોં હીન માદેવજે હુકમ સેં. હી મીડે જુકો થ્યો અય, જુકો કીં થીંધો સે મીડે માદેવ જે હુકમ સેંજ. ત પોય હીન ગંજે જો નાં 'માદેવપુર' કો ન વજાણું (આ ગામનું નામ તો અગાઉથીજ નક્કી થયેલું છે. જ્યારે અહીંયાં શહેરનું તોરણ નો'તું બંધાયું ત્યારે પણ આપણે આ જમીનને "કોટડી" તરીકે પીછાણતા હતા. તેમજ આપણે આ જે તોરણ બાંધ્યું છે તે પણ કેવળ કોટડીની હદની જમીનપરજ એટલે આ ગામનું નામ 'કોટડી' જોઇએ. પરંતુ એ બધો પ્રતાપ આ સ્વયંભૂવ-શ્રી માદેવનો છે. જે કંઇ થયું છે, થાય છે અને થશે તે સર્વ એની ઈચ્છા મુજબજ. આપણે સઘળા અહીં જે એકત્ર થયા છીએ તે સરવે એ વિભુજીની કૃપાના બળે જ. તો પછી આ શહેરનું નામ એવું રાખવું કે જેથી આપણને અને આપણી ભવિષ્યની સંતતીને એ પૂજ્ય ઈષ્ટ દેવનું સ્મરણ અહર્નિશ યાદ રહે આથી આ શહેરનું નામ "મહાદેવપુર" નાખવું જોઇએ.) "પણ અસાં જુકો મા' ભારથ મેનત કરે હી કોટકી ભનાઇ અય તેંજો તાં કીએં ન ને?" (પણ અમોએ તન તોડ મહેનત કરી આ મહાભારત જેવી જે ભીંત ચણી છે તેનું તો કંઈ નહિ ને?) એક યુવકે જરા વ્યંગતાથી કહ્યું.

ઠાકોર બહુ ચાલાક હતા. પ્રશ્ન કરનારના હૃદયનો

ભાવ જાણવો તેમના માટે તદ્દન સહેલું હતું. તેઓ બોલ્યા. "ઇ ગાલ સચી અય હીન કમમેં આજી સેનત વખાણે જેડી અય. અને તેંજો નાં કાયમ રે એડો કેણું ઇ મુંજી ફરજ અય. બેલીયા! તડેં હીન શેરજો નાં માદેવપુરી કોટડી રખોંત કીં?–હા, હા બાવા! ઈ ભરાભર અય" સર્વ જણા એક સામટા અવાજે મોટા હર્ષનાદ સાથે બોલી ઊઠયા. "મહાદેવપુરી કોટડી જી જે." આ ગગન ભેદી અવાજ મહાન શક્તિના રચેલા ગોળ ઘૂમટને વીંધતું કયાંક અદૃશ્ય થઈ ગયું કોટેશ્વર મહાદેવકી જય."

× × × ×

આ વાતને આજે સેંકડો વરસ પસાર થયા છે. અને તે દરમ્યાન તો કૈંક નરવીરો પેદા થયા. અને ચાલ્યા ગયા. કૈંક નર પુરૂષોની આહુતિયો અપાઇ. કૈંક કાવા દાવા રચાયા–ભૂંસાયા. કૈંક લેરો દેખાઇ. કૈંક પ્રકારના અવર્ણનિય રંગો દેખાયા. અને અદૃશ્ય થઇ ગયા. કે જેનું વિગતવાર વર્ણન કરવા બેસીએ તો એક મોટું પુસ્તક ભરાય. (જે વખત આવે પ્રસિદ્ધ થશે.) આ ઇતિહાસ પ્રસિદ્ધ શહેરની અંદર શેઠ કાનજીભાઈ જાદવજી, શેઠ પ્રેમજી ભાઈચંદા, શેઠ રણછોડદાસ જેઠાભાઈ, શેઠ ભગવાનજી જેઠાભાઈ ભટ. શેઠ શિવજીભાઇ રાગવજી, શેઠ શામજીભાઈ દેવશી, શેઠ પરસોત્તમ ઉમરસી, શેઠ લાલજીભાઈ સુંદરજી, શેઠ ખાટઉભાઇ કુંવરજી શેઠ ગોવિંદજી માવજી જેવા લાખોપતિ ઉદાર શ્રીમંત ગૃહસ્થો રહે છે. આવા ઉદાર શ્રીમંત ગૃહસ્થોની જન્મભૂમિ થવાનું માન આ શહેરને ઘટે છે; અને આજે પણ દરવરસે મોટી રકમોની ઉદારતા આ શહેરમાં બતાવવામાં આવે છે. આ બધો પ્રતાપ **શ્રીસ્વયંભૂ કોટનાથજીનો છે એમ શું નહિ મનાય કે ?**

# વીરદેવ—લાધોજી.

૧

"જનની જણ તો ભક્ત જણ, કાં દાતા, કાં શૂર,
કાં તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર."

*

"નામ રહંતા ઠક્કરો, નાણાં નહિ રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડ્યાં નહિ પડંત."

**આ** **ભૂમિપર** રાજ કરતી કોમ, જાડેજાઓએ પોતાના દેશને માટે, ટેકને માટે અને ધર્મને માટે ઘણું સહન કર્યું છે; ખોયું છે. કૈક નરવીરોએ તે માટે પોતાના શિરની કુરબાની(ઓ) હસતે મુખડે કરી છે. અને આજે તેવી પવિત્ર ગાથાઓને સેંકડો વરસના વહાણા વાઇ ગયા છતાં જનતા તેમને પ્રેમથી વંદે છે, તેમની વીરતાનું સ્મરણ કરી દિંગ્મૂઢ બની જાય છે; આવી પવિત્ર ગાથાઓના લીસ્ટમાં હાલાપર[૧]ના વીર લાધાજીરાજનું પવિત્ર નામ દાખલ કરતાં મને આનંદ થાય છે.

---

૧ હાલાપર; ૧૭૬૦ ના અરસામાં કોઠારાના ઠાકોર હાલાજીએ મોડપુરી (હાલનો મોડકુબો) મધે મોટ—ગરાસીઆઓને મારી આખો મોડાસો પોતાને કબજે કર્યો તે સાથે તેણે હાલાપુરનો પણ કબજો લીધો. આ પછી હાલાજીના યુવરાજ કુમાર શ્રી ભારાજીએ તે મેળવ્યું અને તેમણે પોતાના પુત્રોને વહેંચણીમાં આપ્યું.

કોટડી મહાદેવપુરીથી છ એક માઇલના અંતરે પશ્ચિમ દિશામાં

એ વખતે હાલાપરના લાધોજી એટલે, તો શરણાગતનો આધાર સ્તંભ. દુ:ખીનો ભેરુ, યાચકોનો કરણ, લાધોજી હજુ બાળક હતા. વીસેક વરસની અવસ્થા માંડ થઇ હશે ત્યાં તો તેમના યશ:ના ડંકા ચોમેર સંભળાઈ ચૂકયા. "લખે જો દાતાર, ઇ લાધોજી સલધાર" આ ઉકિત જ્યાં ત્યાંથી સંભળાવા લાગી. હાલાપરની સમૃદ્ધિ આજુબાજુના ગરાસિયાઓને ખુબ ખૂંચતી હતી.

× × × ×

અઢારમા સૈકામાં રાઓશ્રી રાયઘણજી (પહેલા) દેવલોક પામ્યા.[1] તેમને અગિઆર કુંવરો હતા તેમાંથી ત્રીજા નંબરના કુમાર શ્રી પ્રાગમલજીએ રાજ કબજે કરતાં બાકીના ભાઇઓએ બંદ કર્યું અને પોત પોતાના કબજાના

---

તથા સાભરાઇની નજીકજ ઉત્તર દિશામાં અરધા એક માઈલના અંતર પર નદીની તળ ઉપર આ હાલાપુર આવેલું છે. તેમાં વસતીની સંખ્યા આસરે ૧૨૦૦ થી ૧૫૦૦ જેટલી છે. જૈન વીશા–ઓસવાળ નામક જ્ઞાતિનું પ્રબળ વિશેપ છે, આ શહેરમાં જૈન મહાજન તરફથી એક કન્યાશાળા તથા સ્કૂલ ચલાવવામાં આવે છે. જૈનોનું દેરાસર પણ ઉત્તમ પ્રકારની બાંધણી વાળું છે. અને તેની હદમાં જૈન પુસ્તક–ભંડાર જોવામાં આવે છે. ગામને ફરતો કિલ્લો નથી પરંતુ દરબાર ગઢનો કિલ્લો હજુ કાયમ છે. આ કિલ્લો ચણાતી વખતે હાલાપુર અને સાભરાઈના જાગીરદારો વચ્ચે તકરાર થતાં તેનું ચણતર કામ ઘણીજ ઉતાવળથી કરવામાં આવેલું છે અને તેથી તેમાનું ઘણું કામ કાચું રહી ગયેલું છે. કિલ્લો અંદરના ભાગમાં મજબૂત છે પરંતુ બાહેરથી તે જીર્ણ–પરિસ્થિતિના દેખાવનો જોવામાં આવે છે.

૧ વિક્રમ સંવત ૧૭૫૪ ના આસુ વીદ આઠમ.

થાણા દબાવ્યા જેમાં નોંઘણજીના કુમાર હાલાજીએ કોઠારો દબાવ્યો.[1] આ હાલાજીના ત્રણ કુંવરો હતા. (૧) ભારોજી, (૨) બાવોજી, (૩) હાલોજી; હવે હાલાજીનો સ્વર્ગવાસ થતાં તેમની ગાદીપર તેમના યુવરાજ ભારાજીનો હક્ક થાય પણ "આગેથી ચલી આતી હય" તે ઉક્તિ અનુસાર ભારાજીની ગેરહાજરીનો લાભ લેવાયો અને સૌથી ના ના કુંવર હાલાજીએ કોઠારાનો કબજો લીધો. આથી ભારાજીએ સુથરી આવી ત્યાં પોતાની રાજધાની સ્થાપી. આ ભારાજીને ત્રણ રાણીઓ અને અનુક્રમે ૧૦ કુંવરો હતા.

(અ) જાલીમા રાણીના. (૧) હરઘોળજી. (૨)સત્તાજી, (૩) હોથીજી, (૪) ખેંગારજી (બ) ગોહેલમા રાણીના (૧) મોકાજી. (૨) માલાજી. (૩) બાંભણીઆજી (૪) એકનું નામ નથી મળતું) (ક) સોઢીમા રાણીના (૧) સુજાજી, (૨) કૃષ્ણસિંહજી. ૧૦ કુંવરો. ભારાજીએ તેમને આ પ્રમાણે વહેંચણી કરી આપેલી.

સૌથી મોટો કુંવર હરઘોળજી સુથરી રહ્યો. તેથી નાના સત્તાજી નુંધાતડ, ખેંગારજી ખુઅડે, હોથીજી કડોલી.(બ) ગોહેલમા રાણીના ચાર કુંવરોને લઠેડી, વીઢ, જખણીઆ, એ ગામો મળ્યા. (ક) સોઢીમા રાણીના બે કુંવરો સુજાજી અને કૃષ્ણસિંહજીને હાલાપર એ પ્રમાણેની વહેંચણી મળેલી.[2]

---

૧ સંવત ૧૭૫૬–૧૭૬૦ ના અરસામાં કોઠારો કબજે કર્યો. આ અબડાસાનું એક મુખ્ય શહેર મનાય છે.

૨ વધુ જાણવા માટે વાંચો "વીર દેવ-ઝૂંઝારા" અને "વીર કેશરી ભારોજી" નામક વર્તાઓ.

હાલાપર આવનાર સુજાજી અને કૃષ્ણસિંહજી[1]. તેમાં કૃષ્ણસિંહજીના હકાજી થયા અને હકાજીના લાધોજી થયા.

× × × ×

( ૩ )

આપણી આ વાર્તાનો સમય ઓગણીસમી સદીથી શરૂ થાય છે, કે જે વખતે કચ્છની રાજ ગાદીપર મહારાઓ શ્રી રાયધણજી (બીજા)નો અમલ પ્રવર્તિ રહેલો હતો. વીર ફત્તેહમહમદ હજુ હૈયાત હતો. તેની 'હઇડાં' દેતી હતી. (તેની સત્તા ચાલતી હતી.)

ભાયાતોમાં કોટડીવાલા જાડેજા શ્રી પ્રાગજી પણ એક અગ્રગણ્ય સેનાનાયક હતા. આગેવાન હતા. બાયઠમાં તુર્કોનું જોર હતું. આ રાવશ્રીના અમલ દરમ્યાન રાજમાં કૈં એક પરિવર્તનો થઈ ગયાં. અંધાધૂંધીના નામે કૈં એક વીરોના આત્મા દુઃખાયા. મસ્તક છેદાયા કૈક દગા ફટકા રચાયા. કૈક રંગ બેરંગી દીવા પ્રગટયા, બૂઝાઈ ગયા. “ બાર ભાઇયા મંડળી સ્થપાઈ, ફૂટી ગઈ, પુનઃ સ્થપાઇ. રાવશ્રી કેદ થયા, છૂટયા પુનઃ કેદ થયા અને છૂટયા. અને અધુરામાં પૂરૂં ૬૭, અને ૬૮ ના ભયંકર દુષ્કાળ પડયા. જનતા હાય મારી ગઇ. તે પસાર થતાં સીત્તેરની સાલ આવી.

હાલાપરમાં પટેલ લધોશા કાંથળ, અને યતિ પાનાચંદજી કૈંક ધનવાન મનાતા હતા. જનતામાં તેમની આબરૂ સારી હતી. પાનાચંદ પહેલાં કોટડીમાં રહેતો હતો. પણ અહીં નહિ ફાવવાથી તેમજ કુમારશ્રી લાધાજી સાથે તેનો સ્નેહ

૧ કૃષ્ણસિંહજીનું બીજું નામ કરસનજી હતું.

સંબંધ કંઈક વિશેષ બંધાતાં તે હાલાપરમાં પોતાની અખૂટ મનાતી લક્ષ્મી સાથે જઇ રહ્યો.

આ યતિ પાસે "પારસમણી છે" એવી કેટલાકોની માન્યતા હતી. 'વાવાયાથી નળીયું ખસ્યું' એ પ્રમાણે કેટલાક ડફાંસ મારૂઓએ તો તે પારસમણીનો ચમત્કાર પોતાની સગી આંખે જોયાનો પણ ઇકરાર કરી દીધો. આવી હકીકતોથી કેટલાક લોકો ઉશ્કેરાયા. અને આવી અફવાથીજ આ કાળી ટીલી આપનારો બનાવ બનવા પામ્યો હતો:—

હાલાપરના ઠાકોરનો લધોશા પટેલ મોટો ખેડુત હતો. તે પોતાના ઠાકોરને મૂળાંઓ લેખે ભોગ આપતો. તેની પાસેના બળદો, અને ઘોડાંઓ તો જાણે કોઇ મોટી જાગીરના હોય તેવાં શોભતાં હતાં. દુશ્મનોએ એક જાળ ગોઠવી અને તેમાં કુંવર ફસાયા.

\+ \+ \+ \+

એક રાત્રે કોઇક આવી છૂપી રીતે લધાશાના વાગડિયા બળદો હાંકી ગયું. બે-એક હજારની જોડ હતી. શિંગડીઆળાં બળદોનું હરણ થયું જાણી લધોશા પોક મૂકતો પોતાના માલિક પાસે આવ્યો. "બાવા! આંઈ ધણી હાજર હુંધે આઉં રનાણુંસેં." (તમે મારા માલિક હાજર હોવા છતાં હું લૂંટાયો છું.)

"પટેલ, કુરો આય? ગાલ કર્યોસ." (શું છે? હકીકત કહો.)

"બાવા! પાંઞા હાથીઆરા કો'ક પાઢેવ્યો." (ઠાકોર! આપણા હાથીઆરા બળદો કોઇક લઇ ગયું.)

"પટેલ ચો કુરોતા.? કેં જા ડીં ઉથ્યા અઇં! સચી

ગાલ કર્યો. પટેલ હથીઆરા કેર પાઢ્યો ?" ( પટેલ, તમો શું કહો છો ? તમો સાચું કહો કે આપણા હાથીઆરા બળદો કોણ લઇ ગયું ?)

"બાવા ! ભગવાન જાણે !" પટેલે એક નિઃશ્વાસ મૂકયો.

"ઠીક."

આટલું કહી ઠાકોર ઊઠયા. પોતાના માણસોને સાબદા કરી પગેરાંઓ સાથે હથીઆરા બળદોપર વાર ચઢી. નગારાંને દાંડી પડી. હાલાપરનું કટક પોતાના રાજવીઓ સાથે ચઢયું. એક રાત્રી પસાર થઇ ગઈ. તે અંદરતો ઠાકોરોએ વીસેક ગાઉ ઉપર પદ્ધર (ભુજની પાસે) ગામ નજીક ચોર લોકોને પકડયા. "કુંવર" મોટાભાઇ સુજાજીએ, ચોર લોકોમાંથી એક જણને પડકાર્યો. "હાંણે મુંણુસ ભન જા—આંજા મરધ પુગા અઇં." ( હવે મરદ બનજો. તમારા કાકા આવી પહોંચ્યા છે. ) ચોર લોકોએ જોયું તો ઠાકોરની સેના મોટી અને મજબૂત હતી તેઓ બળદોને છૂટા મૂકી દઇ જીવ લઇને નાઠા. ઠાકોરે મોટા હર્ષથી હથીઆરા પોતાને કબજે કર્યા.

દિવસ ચડયો. ભાણુ મા'રાજ ક્રોધમાં રાતા પીળા—થયા આવતા હતા. હાલાપરના રાજવીઓ મગુરાઇમાં (=મગરૂરી) ત્યાંથી રવાના થયા. આ વખતે તેમના હૃદયમાં આનંદની છોળો ઊછળી રહી હતી. વિજયશ્રીની કૃપાને લીધે દરેકના મુખપર ઉલ્લાસ પ્રસરી રહ્યું હતું. પણ હાલાપરમાં એક જૂદીજ ઘટના બની રહી હતી.

દિ ઊગતાં હાલાપરમાં ચિંતાની ચિણગારી ફેલાઇ ગઇ. બાયઠવાલા તુરકો પોતાના માણસો સાથે હાલાપર માથે ચઢી આવ્યા હતા. ગામની ઓરતો પાણી ભરવા જતી હતી

તેમણે દૂરથી કેટલાક સવારોને આવતા જોયા. તેઓ પાણીનાં બેડાં ત્યાં કૂવાપર મેલી ગામમાં દોડી. ખવાસણો પણ દોડી આવી. દરબાર ગઢના દુર્ગો બંધ કરવામાં આવ્યા.

આ વખતે હકાજીના યુવરાજ લાધોજી સાતેક દિવસ થયા તાપમાં પટકાયા હતા. ગોદડાં ઓઢી તેઓ પોઢયા હતા,

બાયઠવાળાઓએ ગામને પાદરે મેલાણ કર્યું. અને એક માણસ સાથે યતી અને પટેલને પોતાને શરણે આવવા કહી મોકલ્યું. યતી ગભરાયો કારણ કે તે અખૂટ દોલતનો ધણી હતો. પટેલ અને યતી વખત નહિ ખોતાં દરબાર ગઢમાં આવ્યા. તે વખતે લાધોજી તાપના ઘેનમાં પડયા હતા. "બાવા!" યતીએ ડુસકાં ખાતાં કહ્યું "અસાંજા ડીં ભરજી આયા અઇં. હાંણે રામ–રામ!" (ઠાકોર! અમારૂં મોત નજીક આવ્યું છે અને તે માટે અમો તમોને છેલ્લી વખત મળવાને આવ્યા છીએ.)

" પણ આય કુરો ? " ( છે શું ) કુમારે કહ્યું.

" બાવા ! બાયઠવારા ચડી આયા અૈં." ( બાયઠ વાળા ચડી આવ્યા છે. )

" કુલાય ? " ( શા માટે ? )

" મુંજી મિલ્કત લૂંટે લાય " ( મારી મિલકત લૂંટવા માટે )

સે, કીં થીએ ! " ( તે કેમ બને ! )

" થીએ તાં ભરાભર. હેર હાલાપરમેં કોય ધણી હાજર નાંય. ઇ લાગ ન્યારે ચડી આયા અૈં." ( શા માટે ન બને ? આ વખતે હાલાપરમાં કોઈ પણ ઠાકોર હાજર નથી એટલે તેમને એમ કરતાં કોણ અટકાવી શકે તેમ છે ? )

"સે, ન થીએ. આઉં ધણી હાજર હુંધે આંકે જુકો પુછંધો તેં કે આઉં ન્યારે ગીન ઘોસ. પટેલ આઇં ભે ચીંધા થૈ ફરો. ઇનીં જી ખબરૂં આઉં. પૂને ગનધોસ." ( હું પણ હાલાપરનો એક ધણી (માલિક) કહેવાઉં. અને મારી હાજરીમાં તમોને જે કોઇ કંઇ કહેશે તેનો જવાબ હું માગી શકીશ. તમો નિર્ભય બની ફરો. હું એ આવ-નાર–શૂરવીરોની બરદાસ્ત કરૂં છું ) આટલું કહી કુમાર ઊઠયા. અને ખીંટીએથી તલવાર ઉપાડી–યતી અને પટેલ કંઈ કહે તે અગાઉ દુશ્મનોની સામે જઇ ઊભા રહ્યા. "પાજી, કુત્તા" તેમણે કહ્યું "આજા ડીં ભરજી આયા અઇં. અજ આંકે ખબરૂં પોન્યું, કે જાડેજો કીં લપૈજો ખેંધેલ ન હુએ." ( તમારૂં મોત નજીક આવ્યું છે, આજે તમે જાણી શકશો કે જાડેજો કંઈ લાપસીનો ખાનાર (નામરદ) હોતો નથી. )

યુદ્ધ જામ્યું. બરોબર જામ્યું. કુમારે જોત જોતામાં પંદરેક જણને યમસદન પહોંચતા કર્યા. કુમાર બીમાર હતા. તેમને કૈંક થાકોડો (થાક) જણાયો. દુશ્મનોને ફાવવાનો વખત આવી પહોંચ્યો. તે વખતે તેમનો એક બાળ સ્નેહી ત્યાં આવી પહોંચ્યો." અન્નદાતા ! આંજો ગુલામ અચી પુગો અય. માતાજી સાય અય." ( ઠાકોર ! હું આવી પહોંચ્યો છું. દેવી આપણને સહાય છે. )

તે કૂદ્યો. એ અતિત હોવા છતાં ખૂબ લડયો. તેણે પાંચેક જણને યમસદન તરફ વિદાય કરી દીધા. દુશ્મનો નાઠા. કુમાર તેમની પાછળ પડયા. બારલી વાડ લંઘાવી આવ્યા. દુશ્મનો એટલી હિંમતથી નાઠા કે જાણે બીધેલું હરણ.

વિજેતા-કુમાર આનંદિત મુખે પાછા વળ્યા. તેમના હાથમાં તલવાર ખુલ્લી હતી. તેઓ બારલી વાડ ઓળંગી શહેર તરફ આવવા રવાને થયા. તેવામાં છૂપાયેલા એક દુશ્મનની ગોળીએ તેમને ઝીલી લીધા. કુંવર પડયા. ફરી ઊઠયા. તેમણે આજુ બાજુ દષ્ટિ ફેરવી પણ કોઇ દેખાયું નહિ. તેઓ થાબા ખાતા દરબાર ગઢની ડેલીના ઓટલા પર આવી બેઠા. આહીંકને તેમને આરોટ આવી ગઈ. (બેશુદ્ધ થયા) લોકોએ તેમની શુશ્રૂષા કરી. કુમાર શુદ્ધિમાં આવ્યા. " પટેલ કીડાં આય ? ( પટેલ કયાં છે. ) કુમારે મંદ સ્વરથી કહ્યું.

" જી-બાવા, અસીં હી યાં સીં. ( અમે આ રહ્યા ) પટેલ અને ગુરજી ત્યાં દોડી આવ્યા. " અસાંજો હીકડો વાર પણ વિંગો નાંય થ્યો." (અમે સહિસલામત છીએ.)

" ત હૈયો !" કુમારે કહ્યું " બાવાકે રામ રામ દીજા. આઉં મુંજે ધરમ કે પુઆ વંબાતો. મું જો ઘોંખો મ કરજા. મુંજે ભાવરેં કે ચોજા, કે મરો, ત અમર થૈ મરજા." ( મારા પિતાશ્રીને મારા પ્રણામ કહેજો. હું મારા ધર્મનું પાલન કરતાં મરૂ છું અને તે માટે તમો દિલગીર નહિ થતા મારા ભાઇઓને કહેજો કે તમો જ્યારે મરો ત્યારે અમર થઇને મરજો. )

જનતા રડી પડી. કુમારનો પવિત્ર શ્વાસ ક્ષણભંગુર દેહને છોડી ગયો. કુમારની માતાઓ, બેનો, ભાઇઓ, વડીલો, મિત્રો, રડયા-ખૂબ રડયા, દિલફાટ રડયા; અને અત્યારે પણ હાલાપરના પાદરમાં આ ઝુંઝાર દેવશ્રી

લાધાજીનો પાળિયો ઉભેલો છે, અને તે જાડેજા ભાયાતોને, આશ્રિતોનું રક્ષણ કરવાનું પવિત્ર સૂત્ર યાદ કરાવી રહ્યો છે. આવા એક ભીષ્મ સમ અડગ ટેકીલા વીરનું આટલે દરજ્જે પણ ચારિત્ર્ય આંકી અમો અમારી જીંદગીને પાવન થયેલી માનીએ છીએ. વીર–દેવ શ્રી લાધાજી ઝુંઝારના પાળિયાપર આ પ્રમાણેની નોંધ છે.

"સવંત ૧૮૭૦ના ભાદવા (ભાદરવા) વદ ૧૩ ને વાર સોમેઉ ને દને ગામ શ્રી હલાપરના જાડેજા શ્રી હકાજીનાં કુંઅર શ્રી લાધાજી સુરા થેઆ. અસતુ."

---

કુમારશ્રી લાધાજીને નાના મોટા મળી બધા વીસેક જખમો થયા હતા પણ છેલ્લી બંદૂકની ગોળીથી તેમનો અંત આવ્યો. કુમાર જખમી થઈ દરબાર ગઢના જે ઓટલાપર આરોટયા હતા તે ઓટલો હજુ કાયમ છે. તેમના મિત્રનું નામ ચોકસ મળતું નથી પણ ઘણું કરી 'ભવાનગર' હતું. તેને પંદરેક જખમો થયા હતા. અને કુમાર પછી તે દશેક વરસ સુધી જીવતો હતો. તેની સમાધિનું સ્થાન પણ કુમારશ્રીના પાળિયાંની નજીકમાંજ આવેલું છે. બંદૂક છોડનાર બાયઠનો એક (નામ નહિ જણાયેલ) સંગાર હતો. કેટલાકોનું કહેવું છે, કે આ કૃત્ય કરાવનાર કોટડીના જાડેજાઓમાંથી કો'ક વ્યક્તિ હતી. પણ આ હકીકત ગોઠવતાં તે વાત વજૂદ વિનાની માનવામાં આવે છે. છતાં પણ જો કોઈ જાણકાર બંધુ તેનો ખુલાસો કરશે તો આભાર માનીશ. કુમારશ્રી લાધાજીનો જન્મ સંવત ૧૮૫૦ ના વૈશાખ સુદ ૬ ના રોજ થયેલો એવું સાંભળવામાં આવ્યું છે.

"લેખક."

## કચ્છની વીરાંગના.

**ભા !** હી રસ્તો કીડાં વેંધો ?" ( ભાઈ, આ રસ્તો કયા ગામનો છે ? )

" માઈ, તોકે વઞણું કીડાં આય ?" ( બાઈ તમારે જવું કયાં છે ? )

" ધારાધર "

" ત, સે ધારાધર જો રસ્તો હી ન હુએ. " ( ત્યારે ધારાધર જવાનો રસ્તો આ નથી )

" તડે" ( ત્યારે )

" હીતાનું હુક પંધ હલધે, ને પોય બાવરજો બન અચીંધો ત્યાંનું હીકડો ઘસ વેંધો ઉગોણું, ત, સે મ ગનજા; અને જુકો ઓતરો ઘસ વઞે સે સમું હલેઆ વેજા છ ઘસ ધારાધર જે અઞોર તેં ઉભીંધો " ( અહીંથી થોડુંક ચાલતાં બાવળના ઝાડોનું જૂથ આવશે ત્યાંથી એક રસ્તો પૂર્વ દિશાએ જાય છે. તે નહિ લેશો પણ જે રસ્તો ઉત્તર દિશામાં જાય છે તે લેશો એટલે તમો સીધા ધારાધરના પાદરમાં જઈ પહોંચશો ). દુઃખી ઓરત નિઃશ્વાસ નાખતાં ચાલતી થઈ.

× × × ×

સિંધુપતિ લાખાધુરારા[1]ને આઠ પુત્રો હતા. તેમનાં નામ આ પ્રમાણે હતાં. (૧) ચાવડ બોથી રાણીના પેટેઃ–(૧) મોડ, (૨) વેરાર, (૩) ઉઠો, (૪) સાંધ.

(૨) ચાવડ ગોડ રાણીના પેટેઃ–(૧) ઉનડ, (૨) જીઓ,

(૧) સંવત ૧૪૦૦ ના અરસામાં.

(૩) ફૂલ, (૪) મનાઈ. એ રીતે આઠ પુત્રો હતા. સિંધુપતિ લાખા ધુરારાનો ખરો હક્કદાર તેનો સૌથી મોટો પુત્ર મોડ હતો; પરંતુ ધુરારાનો પ્યાર ગોડ રાણી[1] પર વિશેષ હોવાથી તેણે પોતાની પાછળ ગાદીના હકદાર તરીકે ઉનડને કબૂલેલો.[2] અને લાખા ધુરારાના મૃત્યુ બાદ છૂપી રીતે સમા સરદાર ઉનડજી સિંધુ દેશની ગાદી પર ચઢી બેઠા. આ વખતે બીજા ભાઇઓ પોતાના નાના (માના બાપના) ના કારજ પ્રસંગે પાટગઢ[3] મધ્યે પોતાના મામાશ્રી વાઘમ ચાવડાને ત્યાં આવ્યા હતા. તેમને આ વાતની જાણ થતાં તેઓ સિંધમાં આવ્યા પણ ઉનડની તૈયારી મજબૂત હોતાં ફાવ્યા નહિ. આથી મોડજીએ એક નવી યુક્તિ શોધી. તેણે પોતાના આ હરીફ સાથે સ્નેહ સંબંધ સાંધ્યો.

જામ ઉનડ બહુજ ઉદાર અને વિશાળ દિલનો મહારાજા હતો તે પોતાના હરીફોની બાજીમાં ફસાયો. હરીફોના સરદાર મોડ અને મનાઇએ એક દિવસે તેને જમવા નોતર્યો.

ઠારીઢંઢ[4] નામના એક સુંદર નાના બેટડા ઉપર આ મહેફિલ ગોઠવાઇ. એક ઘડી પછી વિદાય થનાર આ મોઘેરા મહેમાનને રિઝાવવા હરીફોએ ખૂબ દિમાક કર્યો હતો.

---

(૧) કેટલાકો તેનું નામ "ચંદ્રકુવરબા" હોવાનું જણાવે છે (૨) પોતાના યુવરાજ મોડજીનો હક્ક રદ કરીને. (૩) પાટગઢ: કચ્છ રાજના લખપત તાલુકાના મુખ્ય શહેર (લખપત) ની ઉત્તર બાજૂએ અઢી કે ત્રણ ગાઉના સુમારપર આવેલ આ પુરાણા શહેરના ખંડેરો હજુ પણ દૃષ્ટિગોચર થાય છે.

(૪) સિંધમાંના એક સ્થળનું નામ છે.

સિંધુ દેશની પ્રખ્યાત ખૂબસૂરત નટીઓને ત્યાં બોલાવવામાં આવી હતી. આખો દિવસ મદિરા અને બેહેસ્તની હૂરીઓના સહવાસનાં પસાર થઈ ગયો. સંધ્યા સમય વખતે ભોજન તૈયાર થયું. મોઘેરા મહેમાન ખૂબ આનંદ સાથે જમ્યા. આખરે વિદાય થવાનો વખત આવ્યો. જામ ઉનડે બધાઓ સાથે હસી હસીને વિદાય લીધી. તે પોતાનાં અંગ રક્ષકો સાથે સવાર થયો. મોડ અને મનાઈ તેને થોડેક સુધી મૂકવાને સાથે ચાલ્યા. ઉનડ નિર્દોષ હતો. હરીફોને પોતાની બાજી સમેટવાની હતી. ઉનડના અશ્વની સાથે જમણા હાથ ઉપર મોડ વાતો કરતો ચાલ્યો આવતો હતો. ઉનડની પછવાડે તેનો ભાઇ મનાઇ અશ્વપર ચાલ્યો આવતો હતો. તેની પાછળ થોડેક દૂર ઉનડના દશેક અંગરક્ષકો ચાલ્યા આવતા હતા અને તેમની પાછળ મોડ અને મનાઇના માણસો સશસ્ત્ર પણ સાદા પોશાકમાં લપેટાઈ ચાલ્યા આવતા હતા.

આ સંઘ એકાદ માઇલ ચાલ્યું હશે તેવામાં દુશ્મનોએ પોતાના કાર્યની શરૂઆત કરી દીધી. મનાઇ, કે જે પોતાના ભાઈ ઉનડની પાછળ શાન્તિથી ચાલ્યો આવતો હતો તેણે પોતાની બાજી બદલાવી અને પોતાની પાઘડી પર તેણે હાથ ફેરવ્યો આ એક સાંકેતિક નિશાન હતું. મોડના માણસો કે જેઓ થોડેક દૂર રહીને ચાલ્યા આવતા હતા તેઓ સાવધ બની ગયા. મનાઈએ વખત નહિ ખોતાં પોતાની તેજસ્વી તલવાર મ્યાનમાંથી બાહેર કાઢી બસ એકજ ઝાટકે સિંધુપતિ જામ ઉનડનુ મસ્તક ભોં ચાટતું થયું. અને ઉનડના અંગરક્ષકો સામા થાય તે અગાઉ તેમના

પણ એજ હવાલ કરવામાં આવ્યા. મોડ અને મનાઇ વિજયી મુખે શહેર તરફ રવાના થયા.[1]

આ કાળમીંઢ બનાવ કંઈ ઝાઝા વખત સુધી છુપો રહી ન શકયો. વિજેતા હરીફો એકેક ડગલું જેમ જેમ આગળ વધતા જતા હતા, તેમ તેમ આ ખબર ચોજનની ઝડપે ફેલાયે જતી હતી. અને તેના પરિણામમાં હરીફો શહેર (નગરસમૈ)માં દાખલ થાય તે અગાઉ રાજ મહેલમાં વસતી બે ઓરતો વેશ પલટો કરી પોતાના એકજ અંગ રક્ષકની સાથે શહેરના દરવાજાની બાહેર આવી પહોંચી.

આ ઓરતો સ્વ. જામ ઉન્નડની રાણીઓ હતી. એકનું નામ નબિરાં બીજીનું નામ ખેરૂઆ. પહેલી રાણીતો તદ્દન ભોળી અને અજ્ઞાન હતી પરંતુ બીજી ઓરત અમદાવાદના બાદશાહની શાહજાદી હોવા ઉપરાંત આશાવંત હતી.[2]

અમદાવાદમાં આ બે ઓરતો છુપી રીતે રહી, જ્યાં ખેરૂન્નિસાને પુરે માસે એક તેજસ્વી બાળક જન્મ્યો. તેનું નામ તમાચીજી ઉર્ફે કાકુ રાખવામાં આવ્યું. વખત જતાં બાદશાહની કૃપા થતાં તમાચીજીને બાદશાહ તરફથી લશ્કર આદિની મદદ મળી અને તેથી તેણે (તમાચીજીએ) દુશ્મ-

---

(૧) મનાઇના આ કૃતને "કેર" તરીકે ઓળખવામાં આવે છે "કેર" નો અર્થ ભયંકર અત્યાચાર થાય છે. મનાઇ સમા વંશજનો મેમ્બર હોવા છતાં તે પોતાના આવા ભયંકર કૃત્યોના લીધે "કેર" તરીકે તે દિવસથી ઓળખાવા લાગ્યો. ઓઢા–જેસંગ–જખરો=એ આ મનાઈ કેરના વંશજ હતા અને અદ્યાપિ પીપરવાળા જામ–કેરના વંશજો કહેવાય છે "કેર" નો અર્થ અકેકકાર પણ થાય છે. (૨) સગર્ભા.

નોનો પરાભવ કરી સિંધનું રાજ્ય કબજે કર્યું. આંહી હવે રહેવું મુશ્કેલ ભર્યું છે એવું જાણી મોડ અને મનાઈ ગુંતરી ગઢમાં આવ્યા. ત્યાંના ગરાસિયા સાંઘ નામના રાજપૂતો હતા તેમને દગાથી મારી [1] એ રાજ તેમણે કબજે કર્યું તોપણ સિંધુપતિ જામ તમાચીજીની બીક તેમને અહિં સુખેથી રહેવા નો'તિ દેતી. મોડ અને મનાઇએ એ માટે એક યુક્તિ શોધી કાઢી.

આ વખતે વાગડ કચ્છપર વાઘેલાકુળ ભૂષણ શ્રીમાન ધરણસિંહજી વાઘેલાની આણ પ્રવર્તિ રહી હતી. વાગડનું મુખ્ય શહેર ગેડી હતું અને ધરણ વાઘેલાની હાજરીથી એની શોભામાં ઓર વધારો થયો હતો. વાઘેલારાજવી આ વખતે ત્રીસેક વરસની ઉમરમાં મહાલતા વીર યોદ્ધા હતા. તેમના એકજ હુંકારે હજારો યુવાન વીરો પોતાના માથાની કુરબાની કરવામાં ડરતા નહિં. વાગડ પ્રદેશમાં નાના, મોટા આબાલ, વૃદ્ધ, સ્ત્રી, કે પુરૂષ સર્વ આ ધરણસિંહજીના રાજઅમલને આનંદભેર શિરસાવધ કરતા હતા. આવા એક મહાન પ્રતાપશાળી નરેશની બેન ઘેણબા સાથે સમા જામ મોડજીએ પોતાના યુવરાજ કુમાર સાડજીનું સગપણ કર્યું. આમાં મોડના ઉદ્દેશ બે હતા. એક તો એજ, કે સિંધુપતિ જામ તમાચી જો પોતાના બાપનું વેર વાળવાને

---

(૧) ગઢ ગુંતરીના રાજવીઓ સાતસાંઘના નામ આ પ્રમાણે હતાં:-(૧) વેરોજી, વેરડોજી, વેરસીંજી, કાંયોજી, કુરપાળજી, રાણોજી, રાજપાળજી: ગુંતરી-ભુજની દક્ષિણ અને પશ્ચિમ બાજૂના ખૂણાપર અઢાર ગાઉ જેટલે દૂર આવેલું શહેર હતું. હજુ પણ તેના અવશેષો કાયમ છે.

કચ્છ ગુંતરી ગઢ પર ચઢી આવે તો તે વખતે આ ગેડી પતિ ધરણુસિંહજીની મદદ બહુજ ઉપયોગી નિવડે અને બીજો ઉદ્દેશ એ, કે ધીમે ધીમે વાગડ કબજે કરવું. સાડ વધુ ભાગે પોતાના શ્વશુર પક્ષમાંજ રહેવા લાગ્યો. અને યુકિત પ્રયુકિત અજમાવી તેણે ત્યાં કિલ્લો બાંધવાની પોતાના સાળા ધરણુસિંહજી વાઘેલાની રજા મેળવી **કંથકોટ**[1] નામનો એક મજબુત કિલ્લો તૈયાર કરાવ્યો.

---

(૧) આ કંથકોટના કિલ્લા માટે (ધી બોમ્બે ગેઝીટીયર. વૉ. ૫. ૧૮૮૦ માં) નીચે પ્રમાણે રસીલું વર્ણન આપવામાં આવ્યું છે.

કંથકોટ "Kanth kot" "પૂર્વે કચ્છ યાને વાગડનામના વિભાગમાં કંથકોટ નામનો એક પુરાતન કિલ્લો ત્રણ માઇલના વિસ્તારમાં એક અલગ ટેકરી પર આવેલ છે. તેની ભવ્ય દીવાલોની અંદર મોટા ઘડાયલા પથ્થરાઓ છે. અને જેમાંના અમુક ભાગપર જરૂરત પડતાં નાના નાના–પથ્થરાઓથી રીપેરીંગ કામ થયેલું છે. એમ કહેવાય છે, કે આઠમી સદીમાં ત્યાં કાઠી રાજપૂતોની રાજધાની હતી; અને તેમના પાસેથી એ સ્થળ ચાવડા રજપૂતોના હાથમાં આવ્યું. સ્થાનિક લોકકથાના આધારે એમ માનવામાં આવે છે કે એ કિલ્લાના બાંધકામની શરૂઆત ઇ. સ. ૮૪૩ (સંવત ૯૦૦) ની સાલમાં થયું છે. મહાન યોગેશ્વર કંથળનાથના યજ્ઞ–કુંડ, ઉપર એ કિલ્લાની દીવાલનો અમુક ભાગ બાંધવામાં આવ્યો જેથી યોગેશ્વરના ગુસ્સાથી એ કિલ્લાના બંધાયલા ભાગનું પતન થયું. કિલ્લો બાંધનારાઓએ વિનયથી યોગેશ્વરની ક્ષમા યાચી એટલે એ સાધુપુરૂષે ફરીથી કિલ્લો બાંધવાની રજા- આપી. અને નિર્વિઘ્ને કિલ્લો બંધાયો. એ મહાત્માજીના ઋણુમાંથી મુકત થવા માટે એ કિલ્લાનું નામ 'કંથકોટ,' રાખવામાં

હવે સમાઓ પોતાના જાતિ સ્વભાવ પર આવવા લાગ્યા. સમો જામ સાડ ધીમે ધીમે પોતાનો કબજો વધારે જતો હતો. આથી ધરણુસિંહના હ્રદયમાં વહેમ ભરાયો. તેણે પોતાનો નાશ નજીક આવતો જોયો.

તેણે સમાઓની યુક્તિ સામે પ્રતિકાર આદર્યો. એક દિવસે તેણે સાડને પોતાને ઘેર જમવા નોતર્યા. જેમાં પોતાની બેનને આવવાનું પણ કહ્યું. આમાં ધરણુસિંહનો હેતુ જૂદો હતો. ધરણુસિંહની બેનને દોઢેક વરસની ઉમરનો પુત્ર

---

આવ્યું. વિક્રમ રાજની દશમી શતાબ્દિની અધવચ્ચે તે સ્થળ " કંથળ-દુર્ગ " ના અભિધાનથી પ્રસિદ્ધ હતું અને સં. ૯૫૦ ની સાલમાં કલ્યાણ કેતાડ ના તૈલપથી ત્રાસ પામી અણહિલવાડના મૂળરાજ આ સ્થળે નાસી આવી ભરાયા હતા. અગિયારમી સદીમાં (૧૦૨૪) એવું માનવામાં આવે છે કે મહમુદ-ગીઝનવીથી ભય પામી ભીમદેવ સોમનાથથી નાસી આવી આંહી ભરાયો હતો. ૧૨ મા સૈકાની અધવચ્ચે (૧૧૪૩) " કંથાગામ "—( ઘણું કરી કંથકોટ નામ હોવું જોઇએ ) ના રાજાએ નગરના રાજા સાથે મળી અણહિલવાડના કુમારપાલ સોલંકીને સામે થયા હતા. એવું કહેવાય છે. ૧૩ મા સૈકામાં તે વાઘેલા રાજપૂતોની રાજધાની થયું હતું અને ૧૨૭૦ ની સાલમાં મોડ અને મનાઇ નામના સમાઓએ તે જીતી પોતાને કબજે કર્યું. પંદરમી સદીની શરૂઆતમાં (૧૪૧૦) મુઝફ્ફરે તેને ઘેરો ઘાલ્યો હતો. ત્યારપછી ત્યાં દેદા-જાડેજાનું આધિપત્ય થયું અને અબુલફઝલના કહેવા પ્રમાણે સોળમી સદીની આખરીએ તે કચ્છના એક ઘણાજ મજબૂત કિલ્લા તરીકે જાહેર થયું. સને ૧૮૧૬ ની સાલમાં કર્નલ ઈસ્ટ સાહેબના વખતમાં તે કિલ્લો અંગ્રેજ સલ્તનતની સાથે જોડી દેવામાં આવેલ અને તે અરસામાં એ કિલ્લાને જમીનદોસ્ત કરવામાં આવેલ તે ટેકરાની

હતો. જો આ મિજલસમાં ઐન આવે તો એનો નાનો બાળક પણ ત્યાં આવવા વિના રહે નહિ; અને જો તેમ થાય તો એક ઝાટકે પોતાના દુશ્મનનું નિકંદન નીકળી જાય. આવા ઊદ્દેશથી તેણે પોતાના ભાણેજને બોલાવવાની આ યુક્તિ અજમાવી હતી.

---

આથમણી બાજુએ ખીણમાં બે મોટા ઉંડા કુવા છે અને એક જૂની સેલોર વાવ છે. અને તેમાં રેતીથી બનાવેલ પથ્થરાના પગથિયા છે. એ ટેકરી પર પુરાતન ત્રણ દેવળોના ખંડેરો દૃષ્ટિગોચર થાય છે. (૧) મહાત્મા કંથળજીનું સ્થળ (૨) મહાવીર ભગવાનનું દેવળ અને (૩) સૂર્યદેવનું દેવળ. તે ટેકરીના પશ્ચિમ ભાગના છેડાપર (૧૨૭૦) મોડ સમાએ ઘણું કરી એક વિશાળ દેવળ ચણાવ્યું હતું તેનું પતન થતાં ફરી તે જગોએ દેદા જાડેજાએ કંથળનાથનું દેરૂં ચણાવ્યું. જે હોય તે પણ એ દેવળ ૧૮૧૯ ના ધરતીકંપથી નાશ પામ્યું છે. અત્યારે ઉંચ્ચા સપાટ પ્રદેશમાં જે એક શુશોભિત દેવળ શિખરબંધી છે. એનું ગુમટ ચાર થાંભલા ઉપર ઉભું કરાયલું છે. અને અંદરના ભાગમાં પદ્માસન વાળેલા પૂજ્ય મહાત્મા કંથળનાથજીની આરસની પ્રતિમા છે. શ્રી મહાવીર પ્રભુજીના દેવળના મંડપના ખંડિયેરમાં દાખલ થવાના બે રસ્તા છે. દરવાજાના એક થાંભલા ઉપર એવું લખેલું છે, કે સને ૧૨૮૩ ( સંવત ૧૩૪૦ ) માં " આત્માદેવના બે પુત્રો લાખા અને સોહિએ એ દેવળ બાંધ્યું છે" જયારે ત્યાંના પ્લાસ્ટર કરેલા પડદાની બીજી બાજુએ એવું લખેલું છે કે દેવળ બાંધનાર આત્માદેવના પુત્ર 'પાસીલ' છે. એ આત્માદેવનાથ ભદ્રેશરના જગડુશાના સંબંધીઓ મનાય છે. એ જૈન દેવળોના ખંડેરોના પડોશમાં કાઠીના માનેતા સૂર્યદેવનુ ઘણું પુરાણું દેવળ છે, અને તેની અંદરના લેખ અસ્પષ્ટ જણાય છે. તેમાં રૂદ્રના અવતાર શિવની

વખત થતાં જામ સાડ પોતાના માણસો સાથે જવાને તૈયાર થયો. તે સાથે તેની (સાડની) રાણી ન ગઇ. ધરણુસિંહે પોતાના બનેવીને ખૂબ આદર સત્કાર આપી બેસાર્યો. તેણે આજુબાજુ દૃષ્ટિ ફેંકી પણ તેમાં પોતાની બેન કે ભાણેજ કોઈ દેખાયું નહિ. આથી તે જરાક નિરાશ થયો. પણ તે કોઈએ જાણ્યું નહિ.

ખૂબ મદિરાનો રંગ ચઢતાં ભાણાં પીરસાયાં; અને સાડજી જમવા ઊઠે તેવામાં પચાસેક હથિયાર બંધ મનુષ્યો તેમના પર તૂટી પડયા. સાડજી દેવલોક પામ્યા. વખત નહિ ખોતાં ધરણુસિંહ પોતાના માણસો સાથે કિલ્લા તરફ વળ્યો. કિલ્લાના દરવાજા અંદરથી બંધ હતા. બે પહેરેગિરો જાગતા હતા. ધરણુસિંહે તેમને દરવાજા ખોલવા કહ્યું. આ વખતે સાડની દાસી ફૂરાક ત્યાં આવી પહોંચી. દરવાજાની ઓથે રહી તેણે જરા ગુસ્સા સાથે પૂછ્યું "શું છે ?"

"દરવાજો ખોલો." "તમે કોણ છો ?"

"તમારા મિત્રો" "નહિ"

"ત્યારે ધરણુસિંહ" "કેમ આવ્યા છે ?"

"અમોને કામ છે." "કોનું ?"

"ફૂલજીનું" "કેમ ?"

"એ અમારા દુશ્મનનો વારસ છે."

---

સ્તુતિના કેટલાક સ્તોત્રો છે એ સૂર્ય દેવના મંદિરમાં સૂર્ય દેવની મૂર્તિ છે; અને તેની એક બાજુએ પુરૂપ તથા બીજિ બાજુએ સ્ત્રી-દાસીની મૂર્તિઓ છે."

( Translated from the Bombay Gazetteer Vol 5–1880. P. 224–225. )

" તમારો દુશ્મન કોણ ?" " સાહજી "
" કેમ ?" " અમારી જમીન એણે દબાવી છે."
" તેથી શું ?" " અમોએ તેનો નાશ કર્યો છે."
" ત્યારે હવે ?"

"તેના પુત્રનો નાશ કરવા આવ્યા છીએ જો તમે ખુશીથી દરવાજા નહિ ખોલો તો અમારે બળ જબરી કરવી પડશે,"

" ઠાકોર !" તે દાસી બોલી " તમે ઘોંઘાટ નહિ કરો. હું પણ તમારીજ લોંડી છું. તમારો હુકમ ઉઠાવવો એ મારો ધર્મ છે. હમણાં બેન તથા ફૂલજી પોઢયાં છે. તમે શાંતિથી ઊભા રહો. હું ધીરે રહીને ફૂલજીને આહીં ઉંચકી લાવું છું. એટલે પછી તમારે જે કાંઈ કરવું હોય તે કરજો."

આટલું કહી ફરાક ચાલતી થઈ. એનું આ કહેવું સાંભળી ધરણ બહુજ ખુશી થયો. તે પોતાના મનમાં દાસીને ધન્યવાદ આપવા લાગ્યો. અરધા એક કલાક પછી ફરાક એક બાળકને ત્યાં તેડી લાવી. તે નિદ્રાવશ સ્થિતિમાં એના શરીર પર બહુ મૂલ્યવાન વસ્ત્રો શોભી રહ્યાં હતાં. ધરણજી !" તે દાસીએ રડતાં રડતાં કહ્યું " આ ફૂલજી હું તમોને સોંપું છું પણ તે વાતની જાણ કોઇને પડવી ન જોઇએ. જો તમારા બેન આ વાત જાણશે તો મને જીવતી ફરવા નહિ દે. ધરણજી ! હું તમારા વચન પરજ વિશ્વાસઘાતી બનું છું. શું કરૂં, કે મારી જીંદગીજ એવા પ્રકારની છે, કે જેમાં માલિકની આજ્ઞાને તાબે થવુંજ જોઇએ એવું શિક્ષણ અપાયું છે. ધરણજી !"

" કેમ ? "

" મને મારી વફાદારી બદલ કંઇ બદલો ? "

" હા, ખુશીથી.

" શું ? "

" આ રત્ન જડિત વીંટી." આટલું કહી ધરણજીએ પોતાની આંગળી પરથી એક રત્ન જડિત વીંટી ઉતારી. તરતજ કિલ્લાની બારી ખોલવામાં આવી. ફરાકે વિલંબ નહિ લગાડતાં તે બાળક ધરણજીને આપ્યું. ધરણજીએ હસતે વદને એ વીંટી ફરાકને આપી. પાછી બારી બંધ થઇ ગઈ.

આ વખતે ધરણ ઘણાજ ઉલ્લાસમાં હતો. તેણે પોતાના સૈનિકોને ચંદ્રાકારે ગોઠવી વચ્ચે જમીનપર તે બાળને સૂવાડયું. આ વખતે પૃથ્વીપર અંધકાર ફેલાયો હતો. પૂર્ણ બહારમાં પ્રકાશતા ચંદ્રદેવ પણ ખિન્ન થઇ એક ઘાટા વાદળના થર પાછળ આ વખતે છૂપાઈ ગયા હતા. નિર્દોષ બાળક મીઠી નિદ્રાનો અનેરો સ્વાદ લઈ રહ્યું હતું.

"મિત્રો!" ધરણજીએ ગર્જના કરતાં કહ્યું " આજે મારા દુશ્મનોનો નાશ હું સંપૂર્ણ રીતે કરી શકું છુ એ માટે મુખ્ય આભાર હું તમારો માનું છું. અલબત જો ફરાકે મારા તરફ પોતાની નિમકહલાલી ન બતાવી હતે તો આ કિલ્લાને કબજે કરવું આપણા માટે મુશ્કેલ ભર્યું હતું પણ તે ચાલાક અને ડાહી ખવાસણ વખતને પીછાણી ગઇ અને તે માટે મેં તેને એક બહુ મૂલ્યવાન હીરો ભેટ આપ્યો છે કે જે વહેંચતાં તે પોતાની જીંદગી લગી એશ આરામમાં રહી શકશે; અને મારી બેનની નોકરી છોડતાં પણ તેને કંઈ સહન કરવું નહિ પડે. મિત્રો, તમોએ જોયું

હશે, કે મારૂં કાર્ય કરી આપનાર તરફ હું કેટલો બધો ઉદાર છું; અને જે કોઇ વ્યક્તિ મારી વિરૂદ્ધ આચરણ કરતી હોય તો તેના તરફ હું એથી પણ વધુ અંશે ક્રૂર થઈ શકું છું. આજના આ માંગલિક કાર્યની પૂર્ણાહુતિ કરવા પછી હું તમો દરેકને કિંમતી વસ્તુઓની ભેટ આપીશ કે જે જોઇ તમો ઘણાજ ખુશી થઇ શકશો; પણ તેના બદલામાં તમારે મને એક વચન આપવું પડશે." "શું ?" મુખ્ય સરદાર બોલ્યો.

" એજ, કે મેં મારા બનેવી સાડજી અને તેના પુત્ર ફૂલજીનો મારા હાથે ઘાત કર્યો છે, તેની બાતમી જનતામાં તમારે ન આપવી.

" બરોબર છે. તમારા વચનને માન આપવા અમો કબૂલ છીએ." બધા એક સામટા અવાજે બોલી ઊઠયા.

"મેં મારા બહાદુર સૈનિકોના મુખેથી એવુંજ સાંભળવાની આશા રાખી હતી. હવે હું મારૂં કાર્ય નિર્વિઘ્ને પૂર્ણ કરૂં છું. " આમ કહી તે પોતાના હાથમાં ચળકતું ભાલું લઇ તે બાળક પાસે આવ્યો. "મિત્રો !" તે બોલ્યો " આ કાર્ય ઘણુંજ ભયંકર છે. આ બાળકના મરણ સમાચાર જ્યારે તેની માતા સાંભળશે ત્યારે તેને કેવો આઘાત થશે !" ધરણ અટકયો. ફરી બોલ્યો. "પણ મારે મારી જાગીર સંભાળવીજ જોઇએ. સાડજીના પિતાએ જાગીર મેળવવા માટે એવા કૈં એકના ખૂનો કર્યા છે. ઈશ્વર ન્યાયી છે. મોડજીનો આત્મા જ્યાં હશે ત્યાંથી આ જોશે, કે પોતાના કરેલાં કૃત્યોનો બદલો મેળવવો એ મુશ્કેલ નથી." આટલું કહી તેણે તે ભાલો એ બાળકની છાતીમાં ઘોંચી દીધો; અને પછી એક તિરસ્કાર યુકત હાસ્યથી તે બાળકને લત્તા

પ્રહાર કરતાં એ બોલ્યો, "સાડજીનો પુત્ર બનતાં તારે આટલું તો અવશ્ય સહન કરવું જોઇએ."

આ પછી તે સરઘસ ધીમે પગલે ચાલતું થયું. કિલ્લાની અંદર દરવાજા પાસે એક જીણી ચીસ સંભળાઇ.

આ પંદરમા સૌકાની વાત છે કે જે વખતે ધારાઘર આ ભૂમિપર એક અનેરૂં સ્થાન ભોગવતું શહેર હતું.[1]

× × × ×

હાલનાં મહાદેવપુરી કોટડી–વિંઝાણ; અને નુંધાતડ–સાભરાઇ; એ વચ્ચેની જમીનપર એનું અસ્તિત્વ હતું. હાલના માંડવી બંદરની સમૃદ્ધિને મળતું એ શહેર હતું. આપણી આ વાર્તાના સમયમાં ચંચનો વંશજ ધૂલ્લારો અથવા ધલૂરો નામનો મહારાજા રાજ્ય કરતો હતો.[2]

---

(૧) અનુમાન પ્રમાણે પણ ચોકકસ નહિ. વખત ચોકકસ મળી શકતો નથી. કેટલાકો એનું નામ "બાંભણાસર" અને "કાંચીબાપાટણ" પણ જણાવે છે.

(૨) "સંવત ૭૦૦ ના અરસામાં સિંધુ દેશપર 'સાહસી' નામક મહારાજાનો અમલ હતો. તેના મૃત્યુ પછી તેના મંત્રી ચચ્ચનો સાહસીની રાણી સુંઅધી સાથે ગુપ્ત પ્રેમ સંબંધ હોવાથી ચચ્ચે તથા સુંઅધીએ રાજા સાહસીના મૃત્યુની વાર્તા છૂપી રાખી અને રાજય કુટુંબના દરેક માણસોના એક પછી એક ખૂન કરાવી સિંધુદેશનું રાજય ચચ્ચને અપાવ્યું. ચચ્ચનો પુત્ર દાહીર થયો. જે સિંધનો અંતિમ હિંદુ રાજા હતો. સંવત ૭૨૯ માં ચચ્ચનો સ્વર્ગવાસ થયો. અને ત્યાર પછી આઠ વરસે દાહીરને સમસ્ત રાજ્ય સત્તા સોંપવામાં આવી. બગદાદના ખલીફાની વતીએ મહમદબિન કાસમ નામના એક સેનાપતિએ દાહીરને હરાવ્યો. "કચ્છનો કેસરી અથવા ઘોઘો અને ચનેસર" "ગુજરાતી"ની ૪૫ મી ભેટ. પૃષ્ટ ૨૭ લેખક શ્રી નારાયણ વીસનજી ઠકકુર.

તેના શહેરમાં અજા [3] અને અણગોર[4] નામના કરાડ વાણિયા બહુજ પ્રસિદ્ધ અને મોટા વેપારી હતા. તેઓ મહારાજા ધૂલારસિંહજી[5]ના કારભારીનું કામ પણ સંભાળતા હતા. તેમના ફળિયામાં ઝીંકણી[6] નામની એક ગરીબ મજૂરણ પોતાના બેએક, વરસના બાળક સાથે આવીને રહી હતી. તે ગામના દળણાં દળતી. તથા કેટલાક શ્રીમંત લોકોના ઘરનું કામકાજ કરી ગુજરાન ચલાવતી; અને તે બાળક દશેક વરસની ઉમરનો થતાં ગામનાં વાછડાં ચારવા લાગ્યો. આથી લોકો તેને ગાભોડિયો કહેવા લાગ્યા. આ ગાભોડિયો સીમમાં જઇ પથ્થરાઓના ઢગલા કરી નિશાન ચીંધવા લાગ્યો. ૧૦,૧૫,૨૦, કદમ જેટલે દૂર ઊભેલા ઝાડોની પથ્થરાઓથી ચીંધણી, કરવા લાગ્યો. તેનો આ ધંધો નવેક વરસ સુધી ચાલ્યો.

× × × ×

---

આ દાહીર સિંધમાંથી નાસી આવી આ પ્રદેશમાં રહ્યો. તેના પુત્ર જેસિસિયા (જયસિંહ નામ હોવું જોઇએ) એ આ ધારાધર (ધારાગઢ)ની સ્થાપના વીર વિક્રમના તેરમા સૈકામાં કરી અને ત્યાં રાજ્ય કરવા લાગ્યો. તેના વંશમાં ધલૂરા બાદશાહનું નામ સંભળાય છે.

(૩-૪) ધી બોમ્બે ગેઝેટીયર જણાવે છે, કે, આ બે જણાઓ લાખા ફુલાણીના બાપના કારભારી હતા અને તેમણે ચૌદમા સૈકામાં શ્રીમઢ મુકામે આશાપુરા માતાજીનું મંદિર બંધાવેલું જે "ધરતીધૂબઈ"ના લીધે જમીન દોસ્ત થતાં ફરી સંવત ૧૮૮૦માં બ્રહ્મક્ષત્રિય શેઠ સુંદરજી શીવજીએ બંધાવેલું છે.

The Bombay Gazetter. Vol 5. 1880 P. 233.

(૫) ધલૂરો-ધૂલારો આનો અર્થ ઉદાર-લહેરી થાય છે આ નામ દુલિપસિંહને મળતું છે. (૬) ઝીંકણી=દુઃખી.

આ વખતે એક વિકરાળ વાઘ શહેરની બાજુની સીમમાં ફૂટી નીકળ્યો. દરરોજ નુકશાની કરવા લાગ્યો. શહેરનું ઘણુ જંગલમાં નહિ જતાં શહેરમાંજ અટકી રહ્યું. ખેડૂ લોકો પોતાનાં સાંતીડાં છોડી શહેરમાંજ બેસી રહ્યા. ધીમે ધીમે પોકાર વધ્યો અને વાઘ પણ હવે દિન પ્રતિદિન નજીક અને નજીક આવવા લાગ્યો. આખરે શાહી ફરમાન વછૂટયું. લાવ લશ્કર સાથે પાદશાહ વાઘનો શિકાર કરવા ચઢયા. સાથે તેલીખાં-તંબોલીખાં ૬૨ ઉમરાવ. ૬૩ રાજા—સબ સારી દુનિયા ચઢી. વાઘ એક અને મારનાર ઘણા. પાદશાહ પોતાની ફોજ જોઈ ખુશી થયો. સરઘસ ધીમે પગલે આગળ વધ્યું. પગીઓએ વાઘ બતાવ્યો.

તે એક ભયંકર વાઘ હતો. આ વખતે નિદ્રામાં તે ઘોરતો હતો. એક તાજી મરેલી ગાય તેની નજીક પડી હતી. પાદશાહના હજૂરિયોએ તેને પડકાર કર્યો:—કેશરી તાડૂક્યો. જાણે વન ધ્રૂજી ઊઠયું હોય તેવી એની ગર્જના હતી. એ આળશ મરડી ઊઠ્યો અને કેટલાકોના પગ છૂટયા. ઘણાજ નરવીરો કહેવડાવતા નાસી છૂટયા. તોપણ સોએક જણ પાદશાહના હાથીને ઘેરી ઊભા રહ્યા. ભયંકર વાઘ કૂદયો અને તેણે શાહના હાથીપર તરાપ મારી. કુદરતની પ્રેરણાથી સર્વ જડત્વ બની ઊભા રહ્યા. પાદશાહ અને યમદૂત—વચ્ચે ઘણું છેટું નો'તું. વાઘના નખ હાથીના ગંડ સ્થળમાં સજ્જડ ચોંટયા હતા. એકજ ઝપાટાથી માવત જમીનપર પડી ગયો તે વખતે એક રું રું રું કરતો પથ્થરો આવ્યો. વાઘના કપાળમાં વાગ્યો અને તે ભયંકર પશુ ધબ કરતું પડયું.

તેનો શ્વાસ ઉડી ગયો.[૨-૩] હવે બધાના ખોળિયામાં જીવ આવ્યો. પાદશાહ અજાયબ થયો. આ શું થયું ? તે એ સમજી ન શકયો. આ આફતમાંથી બચવા માટે તેણે ઇશ્વરનો પાડ માન્યો. તેણે અંબાડીમાં બેઠે ચોમેર દૃષ્ટિ ફેંકી તો વીસેક કદમપર એક ઝાડ હેઠળ કદાવર બાંધાનો પુરૂષ અર્ધ નગ્ન અવસ્થામાં પાદશાહની સામે હાસ્ય કરી રહ્યો છે.

વાઘ પડતાં શૂરવીરો નજીક આવ્યા. પાદશાહનું દળ ફરીથી ઊભરાવા લાગ્યું જોત જોતામાં ત્યાં હજારોની મેદની ઉલટી; પણ પાદશાહની નજર તે વીરને ભૂલી ન શકી. તેણે તેને પોતાની નજીક બોલાવ્યો. પ્રચંડ મેદનીએ આ ભાગ્યશાળીને હડીને માન આપ્યું.

"કોણ છો ?" પાદશાહે પ્રેમ ભાવથી પૂછ્યું.

"ગાભોડિયો."

"ના–ગાભોડિયામાં આવું તેજ, આવું બળ–આવી કળા ન હોય. તું સત્ય કહે."

"શું ?"

"તું કોણ છે ?"

"ગાભોડિયો."

પાદશાહ ઝંખવાણો પડી ગયો. પોતાના મસ્તક પરથી

(૨–૩) કેટલાક પુસ્તકો કહે છે, કે "આ બાળક સીમમાં વાછરડાં ચારતી વખતે લોઢાના ભાલાથી નિશાન તાકતો. કે જે ભાલો તેને એક લુહાર તરફથી ભેટ મળેલો હતો અને આ વાઘનો શિકાર એણે એજ ભાલાથી કરેલો." આ કલ્પના અમોને બંધ બેસતી નહિ જણાયાથી અમોએ તેનું ઐતિહાસિક રીતે સંશોધન ચલાવી આ હકીકત લીધેલી છે. કચ્છી મર્દ વીરોના

હાથ ફેરવતાં તે બોલ્યો.

"તારા માતા પિતા ક્યાં છે ?"

"મારો બાપ ગુજરી ગયો છે"

"મા ?!"

"તે જીવતી છે."

"ક્યાં ?"

"આ શહેરમાં."

"તમે કયાં રહો છો ?" પાદશાહે પૂછ્યું. તેનો પ્રેમ વધતો ગયો.

"કારભારીના ફળિયામાં"

"તારી માનુ નામ ?"

"ઝીંકણી."

"વારૂ ! આજની કચેરીમાં તું તારી માને તેડી લાવજે"

× × × ×

એ દિવસે સાંજરે રાજમહેલના વિશાળ ચોકમાં એક ખાસ સમૈઆની હેઠળ કચેરી ભરવામાં આવી હતી. મોટા મોટા અમીર ઉમરાવ, શૂરા સરદારો ને આમંત્રણ હતા. આજે ગાભોડિયાનો સિતારો ઉદય પામતો હતો. લોકો તેના માટે આતુર હતા. અણગોર સાથે ગાભોડિયો અને તેની મા કચેરીમાં હાજર થયાં. પાદશાહે ગાભોડિયાને

---

પથ્થરના પ્રહારની સાંમે કેટલીક રાક્ષસી તોપો પણ નિરુપયોગી પૂરવાર થઇ છે તો પછી આ જીવીત પ્રાણી તેવા એક વીર નરના પથ્થરાના પ્રહારથી જમીનદોસ્ત થાય તેમાં અમો કંઇ અતિશયોકિત માનતા નથી.

પોતાની નજીક બોલાવી તેના મસ્તકપરથી વાત્સલ્ય ભાવથી હાથ ફેરવી પોતાની નજીક બેસાર્યો. "બાઇ!" તે પાદશાહે વાતની શરૂઆત કરતાં કહ્યું "તું સાચું કહીશ?"

"જી હા–અન્નદાતા."

"આ બાળક કોણ છે?"

"કચેરીમાં શાંતિ છવાઈ ગઈ. આ વખતે એક ટાંચણી પડે તો પણ તેનો અવાજ સ્પષ્ટ સંભળાય તેમ હતું. પાદશાહના દૃઢ અવાજથી જનતાનું હ્રદય ધ્રૂજી ઊઠ્યું." આજ કેટલાક વરસ થયાં એ ગાભાં ચારે છે. આપણે તે જાણીએ છીએ તો પછી આવી હકુ શા માટે? એ પ્રશ્ન જનતાના હ્રદયમાં ઉદ્‌ભવ્યો. તે મજૂરણ શાંત અદબ વાળી ઊભી હતી. તેના શબ્દો સાંભળવા કચેરી આતુર બની. "ખુદાવિંદ! વાતની શરૂઆત કરતાં તેણે કહ્યું "એ મારો પુત્ર છે."— "નહિ–નહિ," તિરસ્કાર યુક્ત હાસ્ય કરી શાહે કહ્યું "તારા પુત્રમાં આવા ઉત્તમ ચિહ્નો ન હોય."

"તો હશે!"

"તો હશે! એટલે શું? જે કંઇ હકીકત હોય તે સત્ય કહે." શાહના સ્વરમાં કઠોરતાનો ધીમો પ્રવેશ થઈ ચૂક્યો હતો. 'ખુદાવિંદ!" તેણીએ કહ્યું "એ મારો પુત્ર નથી તે હકીકત સત્ય છે."

"શું હું તારો પુત્ર નહિ?" એક અજાયબી સાથે ગાભોડિયો બોલી ઉઠ્યો, "મા–મા! તું શું કહે છે? શું હું તારો પુત્ર નહિ?" આ એક બંબગોળો હતો. ગાભોડિયાના દૃશ્યથી કચેરી દ્રવી ગઇ. તે મજૂરણ બોલી "બેટા તું મારો પુત્ર ખરો. પણ હું તારી જનેતા નહિ."

"કેમ?" કચેરી સ્તબ્ધ બની ગઈ હતી.

"સમા મોડજીના પુત્ર સાડજીના લાખોજી, તેની હું પાળક માતા છું."

"મા-ઇશ્વરને વાસ્તે કહું છું, કે તું સાચું કહે. હું કંઇ સમજી શકતો નથી." ગાભોડિયે માથું ખંજવાળતાં કહ્યું.

"સમા સાડજીની ઉન્નતિ તેના સાળા ધરણજીને બહુ સાલતી હતી. અને તેથી એક દિવસે ધરણજીએ સાડજીનો વધ કર્યો."

કચેરી સ્તબ્ધ હતી. આ એક સ્વપ્ન જેવી વાત સાંભળવામાં પાદશાહ તલ્લીન બની ગયો હતો. મજૂરણે વાત ચાલુ રાખી. "સાડજીનો વધ કરી ધરણજી પોતાના માણસો સાથે સાડજીના પુત્ર લાખાજીનો વધ કરવાને કિલ્લા તરફ આવ્યા. તે વખતે ફૂલજી પોતાના માતાજી સાથે પોઢયા હતા. કિલ્લાની બાહેર થતા ઘોંઘાટથી હું દરવાજા પાસે આવી. આ વખતે કિલ્લામાં પચાસેક માણસો હતા. ધરણજીએ ફૂલજીને તેડી લાવવા મને આજ્ઞા કરી. મેં દરવાજા ખોલ્યા નો'તા. તે અંદરથી બંધ હતા. અને તેની ઓથે રહી હું ધરણજી સાથે વાતો કરતી હતી. ફૂલજીને તેડી લાવવાની આજ્ઞા સાંભળી હું ગભરાઇ ગઈ. પણ ફરી મને એ વખતની મારી પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો. હું સાવધ થઈ. મહેલમાં આવી અને મારો પુત્ર એક માંચી પર સૂતો હતો તેને ફૂલજીના વસ્ત્રો પહેરાવી ત્યાં તેડી લાવી."

મજૂરણ અટકી. તેના નેત્રોમાંથી દળદળ પાણી વહેવા લાગ્યું. કલ્પના આવતાં પાદશાહનું રૂવાડું ફરકયું. ગાભોડિયો

ગળગળો બની ગયો. "તું ગભરા નહિ" પાદશાહે તેને આશ્વાસન આપતાં કહ્યું "તારે જે કંઈ કહેવું હોય તે બે ધડક પણે કહે હું એ બધું શાંતિથી સાંભળીશ." ઓરતે ચલાવ્યું.

"મારો બાળક હું ત્યાં લાવી. એથી ધરણજી મારા પર ઘણાજ ખુશી થયા. અને મને તે બદલ તેમણે એક બહુ-મૂલ્ય મુદ્રિકા ભેટ આપી. મેં તે માગી લીધી હતી."

"કારણ?" શાહે કરડાકીથી પૂછ્યું.

"મારે તેવો અભિનય કરવાની જરૂરત હતી. નહિતર એ દુષ્ટને શંકા જાય તેમ હતું. પહેલાં તો મેં ધરણજીની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કરી પણ કિલ્લાની અંદર જોઇતાં માણસો અને સાધનોનો અભાવ હતો."

"રાસ્ત"

"પછી તે બાળક ધરણજીને સોંપી બારી બંધ કરી હું તેની પાછળ છૂપાઇ રહી તેમનો વાર્તાલાપ સાંભળવા લાગી."

"શું?"

"એ યાદ લાવતાં હું સહન નથી કરી શક્તિ. મને કંપારી છૂટે છે"

"વારૂ"

"પછી પોતાના ભાલાથી એ બાળકનો નાશ કરી વાજતે ગાજતે ધરણજી ત્યાંથી વિદાય થયા. હું ધીમે ધીમે રડતી મહેલમાં આવી. આ વખતે મારા બા સાહેબ ઉઠયા હતા. "શું છે?" તેમણે ગભરાટથી મને પૂછ્યું. મેં જવાબ ન આપ્યો. પણ બાનો આગ્રહ વધતો ગયો. છેવટે મારે સત્ય કહેવું પડયું. મેં ફૂલજીનો બચાવ કરતાં મારા એકના એક

વહાલા બાળકનો ભોગ આપી દીધો એ જોઇ બા સાહેબ બહુ પસ્તાયા અને એ દિલગીરીમાં તેમણે પોતાનું શરીર તેજ વખતે છોડી દીધું. હવે અહીં રહેવામાં સલામતી ભર્યું નથી એવું જાણી એ ફૂલજી સાથે વેશ પલટો કરી હું ત્યાંથી ચાલી નીકળી. અને આજ કેટલાંક વરસ થયાં આ શહેરમાં ઝીંકણીના નામથી આવીને રહી છું. આ ગાલોડિયો બીજો કોઈ નહિ પણ તમારા મિત્ર સમા સાડજીનો પુત્ર લાખોજી પોતેજ છે. મેં તેનું મારા જીવથી પણ અધીક જતન કર્યું છે અને હવે તે હું આપ અન્નદાતાને સોંપું છું. "

આ એકરાર પૂર્ણ થતાં બધા અજાયબ થયા. ગાલોડિયો જામસાડનો યુવરાજ છે એવું જ્યારે જાહેર થયું ત્યારે સર્વે તેને માન અને દયાથી જોવા લાગ્યા. પાદશાહ અને કચેરી રડી પડી. દશેક મિનિટ પછી સ્વરને સત્તેજ કરી પાદશાહે કહ્યું "બેન ઝીંકણી, તું ખરેખર સ્ત્રી જાતીમાં નૂર છે. તારી નિમકહલાલી ધન્યવાદને પાત્ર છે. તેં તારા સ્વામીનું રક્ષણ કરવામાં તારા એકના એક વહાલા પુત્રનો ભોગ આપી દીધો એ તારી નિમકહલાલીનાં હું જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે. વધુમાં આ ફૂલજીએ આજે મને નવું જીવન અર્પ્યું છે. તમારા ઉપકારોમાંથી હું છૂટી શકું તેમ નથી અને તેની બદલીમાં હું તારા આ પુત્ર ફૂલજીને મારી એકની એક લાડકવાઈ પુત્રી રૂપાં અર્પણ કરૂં છું. એને મારો જમાઈ બનાવું છું. ફૂલજીને તેના બાપનો ગરાસ કબજે કરવા મારા તરફથી બધી જાતની મદદ મળશે.

\+ \+ \+ \+ \+

અને આ પછી કહેવાની ભાગ્યેજ જરૂરત રહે છે, કે

તે પછી ધલૂરા પાદશાહે પોતાની રાજકન્યાના લગ્ન મોટી ધામધૂમ સાથે ફૂલજી વેરે કરી આપ્યાં. અને પછી મોટું લશ્કર આપી, ધરણુજીને ઝેર કરવા મોકલ્યો. વખતને અનુસરી ધરણુજીએ ફૂલજી સાથે સમાધાની કરી અને પોતાની પુત્રી ઘેણુ ફૂલને પરણાવી. આખરે ફૂલજીએ ધરણુને માર્યો અને પોતાની આણ ત્યાં વર્તાવી. આ ફૂલજીના લાખોફુલાણી અને ધાઓજી નામના બે પ્રતાપી પુત્રો થયા.[1]

(૧) ધરણુજીના નાશ વિષે એવી કથા છે, કે; "કંથકોટનો કિલ્લો કબજે કર્યા પછી ફૂલજી તેમાં રહેતા હતા. આ વખતે ધરણુજી અને ફૂલજી વચ્ચે પૂર્વનાં વેર ભૂલાયાં હતાં પણ દરરોજ રાત્રે ચોપડ રમતી વખતે તેની રાણી ઘેણુ પાસા ઢાળતાં એવું કહેતી કે, "ઢળપાસા જેમ ધરણુનાં ઢળ્યાં." (આનો અર્થ એવો થાય છે કે, મારા પિતા ધરણુજીએ પોતાના દુશ્મન જામ સાડજીનો નાશ વગર વિલંબે કર્યો તે રીતે હે પાસા તું મારા દુશ્મનોનો નાશ કર.) આ મેણાંથી ફૂલજી બહુજ ગુસ્સે થતા તોપણ દુશ્મનોની ઓલાદમાંથી ઉતરેલી આ ઓરત બંધ નો'તી રહેતી. આ પરથી ફૂલજીએ ધરણુને મારવાનો વિચાર કર્યો.

ધરણુજી શિવનો ચુસ્ત ઉપાશક હતો. ભક્ત હતો અને તેમાં સિક્રા ગામના કાગેશ્વર મહાદેવપર એને આસ્થા બહુજ, તે બનતાં લગી તો દરરોજ ગેડીથી અહીં આવતો દરેક સોમવાર એના માટે તો નકકી હોયજ. સોમવારના રોજ ધરણુજી આ કાગેશ્વરજીના દર્શન કરવાને અવશ્ય આવતોજ. ફૂલજીએ તે ધ્યાનમાં રાખ્યું અને એક દિવસે ઓઠાણે આવેલી ઘોડીઓને તેણે રસ્તાપર ચારવાને છૂટી મૂકી દીધી. આ ઘોડીઓને જોઇ ધરણુજીનો 'રત્નાકર' છેડાયો તેથી કાબુમાં રહ્યો નહિ અને આખરે તે ઘોડીઓના ટોળામાં ગયો જ્યાં ફૂલજીએ તેનો ઘાત કર્યો. અને તેના મોઢાનો દેખાવ કાયમ રહે તે રીતે તેના શરી-

# મહાત્મા મામૈયો દેવ.

આખડા અણુભંગનો જીવ આજે ખુશીમાં હતો. જે મહાત્માના દર્શન કરવાને એ કેટલીક મુદત થયા આતુરતા ધરાવતો હતો તે વીર આજે તેની રાજધાનીમાં આવનાર હતા.

તે મહાત્માનું નામ મામૈયો દેવ હતું. જૂનાગઢના

---

રની ચામડી ઉતરાવી નાખી અને કોઇ ન જાણે તે રીતે રાણીના બેસવાના મોટા ચાકળા હેઠળ પથરાવી મૂકી. અને તેજ રાત્રે ચોપડ રમત રમાઈ. આ વખતે રાણી સગર્ભા હતી. અને તેણે પાસા ઢાળતાં પોતાની આદત મુજબજ હંમેશનો દુહો કહ્યો "ઢર પાસા જીંઘરણુજા ઢર્યા." આ મેણું સાંભળી ફૂલજી જરા હસ્યો. રાણીને વહેમ ગયો. તેણે પોતાના પતિને હસવાનું કારણ પૂછ્યું. ત્યારે ફૂલજીએ વ્યંગમાં ચાકળો ઉપાડી ઘરણુના પાસા ઢળેલા તેને બતાવ્યા અને વધુમાં કહ્યું કે "રાણીજી મને તમારે છંછેડવામાં સાર નથી. તમોએ હવે જાણ્યું હશે, કે ઘરણુના પાસા (અવનતિ) કેવા ઢળ્યા છે."

ફૂલજીના આ કથનથી રાણી બહુજ ગુસ્સે થયા અને વખત નહિ ખોતાં એક તેજસ્વી કટાર લઈ પોતાના પેટમાં હુલાવી, ફૂલજીએ આડો હાથ નાખ્યો પણ મોડું હતું. પેટ ચીરાતાં તેમાંથી એક બાળક જીવતું નીકળ્યું. તેનું ખૂબ જતન કરતાં એ મોટું થયું તેનું નામ ઘાઓજી પાડવામાં આવ્યું. અને ફૂલજીના મરણ બાદ કચ્છની ગાદીપર લાખો ફૂલાણી અને પદ્ધરની ગાદીપર ઘાઓજીના કુમાર પુંઅરોજી બીરાજ્યા. જેની આખ્યાઇકા "જામ પુંઅરો અને રાજે"ના નામથી જનતામાં હજુ સુધી પ્રસિદ્ધ છે.—

લેખક.

રા'ખેંગાર (ચોથા) નો એ જીવજાન દોસ્ત હતો. તેની ચમત્કારિક વિદ્યાની કીર્તિ તેના આવવા અગાઉ કચ્છ સમસ્તમાં પ્રસરી ગઇ હતી. મોટા મોટા જાગીરદારો, શૂરાઓ, રોગીઓ, અને આસ્તિક જનો તેના પગની રજ મસ્તકપર ચઢાવી પાવન થવાને આતુર બન્યા હતા.

મામૈયો કચ્છનો એક ખરેખર વિધાતા જેવો હતો. એ મહાત્માના સ્થૂળ શરીરને ગયે આજે પાંચ પાંચ સૈકાના વા'ણા વાય છે; તો પણ કચ્છીઓ તેની ગાથાને પ્રેમપૂર્વક યાદ કરે છે એજ તેની મહત્તા અને પ્રભુતાની સાક્ષી રૂપ છે.

જૂનાગઢના રાજવી રા'ખેંગારની રજા મેળવી એ કચ્છ તરફ આવવાને રવાને થયો હતો. કેટલેક દિવસે તે ધુમલી આવ્યો. ત્યાંના જેઠવા નરેશે તેનો ખૂબ આતિથ્ય સત્કાર કરી પોતાનો પ્રેમ બતાવ્યો. કેટલાક દિવસ રોકાઇ ત્યાંથી જેઠવા નરેશની રજા લઇ તે ફરતો ફરતો વડસરની ઉત્તરે ત્રણ ગાઉ ઉપર આવેલ નલિનપુરમાં[1] આવી પહોંચ્યો.

---

(૧) હાલનું નલિયા. આ શહેર વિશે કરનલ બારટન (Colonel Bar.on) સાહેબ જણાવે છે કે

"Naliy a in abda'sa, north latitude 23°31 and east longitude 68° 51, four miles from Tera, with a population of 5238 souls, is one of the most thriving towns in west cutch. Walled and well built it has a class of prosperous traders, some of them local dealers in piece goods, hard were, and sugar, others retired merchants who have made fortunes in Bombay or Zanzibar' (The Bombay Gazetter Vol, 5. 1880 P. 245,)

તે વખતે વડસરના અધિપતિ તરીકે વીર અબડાની સત્તા પ્રવર્તિ રહેલી હતી. તે એક વચની અને શૂરવીર ક્ષત્રિય બચ્ચો હતો. આશ્રિતો અને યાચકોનો એ આધાર સ્તંભ હતો. ધર્મપર તેને શ્રદ્ધા હતી. મામૈયા દેવની કીર્તિ તેના કર્ણોપર જ્યારથી આવી હતી ત્યારથી તેના હૃદયમાં એક લાલસા જાગી હતી "હું એ મહાપુરૂષના દર્શન ક્યારે કરૂં ?" તે આવા વિચારમાં હતો ત્યાં તેને સમાચાર મળ્યા કે પ્રસિદ્ધપીર મામૈયો થોડાક દિવસ થયા નલિનપુરમાં આવી પહોંચ્યો છે.

આ સમાચારથી તે બહુજ ખુશ થયો અને તુરતજ પોતાના એક વિશ્વાસુ નોકરને કેટલાક સવારો, એક પાલખી અને મસાલ સાથે પીરને બોલાવવા મોકલ્યો. "જીએપીર !" તે સરદારે મામૈયા દેવ પાસે આવી નમ્રતાથી કહ્યું "અબડો-અણભંગ આકે તલભે તો "(મહારાજ ! અબડો તમોને મળવા બહુજ આતુર છે.) "ભલે આઉં સુભાણે અચઘાંસ. હી ધીમાક ખણી વંઞેસ માંકે ઇ, ન ખપે." (ભલે હું કાલે સવારમાં આવી પહોંચીશ. આ સવારો અને પાલખીઓ લઇ જાઓ. મને એ માન ન જોઇએ.)

સરદાર નમન કરી પોતાના રસાલા સાથે ચાલતો થયો તેણે આ સમાચાર અબડાને આપ્યા. અબડો એના આવવાથી પોતાના શહેરને કૃતાર્થ થયેલો માનવા લાગ્યો.

આજે વડસરમાં ખૂબ આનંદ વર્તાઇ રહ્યો હતો. પાંચેક સો યુવાન લઠ્ઠબંધ યોદ્ધાઓનું ટોળું વીર અબડા સાથે શોભી રહ્યું હતું. સૌથી આગળ અબડાના માનીતા ઉસ્તાદ (લંગાઓ) ઢોલને દાંડીથી ગજવતા ચાલ્યા આવતા હતા.

તે પછી શહેરની સુંદરીઓ પાણીના ભરેલાં બેડલાં લઇ ચાલતી હતી. મામૈયાનું એ સ્વાગત હતું.

ચાર સવારોને રસ્તાપર ઊભાડવામાં આવ્યા હતા. દેવની વેલ આવતી જૂએ એટલે કપડીની નિશાની કરી સૂચના આપવી એવો પ્રબંધ ગોઠવાયો હતો દેવની વેલ દેખાઈ અને સવારે તેના આવવાની સૂચના આપી એટલે વીર–અણુભંગ ઉલ્લાસમાં આવી પોતાના સાગરિતો સાથે જરા આગળ વધ્યો.

ગામને પાદરે આ જૂથ ગોઠવાયું હતું. દેવની વેલ આવતાં લોકોએ 'જીએપીર'ના ગગના ભેદી અવાજોથી પોતાનો હર્ષ જાહેર કર્યો. વેલ ઊભાડવામાં આવી અને પીર હેઠે ઊતર્યા. લોકો તેમને પગે પડયા. વીર અણુભંગે પણ આ મહાત્માના પવિત્ર હસ્તને ખરા હૃદયભાવથી ચુંબન કર્યું. ગામની સુંદરીઓએ પીરને તિલક કર્યું. પીરે બેડામાં એકેક કોરી નાખી, આવેલ બહેનોને પગે પડયો.

ફરીથી આ સરઘસ વાજતે ગાજતે શહેરમાં આવ્યું. વીર અબડાના વિશાળ ડેલામાં પીરને ઉતારો આપવામાં આવ્યો. તુરતજ ડેલાની અંદર બે મોઘ પાથરવામાં આવી તે પર સફેદ દૂધિયા રંગના ગાદલાં બિછાવવામાં આવ્યા. વીર અબડો મહેમાનો માટે પ્રાણ પાથરતો. "ખમું" પોતાના વિશ્વાસુ લંગાને સંબોધી અબડાએ કહ્યું "પીરબાવાજી સર-ભરામેં ખામી ન અચે" (દેવના સ્વાગતમાં ઉણપ આવવી ન જોઇએ.)—

"ખમાં, બાવાકે પીરની મેમાન બાવાજા થ્યા અઇ.

પોય ખામી કુલાય અચે ! ? " (પીરશ્રી આપ જેવા મોટા રાજવીના પરોણા થયા છે તો પછી તેમના સ્વાગતમાં ખામી શા માટે આવે ? એટલે કે નજ આવે.) આ વાતચીત પીરે સાંભળી. તેઓ દિલમાં જરા કચવાયા. પણ અબડો મુસદ્દી ન હતો. નહિતર પીરશ્રીના ચહેરા પરથીજ તેમનો ભાવ જાણી શકત.

આખું ગામ પીરને પગે લાગી ગયું. આડા અવળા ગપોટા મારતા બપોરના રોટલાનો વખત થયો. પીરને બોલાવવા નોકરો આંટાપર આંટા ખાવા લાગ્યા; પણ પીર આજે જમવા નો'તા ઊઠતા. છેવટે અબડો બોલ્યો. "બાવા, માની ટાણું થ્યો." (મહારાજ, જમવાનો વખત થયો છે.) "અજ મુંકે ભૂખ નાંય."—(આજે મને ભૂખ નથી લાગી) પીરે જવાબ આપ્યો. "સે, કીં કમ અચે ? બાવો જમેં તજ આઊં જમાં નકાં મુંકે ખેણુ હરામ અચ." (જો તમો જમવા ઊઠો તોજ હું જમીશ નહિતર મારે ખાવું હરામ છે.) અબડાએ કહ્યું. તેની આ હઠ જોઇ પીર ઊઠયા. દરબાર ગઢની અંદરના એક સ્વચ્છ ઓરડામા પાટલા ઢાળવામાં આવ્યા હતા.

કેટલીક તાંસળીઓ જુદી જુદી વાનગીથી ભરેલી લાવવામાં આવી. હાથપગ ધોઇ પીર અને અણભંગ નજીક નજીક બેઠા. અબડાના ચાર પાંચ માનીતા મુખ્ય સરદારો પણ એજ હારમાં જમવા બેઠા. ખવાસો વાસણ લઇને આવજાવ કરી રહ્યા હતા. છાશ, રોટલા, અથાણું શાકની તાસકો આવી પહોંચી દરેકને પીરસાઇ.

× × × ×

બધાઓએ જમવાનું શરૂ કર્યું. અણુભંગ ખાસ આગ્રહ કરીને પીરશ્રીને પીરસાવતો આવે. રસોઇપરની મેનેજમેન્ટ, (દેખરેખ,) આજે આપણા ખમું ઉત્સાહની હતી. અબડાનો એ જમણા હાથ જેવો હતો. અબડો એને પૂછયા વિના પાણીએ નો'તો પીતો. પણ વીર અણુભંગને એ ખ્યાલ ન હતો કે, ખમું લંગો છે. "લંગા ન થીએં પીર." એ કહેવતને તે આ વખતે ભૂલી ગયો હતો. બધા જણ ખાવાની લહેજતમાં પડયા હતા. જૂદી જૂદી બનાવટના શાકની લહેજત સર્વ જણ ચાખી રહ્યું હતું. તેવામાં ખમુંએ પોતાની ચાલાકી વાપરી એક તાંસળી પીરના પાટલા પાસે સેરવી દીધી. દેખાવમાં તે શાક હતું. પણ જાણકાર હોય તેજ જાણી શકે કે તેમાં ભયંકર દગો છે. વીર અણુભંગના મોતનું એ આમંત્રણ છે.

નવીન શાકની તાંસળી પોતાના પાટલાની નજીક આવતાં પીર ચમકયા. રામ ! રામ ! કહેતાં તેઓ ઊઠયા. બધા અજાયબ થયા. જમવાનું પડતું મૂકાયું. અણુભંગ કંઈ કલ્પનાજ કરી ન શકયો. 'ભા–અણુભંગ!' પીરશ્રીએ જરા ગુસ્સા ભરેલા અવાજથી ચલાવ્યું "મુંજી મેંમાની લાય આઇં જેંકે ચ્યા હુઆ તેંજા કરતૂક નેયારો." (ભાઇ અણુભંગ! તમોએ મારી સરભરા કરવાનું તમારા જે વિશ્વાસુ માણસને કહ્યું હતું તેનું કારસ્તાન તો જૂઓ.)

"કો બાવા !" (કાં–દેવ શું છે ?)

"ઈ આખર પંઢજી જાત તેં વ્યો." (એ છેવટ પોતાની જાત પર ગયો.) 'ખમું !' તેમણે જરા ઓજસ્વિતાથી ચલાવ્યું. "હીતે અચ. મરદેંજી મેરજો લાભ તો ઠીક ગીડે

આય. પણ તું ઘેવાનો અઇયેં. ભૂત, ઝુન, કે છડી તો ખેતર પારસેં ખેડ કે અય પણ ખેર!" (ખમું, અહીં આવ. તેં વીર અણુભંગની કૃપાનો લાભ ઠીક મેળવ્યો છે. પણ તું મુરખ છે. ભૂત-પ્રેતને છોડી તેં ખેતરપાળ સામે બાથ ભીડેલ છે. પણ ખેર!) તે હવે અણુભંગ તરફ ફર્યો. "તું શુરો અંગે." તેમણે કહ્યું "તું લે'રી અંચે." તું શૂરવીર છો : તું આનંદી છો. આટલું કહી તેમણે એક નિઃશ્વાસ નાખ્યો. ફરી બોલ્યા.

"તો હીન હલકી જાતસેં હીતરી મડે મોંબતકે અય. ઇનતેં હીતરો મડે ઈતબાર રખે અય. તેંતા મુંકે લગે તો, કે હાણે તોજો મોત ઓડો આયો ખપે—પરદેશી બાછા જે હથાનું તું મરને. તું તોજો હિંદુઆપણું વંઞાઇને." (તેં આ હલકી જાત (લંગા) સાથે મિત્રતા બાંધી તેનાપર આટલી હદ સુધીનો વિશ્વાસ રાખ્યો છે તો હવે તારૂં મોત નજીકમાં આવ્યું હોય એવું મને જણાય છે. વિદેશી બાદશાહના હાથેથી તારૂં મૃત્યુ થશે અને તું તારો હિંદુ-ધર્મ પણ ખોઈશ.)

"ખમું! પાણીજો લોટો ખણી અચ" (ખમું,! પાણીનો લોટો લાવ. પીરશ્રીએ આજ્ઞા કરી.)

ખમુંએ આ સર્વ હકીકત સાંભળી હતી. તે એક ખૂણામાં ઊભો ઊભો ધ્રુજાતો હતો. પણ હાથેથી છટકી ગયેલી બાજી એમ તુરત સુધરે તેમ ન હતું. પાણીનો લોટો લઈ તે પીરની નજીક આવ્યો. તેમાંથી પાણીની એક અંજલી ભરી તેમણે તે તાંસળીપર છાંટી. બધા આશ્ચર્ય

પામ્યા. તે એક મોટું કુતૂહલ હતું. શાકની તાંસળી અંદરથી એક મ્હોટો બિલાડો કૂદીને બાહેર આવ્યો.

હવે તે વાત દરેકના સમજવામાં આવી. અબડો ખૂબ પસ્તાયો. પીરની ઘણીજ આજીજી સાથે માફી માગવા લાગ્યો. પણ હવે શું થાય! પીરની જબાન રામનું બાણ હતું. પીર જમ્યા વિના ઊઠયા.

ગામના બધા લોકોએ પીરને રોકવા માટે ઘણી કોશેશ કરી પણ પીર રોકાય તેમ ન હતું. કારણ કે તેમણે હવે પોતાની 'લીલા' સમેટવાની હતી. પીર મામૈયો અહીંથી તેજ દિવસે નગર સમૈ તરફ રવાના થયો.[૧]

---

(૧) આ પછી કેટલોક વખત પસાર થઇ જવા બાદ સિંધના ઉમર કોટની સુમરીઓ આ વીર અબડાને શરણે આવી. દિલ્હીપતિ અલ્લાઉદીનશાહ તેમની પાછળ ચાલતો વડસર આવી પહોંચ્યો. સુમરીઓ પાછી સોંપી દેવા બાદશાહે તેને ઘણો સમજાવ્યો પણ આશ્રિતોનો એ પાળક હતો. શાહી આજ્ઞાનો અનાદર કરી એ વીર તેની સામે લડયો. આ યુદ્ધમાં એણે ઘણી બહાદુરી બતાવી છેવટે તે સંવત ૧૩૫૬ ના શ્રાવણ સુદ ૧૨ ને દિને મરણ પામ્યો તે વખતે તેની ઉમર ૨૫, વરસની હતી. આ યુદ્ધની શરૂઆત સંવત ૧૩૫૬ ના જેઠ સુદ ૧ ના રોજે થયેલી. અને લોકોકિત અનુસાર કહેવામાં આવે છે કે તે વખતે આકાશમાં ઘનઘોર ઘટા સાથે વર્ષાદ ચઢી આવ્યો. આ વખતે વીર અબડાનું હ્રદય દ્રવી ગયું. તેમણે તે માટે પોતાના વડીલ બંધુ શ્રીમોડજી (કે જે મોડવીર તરીકે ઓળખાય છે.) તેમને આજીજી સાથે કહ્યું કે "આ વર્ષાદથી મારો હર્ષ તૂટી જાય છે. માટે જો તમો આ વરસાદને અટકાવો તો હું આ માંગળિક-કાર્ય દિલભરીને પૂર્ણ કરૂં." કહેવાય

## કસૂંબલ વીર.

કોટડીના જાડેજા શ્રીપ્રાગજીનું પૂર હતું. પ્રાગજી એટલે કચ્છના ભાયાતોની જબાન; પ્રાગજી એટલે સમગ્ર કચ્છનો એક મહાન ચાણાક્ય વીર; આ પ્રાગજીને પૂછયા વીના કચ્છના રાવશ્રી પાણીનું એક ટીપું પણ ન પીએ; એજ પ્રાગજીની સલ્લાહ ઉપર કચ્છના ભાયાતો,—જાડેજા વીરોના મસ્તકો ઝૂકી રહેલાં હોય; અને વધુ આશ્ચર્યજનક તો એજ, કે ખુદ-બ-ખુદ કંપની સરકારનો એજંટ કમાન મેકમરડુ સાહેબ તો એને આધીનજ. જાણે એનો ખાસ મિત્ર; આ પ્રાગજીના દાયરામાં બે, ચુવાન મરદોનો પ્રભાવ ખૂબ હતો.

વીર અબડાજી અણુભંગના દાયરામાં જેમ એકજ વીર ઓરસાજી મૂછને ત્રણ ત્રણ વળ દઈ બેસતો તે મુજબ આ

---

છે કે મોડપીરની પ્રાર્થનાથી વર્ષાદ બંધ પડી ગયો અને આ યુદ્ધ ૭૨ દિવસ લગી ચાલ્યું ત્યાં સુધી વરસાદની એક બુંદ સરખી પણ પડી નહિ. અને અદ્યાપિ પર્યંત જનતાની એક એવી દ્રઢ માન્યતા છે, કે જેઠ માસના જેઠી નક્ષત્રમાં જો ગાજવીજ થાય તો તે પછી ૭૨ દિવસ સુધીમાં વર્ષાદનો એક પણ છાંટો વરસે નહિં. અબડા અણુભંગનું ખરૂં નામ જામ જખરોજી હતું. તેના બીજા બે ભાઇઓના નામ મોડજી અને સપડજી હતાં. જામ રાયધણજી (સંવત ૧૨૩૧-૧૨૭૧) ના પુત્રોના નામ આ પ્રમાણે હતાં (૧) દેદો (૨) ઓઠો (૩) ગજણુ (૪) હોથી (૫) પોંયલો. રાયધણજીએ તેમને આ પ્રમાણે ગરાસ વહેંચી આપેલો:—નંબર ૨ વાળા ઓઠાજીને લાખિયાર વીઅરાની રાજગાદી (૧) દેદાને બે પાંતિમાં કચ્છનો પૂર્વ ભાગ. સીક્રાથી ઉગમણી તરફ વાગડ, મચ્છુ કાંઠો અને અંજાર ચોવીસી (૩) ગજણુજીને વેઆર ડુંગરની આથમણી તરફનો ભાગ

મહાન ચાણક્ય પ્રાગજીના દાયરામાં બ–બે ઓરસાજી–યુવાનો મૂછને આમળતા બેસી રહેતા. એકનું નામ ખીંચરો જ્યારે બીજાનું નામ હાજોજી હતું.

તેઓ જાતે મથળા હતા; જમીનદાર હતા. હિન્દુઆ ધરમ પાળતા શૂરવીર હતા; છતાં તેમની બળવાન ભૂજાઓએ કદી અન્યાય નો'તો કર્યો. ગામના સરવે લોકો આ

---

(૪) હોથીજીને બંદરા ઈત્યાદી બાર ગામ અને (૫) પોંયલાને ગરાસમાં જુડબ આદી ગામ મળ્યાં. આમાં ત્રીજા નબરના બારાપતિ ગજણજીને હાલોજી અને જીયોજી નામના બે કુંવરો હતા. ગજણજીના સ્વર્ગવાસ પછી મોટા કુંવર હાલાજીએ પિતાનો ગરાસ કબજે કરી લીધો અને પોતાના નાના ભાઈ જીયાજીને તેમાંથી કંઇપણ આપ્યું નહિ આથી જીયોજી રીસાઇને પોતાના કાકા ઓઠાજી પાસે લાખિયાર વીઅરે જઇ રહ્યા. ત્યાં તેમને મોડજી, અબડોજી અને સપડજી નામે ત્રણ કુંવરો જન્મ્યા.

જામ રાયધણજી પછી જામ ઓઠાજી ગાદીપર આવ્યા તેમના પછી જામ ઘાઓજી ગાદીપર બેઠા. ઓઠોજી નાનો છતાં તેના વંશજો લાખિયાર વીઅરાની ગાદીપર રાજ્ય કરે એ ગજણ વંશજ સાંખી શકયા નહિ. તેથી બંને વંશો વચ્ચે નિરંતર ટંટા થયા કરતા હતા. ગજણજીના યુવરાજ હાલાજીના મોટા કુંવર રાયધણજી જામ ઘાઓજીને વારંવાર કનડવા લાગ્યા. જામ ઘાઓજીના દેવ થયા પછી તેમના યુવરાજ વહેણજી ગાદી પર આવ્યા એટલે ગજણ વંશજ રાયધણજીએ લશ્કર એકઠું કરી તેમની સામે લડાઇ જાહેર કરી. આ વખતે બારાપતિ ગજણજીના કુમાર જીયાજીના પુત્ર મોડજી જખરાજી અને સપડજીની શૂરવીરતા પાસે તેનું કંઈ ફાવ્યું નહિ. આથી ચોવટું થઇ અને રાયધણજીએ પોતાના આ ત્રણ ભાઇઓને તેમના પિતાની પાંતિનો ગરાસ પાછો આપી સ્નેહ સાંધ્યો.

પોતાના પિતા જીયાજીની પાંતિનો ગિરાસ મળતાં મોટાભાઇ

બે વીરોની આયના બરાબર પાળતા. બાર ભાઇયું રાજ હોવા છતાં પણ કોઇની મગદૂર નો'તી કે કોટડી સામે એક આંગળી પણ ચીંધી શકે ?

પ્રાગજીની તેમનાપર સંપૂર્ણ કૃપા હતી. તેમનો પડયો બોલ પ્રાગજી ઉથાપતા નહિ. પ્રાગજીની ગેરહાજરીમાં આ મથળાવીરો ગામનું ભૂષણ બનતા. ગામની આબરૂ

---

મોડજીએ તે પરથી પોતાનો હાથ ઉઠાવી લીધો અને મોડકુબો નામક એક શહેર વસાવી ત્યાં રહેવા લાગ્યા તે પ્રદેશ મોડજીના નામપરથી મોડાસા તરીકે ઓળખાવા લાગ્યો. મોડજીએ પોતાનો હક્ક જતો કરતાં બીજા નંબરના ભાઈ જખરાજી પોતાના લઘુ બંધુ સપડજીની સંમતિથી પોતાનો ગરાસ સંભાળવા લાગ્યા અને તેના નામ પરથી એ પ્રદેશ અબડાસાના નામથી ઓળખાવા લાગ્યો:—અબડા અણભંગની ધર્મ પત્નિનું નામ સુભગાદેવી હતું અને તેના કુમારોનાં નામ મમ્મટદેવ અને પર્વતસિંહજી હતાં. આમાં યુવરાજ કુમાર આ યુદ્ધ ભૂમિ અંદર વીર ગતિને પ્રાપ્ત થયો હોવાથી બીજા નંબરના કુમાર પર્વતસિંહ ગાદીપર આવ્યા અને તેમાંથી અબડા અણભંગનો વંશ આગળ ચાલ્યો છે. આ યુદ્ધમાં જામ અબડાજી સાથે તેમના બંધુ મોડજી તથા સપડજી પણ દેવલોક પામ્યા છે. અને તેઓ મોડપીર તરીકે મોડપુર યાને મોડકુબા મધે પૂજાય છે. અને જામ અબડોજી વડસરમાં અબડાપીર તરીકે પૂજાય છે. આ ભયંકર રણસંગ્રામનો ઘોષ પાડતું એક ભવ્ય કબ્રસ્તાન વડસરના પાદરે ઊભું રહી જનતાને આ વીરોની ગાથાનું ભાન કરાવી રહ્યું છે. જામ અબડાજીનો જન્મ સં. ૧૩૩૧ ના ફાગણ સુદ ૧૫ ના રોજે થયો હતો. =( વધૂ માટે વાંચો શ્રી નારાયણ વીસનજી ઠક્કુર કૃત કચ્છનો કેશરી નામક ઐતિહાસિક પુસ્તક. )

જામ અબડાજીની વંશાવળી આ પ્રમાણે ગોઠવવામાં આવી છે.

તેમના હાથમાં સોંપાતી. પ્રાગજી મુસદ્દી હતા. તેઓ આ વીરોને બરાબર પીછાણી ચૂક્યા હતા.

પ્રાગજીના વડીલ બન્ધુ શ્રીદોસાજી કોટડીની ગાદીપર હતા. તેઓ પણ વીર પુરૂષ હતા. ક્યારે-ક્યારેક વીરોનો દાયરો ભરાતો ત્યારે મરદાનગીથી ભરેલી વાતોની છોળો ઊડી રહેતી.




કેટલાકોનું કહેવું છે, કે મામૈયાદેવનું મૃત્યુ પણ એજ અરસામાં થયું છે તેનો પાળિયો જંઘણીઆથી ફુલાય તરફ જતાં તેનાં "ઈંદ્રિય ધ્રો" નામના કૂવાથી પચાસેક કદમને આસરે જેટલે દૂર એક નાના ઢેબાપર આવેલો છે તેપરના અક્ષરો તદ્દન ભૂસાઇ ગયા છે અને કાળની અસરથી થયેલા લીસોટા પ્રત્યક્ષ દેખાઇ આવે છે.

આમાંથી મોટો ખીંઅરોજી કાકા જ્યારે હાલોજી ભાત્રીજા હતા. કાકા-ભાત્રીજા બંને વચ્ચે ઉમરમાં કાંઇ ઝાઝો તફાવત નો'તો. બન્ને જુવાન હતા, વીર હતા. બાહુ-બળથી શરીર ફાટું ફાટું થઇ રહ્યું હતું; પણ તેઓ પરણ્યા નો'તા. વીરોના દાયરામાં અવાર નવાર જીવ સટોસટની હોડ રમાતી.

કોટડી જાગીરનું પૂર હતું. રિદ્ધિ, સિદ્ધિની રેલમછેલ હતી. નોકર-ચાકરો પણ સોનાના ઘરેણાં પહેરી નીકળતા. ખવાસણોના પગમાં "અધઅધમણિ કડિયું દેખાવ દેતી. જાગીરપર ઇશ્વરની કૃપા હતી. કોટડી જાગીરદાર સર્વ વાતે સુખી હતા. તેમની જાગીર જેવાં બળદો-ઘોડાંઓ-ઊંટો-બીજી જાગીરોમાં મળવાં મુશ્કેલ હતાં. અને તેમાં પણ ઠાકોરશ્રી દોસાજીની ઘોડી માણુકિ તો હદ ઉપરાંતના વખાણને પાત્ર હતી. મોટા મોટા જાગીરદારો આવી માણુકિને જોઇ ગયા. દિગ્મૂઢ બની ગયા. ખુદ: રાવસાહેબે તેને જોવાની ઇચ્છા કરી અને છેવટે કપ્તાન મેકમરડુ સાહેબે પણ તેની માગણી

---

મામૈયાનું બનાવેલું "ઇંદ્રિયધ્રો" આ ભૂમિપર કંઇક અજબ વસ્તુ છે. રાત્રી અને દિવસ એમાંથી પાણીતો વધ્યાજ કરે છે કહેવાય છે કે આ મરૂભૂમિપર કેટલાએ ભયંકર દુષ્કાળો આવી ગયા તોપણ આ કૂવામાંથી પાણી ખૂટતું નથી. વાવ પણ જીર્ણ થઈ ગઈ છે અને તેમાનુ પાણી તદ્દન ગંધાય છે.

આ મામૈયો દેવ સો વરસનું ભવિષ્ય આલેખી ગયો છે અને દર વરસે એક વખત એ પોથી (પુસ્તકનું) એકજ પાનું ઉથલાવાય છે અને તે દરેક પાને એક શ્લોક જૂની લીપીમાં હાથેથી લખાયલો છે. આ પોથીના શ્લોકોપર ત્યાંની જનતાને અચળ શ્રદ્ધા છે. અને દર વરસે તે પોથીની પૂજા પત્રી કરવામાં આવે છે.

કરી; પણ કોટડી જાગીરદારની ઘોડીપર ચડવાની એમની સુખીઓ નહિં! એવું દોસાજી અભિમાનમાં બોલતા.

માણુકિ માટે તેમને ખૂબ અભિમાન હતું, અને ખરેખર માણુકિ તે માણુકિજ હતી. તેની કિંમત અમૂલ્ય હતી. માણુકિની એકજ હણેણાટીથી–દરબારગઢની, ભયંકર દિવાલો ધણધણી ઊઠતી. માણુકિના પગના દાબલા સાંભળી ભલભલેરા સવારો મોઢામાં આંગળીઓ નાખતા. માણુકિ સરવાંગે ચોખ્ખી હતી. રેશમ જેવું તો એનું શરીર. છાંયડામાં પણ ભખે પડયું, શું એનો મોરો! શું ચાલવાની છટ્ટા! દોસાજી દરબારમાં આ ઘોડી દેવાંશી મનાતી. બે વખત તેની પૂજા થતી, ચારેક વખત ઠાકોર ખુદ: ઘોડારમાં આવી તેના પરથી હાથ ફેરવી જતા. માણુકિ એ કોટડીનું નૂર હતું, ભૂષણ હતું ઠાકોર એના માટે મગરૂર હતા.

એક દિવસે દાયરો ખૂબ ભરાયો હતો. કસૂંબાની છોળો ઊડી રહી હતી. "આવા! જરાક ગીનો, સે, કીં કમ અચે! આંકે માતાજા સોં ઐં" કહેતા કસૂંબલ વીરો એક બીજાના ગળાં દબાવી એક બીજાના મોંમાં લાલ કસૂંબો ઘોંચવા લાગ્યા. બે–એક ભાટ આ વખતે આનંદની વાતોને 'ચસ' ચડાવી મેળાવાને દીપાવતા હતા. આ ધીંગાણાથી ઠાકોરનો ડેલો આખો ગાજી ઊઠયો હતો. તેવામાં અશ્વશાળામાંથી માણુકિની 'હીસ' સંભળાઈ. આ વખતે તેના જોગાણનો વખત હતો અને એક નોકર જોગાણનો તોબરો

---

આ પોથી ફુલાયના ઠકરાઇઓના દરબારમાં છે. ઓખા મંડળમાં "માણેક" ની અવટંકથી ઓળખાતા વાઘેરો આ અબડાજીના વંશજો હોવાનું કહેવાય છે.

ભરી માણકિને ખવડાવવાને જતો હતો તેને દૂરથી આવતો દેખી માણકિએ હીસ કરી, પોતાનો પગ જમીન પર પછાડયો. તેના આ પ્રચંડ પડછંદાથી ડાયરો ખળભળી ઉઠયો. "ભલે માણકિ ભલે!" ગઢવીએ ઠાકોરને રંગ આપતાં કહ્યું. "ઠાકોર! ભલે આપરી માણકિ ભલે. ઠાકોર! ઇતો માણકિ ઈંદર મા'રાજને ઘેર સોભે હોં બાપુ!" ગઢવીને કસુંબો ચઢયો હતો અને તેથી તે ઠાકોરને ખુશ કરવા લાગ્યો. "અરે! ઈંદર મા'રાજ પણ ઇને લાયક ન હોય, ઠાકોર!" બારોટે હાંકે રાખ્યું, ડાયરો બારોટની હકીકત સાંભળવા આતુર બન્યો. "બાપ ઠાકોર! ઈ માણકિ શી કિંમતની છે બાપ?!" બારોટે પૂછયું. "ગઢવી! એની કિંમત કરનારો હજુ કોઈ જન્મ્યો નથી."

"ઇ કેમ બાપ!"

"ઇ માણકિ ઉપર હું સિવાય બીજો કોઈ બેસશે તેને જોઈ લઇશ."

"તી હશે બાપ!" બારોટે ચીનગારી મૂકી. "બાપ ઠાકોર! ઇતો ભલ ભલેરી પડી છે. તોહારી ઘોડી સારી છે; પણ ઈનાપર ચડનારા ઇથી પણ સારા હશે હંકે બાપ!"

"એટલે–ગઢવી?!" ઠાકોરના નેત્રો જરા વિફર્યા. તેમને કસૂંબાનો રંગ ચઢયો હતો. વાતનું વતેસર થવા લાગ્યું. બારોટ ચાલાક હતો તે વખતને પીછાણી જઈ બોલ્યો, 'બાપ! આંહી તો રામના રાજ છે. પણ જો હોય ઈ ઘોડી વાગડમાં તો તમારી ખબરું પડે.'

"દીઠી તમારી વાગડ." ઠાકોરે તિરસ્કારથી કહ્યું અહીંઆ તમારી વાગડને પણ વટાવી જાય તેવા વીર–મરદો પડયા છે પણ તમની માએ શેર સૂંઠ નથી ખાધી, કે જે મારી માણકિને છોડી જાય. 'હાં–હાં–બાવા!' એક જણ

વચ્ચે બોલી ઊઠયો "આઇ મોં સંભારે કુછો. અસીં આંજી આયના રખોંતા નકાં."

'નકાં કુરો ?'

ઠકર ! આજી માણુકિ જેડયું સો માણુકિયું જ હુએં ત પણ અસાંકે વાર ઇતરીજ લગે. બોલનાર યુવાન જરા ગુસ્સાથી આટલું કહી રહ્યો હતો. તેના સ્વરમાં જુસ્સો હતો. તીખાશ હતી. પણ ઠાકોર એથી વધુ તીખા હતા. તેમણે મૂછપર હાથ નાખી કહ્યું "ખીંઅરા ! જ તું સાગે હુએં ત અચીજ છોડેલાય'–'અને બાવા, જ આમેં કીં જોર હુએ, ત અચીજા વાધોડ કરેલાય." ('ખીંઅરા ! જો તું મરદ હોય તો ઘોડી છોડવા આવજે'–'અને બાવા ! જો તમારામાં પાણી હોય તો પછવાડે વાર ચડજો.') ખીંઅરાએ ઠાકોરને જડબાં તોડ જવાબ આપ્યો, દાયરાના રંગમાં આમ ભંગ પડતો જોઈ કેટલાક ડાહ્યા લોકો વચ્ચે પડયા, અને આડી–અવળી વાતો નાખી વાતને ઓલવી દીધી, એકાદ કલાક પછી દાયરો વિખેરાઇ ગયો

ઠાકોર ઊઠયા પણ તેમના મનમાં ચિંતા હતી. તેઓ ખીંઅરાને સારી રીત પીછાણતા હતા. અને તે માટે તેમણે આજથી પોતાની અશ્વશાળા પર વધુ જાપ્તો રાખવા માંડયો. રાત્રી દિવસ પહેરેગીરો ભરેલી બંદૂકો સાથે રોન ભરવા લાગ્યા. આ વાત શહેર અને તેની આજુ બાજુના પ્રદેશમાં વીજળી વેગે ફેલાઇ ગઈ. અને હવે શું થશે તે જાણવા માટે જનતા ઉત્સુક બની રહી.

× × × ×

આંહીતો એવું કંઈપણ નો'તું. ઠાકોરના ડેલે દરરોજ દાયરો ભરાતો. કસૂંબો ઘૂંટાતો અને ધીંગામસ્તિ થતી. ખીંઅરો તેમાં ભાગ લેતો. જાણે કશું પણ બન્યું ન હોય તે મુજબ

વ્યવહાર ચાલતો, એમ કરતાં કરતાં અમાસનો દિવસ આવ્યો.

અમાસની ઘનઘોર રાત્રી ધીમે ધીમે આ જગતપર ફેલાવા લાગી. તેનો **શીહા** પડદો જગતને ધીમે ધીમે ઢાંકવા લાગ્યો.

ચોપાંઓ આવી ગયાં. દોહાઈ થઈ ગઈ. મંદિરોમાં આડતીઓ વાગી ગઇ. છેવટે રાત્રીના આઠ વાગ્યાની નમાજ પણ સંભળાઇ. નવનો સુમાર થતાં મંદિરોમાં 'શયન' થયાં અને ઠાકોરશ્રી પણ વાળુ કરીને પોઢયા. કિલ્લાના દરવાજા અંદરથી બંધ કરવામાં આવ્યા. તેને મજબૂત તાળાંઓ દેવાયાં, કુંચીઓ ઠાકોરને હવાલે થઇ. અને નોકરો પણ ગપોટા મારતા ધીમે ધીમે નિદ્રાધીન થયા, અગિયારનો સુમાર થતાં ઘનઘોર શ્યામતા ફેલાઈ ગઈ. કોઇ કોઇને દેખી ન શકે તેટલી હદ સુધીના કાળાં થર ફેલાયાં. તે વખતે કૃષ્ણ વસ્ત્રધારી બે વ્યક્તિઓ ધીમે પગલે ચાલી દરબાર ગઢના દુર્ગ પાસે આવી અટકી.

કિલ્લાની અંદર શાંતિ હતી. પહેરેગીરો ઘસઘસાટ ઊંઘતા હતા. "હાજા!" એક વ્યક્તિએ બીજી વ્યક્તિને સંબોધી કહ્યું "લાગ ભરોભર અય. તું ઉભીરોજ" મોકો બરાબર છે તું ઉભો રહે જે આટલું કહી તે વ્યક્તિ કિલ્લાના દરવાજાથી સહેજ લાંબી ગઈ પછી પોતાના ગજવામાંથી "ચંદનઘો" કાઢી તેના પૂછડાની સાથે આણેલ રેશમની મજબૂત દોરી બાંધી કિલ્લાની ઊંચી ભીંતપર ઘા કરી, હંમેશની ટેવાયલી 'ઘો' ભીંતમાં સજ્જડ ચોંટી ગઈ. પછી તે વ્યક્તિ ધીમે રહી ઉપર ચઢવા લાગી. થોડીક મિનિટની અંદર તે દુર્ગના ઉપરના ભાગમાં દાખલ થઇ.

કિલ્લાની અંદર તદ્દન શાંતિ હતી. એ હિંમતબાજ વ્યક્તિ હેઠે ઊતરી અશ્વશાળા પાસે આવી. અશ્વશાળાનો દરવાજો અધૂરો બંધ હતો. વખત નહિ ખોતાં તે વ્યક્તિએ

જમીનપરથી ધૂળ ઉપાડી તેને "જંજીરા" મંત્રથી પડી કિલ્લાના દરવાજાને આપેલ તાળાપર ફેંકી એટલે તે મોટું અને મજબૂત તાળું આપની મેળે ઊઘડી ગયું. ધીમે રહી તેણે દરવાજો ખોલ્યો, બાહેર તેનો ભત્રીજો ઊભો હતો, તે અંદર આવ્યો. તેના હાથમાં ખુલ્લી તલવાર હતી.

પછી બંને જણા અશ્વશાળામાં દાખલ થયા, ભાગ્ય-વશાત્ આ વખતે બધા પહેરેગીરો નિદ્રામાં પડેલા હતા. તેઓ કેટલીક ઘોડીઓ પાસેથી પસાર થઈ માણકિ પાસે આવ્યા. વખત નહિ ખોતાં તેની ડોકમાંની સાંકળ છોડી ધીમે ધીમે જમીન પર રાખી સાથે લાવેલ ચોકડો ચડાવી માણ-કિને બાહેર લાવ્યા.

માણકિ બાહેર નીકળી, અશ્વશાળાને છોડી કિલ્લાને પણ વટાવી ગઇ કિલ્લાની બાહેર આવતાં માણકિપર પડછી મંડાઇ, મજબૂત રીતે તગ ખેંચાયો, પછી ઇષ્ટદેવનું સ્મરણ કરી કાકો-ભત્રીજો માણકિપર ચઢી બેઠા, કાકો આગળ બેઠો તેના હાથમાં માણકિની લગામ રહી અને ભત્રીજો તેની પાછળ બેઠો. માણકિ ઊડી, પવનવેગી માણકિએ પોતાના પગ ઉપાડયા. બે એક સેકંડ થઈ ત્યાંતો પાધરના અવાડા પાસે આવી પહોંચી: પણ અંધારી રાત્રી હોતાં માણકિ જરા ઠેસાઇ. " કાકા માણકિ ઠેસાણી ! " હાજાએ ખીંઅરાને કહ્યું. " ન બચ્ચા, ઇમાણકિ નતી ઠેસાજે પણ પાંજા ડીં ઠેસાજેં તા. " ( કાકા માણકિને ઠેસ વાગી—ના, દીકરા એ ઠેસ માણકિને નથી વાગી પણ આપણા નસીબને ઠોકર વાગી છે.)

" તડેં કાકા ! "

" તડે કુરો ! ઇતાં વેસ વધો સે ભુજે છૂટકો. " ખીંઅરાએ કહ્યું. ( અર્થં સાધ્યામિ કાં દેહ પાત્યામિ )

માણકિને એડી લગાવવામાં આવી અને તે ઉપડી વણ વણને ન ઓળખાય તેવી પૂર ઝડપથી માણકિ ઉપડી.

પોલડિયા, મઉં, ગઢ, પસાર કરતાં ભુજનો પાદર દેખાયો. આજે માણકિ પણ શૂરપર ચઢી હતી. તેણે પોતાનું ઝવેરાત દેખાડવા માંડયું. ભુજ છોડતા અંજારનું પાદર દેખાયું. અને દિ' રાસ ખાન ચડતાં ચીરઈના રણમાં લગભગ ૩૬ ગાઉ ઉપર માણકિ આવી ઊભી.

× × × ×

"છાભાસરે માણકિ છાભાસ!" રણમાં આવતાં ખીં-અરાએ લગામ ખેંચી ઘોડીને ઊભી રાખી. કાકો ભત્રીજો હેઠા ઊતર્યા. આજે ઘોડીનું પાણી જોઈ ખીંઅરો ખુશ ખુશ બની ગયો હતો. તેણે માણકિની પીઠ થાબડતાં કહ્યું "માણકિ તોકે ભલેં તોજી મા જનમ ડીને અચ, માણકિ તું ખરેખર માણકિજ ઐયેં," (માણકિ તને તારી માતાએ ભલે જન્મ આપ્યો. તેં તારા નામ મહિમાને વધાર્યો છે.) કહી કાકાએ તેની કેશવાળી પર એક ચુંબન કર્યું,

ઘોડીપરથી હેઠે ઉતરી ચોકડો કાઢી લઇ તેને છૂટી મૂકવામાં આવી. અને કાકો ભત્રીજો આંહીકને સિરામણ પીવા માટે જરા રોકાયા. પહેલાં તેમણે અફીણની દાબડી ખોલી તેમાંથી એક બીજાને અફીણ આપ્યું. ઉપરથી જરા હુંગો કર્યો. અફીણ ચડતાં તેઓ ભાણદેવને પગે પડયા અને પછી જરા લેટયા.

દિ'નમતાં તેઓ ઊઠયા. પુનઃ એક બીજાને અફીણ આપ્યું અને પછી સાથે લાવેલ રોટલાઓને ઈન્સાફ આપવા માંડયું, આખી રાત્રીના પરિશ્રમથી તેમને થાક પુષ્કળ લાગ્યો હતો. કાકો–ભાત્રીજો પોત પોતામાં ખૂબ હાસ્ય વિનોદ કરતા આવે અને રોટલા ખાતા આવે ત્યાં તો છેટેથી ધૂળ ઊડતી જણાઇ. ખીંઅરાએ ત જોઇ ખાવાનું અધ વચ્ચે મૂકી તે ઊઠયો. "હાજા! તેણે કહ્યું "ઉથી ને માણકિ પાઢે અચ. વાર અચી સેડઇ. વિઞ જલધી વિઞ ઘોડ નકા માણાક

વઇ ( જા અને માણુકિ લઇ આવ. પછવાડે વાર ચડી આવે છે, જા. તુરત જા. નહિતર માણુકી હાથથી ગઇ સમજવી.) હાજો તુરત ઊઠયો. ચોકડો લઈ તે દોડયો, અને માણુકિને પકડી લાવ્યો. તુરતજ તેના પર પડછી માંડી તંગ તાણી હાજો ચઢયો, વાર તદ્દન નજીક આવી પહોંચી.

તેમાં કોટડીના ઠાકોરના ભાયાતો અને નોકરો હતા, તેમણે તેમને પડકાર્યા, "ખીંઅરા!" પ્રાગજીએ કહ્યું, "તોકે રંઘ આય, તું હકડો ખરેખર મુણસ અંયે તોજો ગુનો માફ કરીયાતો પણ," ( તું એકલો ખરેખર મરદ છો. તારો ગુનો માફ કરૂં છું. પણ.)

"પણ કુરો બાવા ?" દૂર ઉભેલા ખીંઅરાએ કહ્યું.

"પણ ઇ, કે માણુકિ અસાં કે પાછી ડે." ( પણ એમ કે માણુકિ ઘોડી અમને પાછી આપ)

"સે, નથીંથો, બાવા ! ઇતાં જેંજી મા શેર સૂંઢ ખાધેં હુને તેજાપુતર ઇનતે ચડધા સમજ્યા ઠક્કર ! ( ઠાકોર એમ નહિ બને. જેની માએ શેર સૂંઠ ખાધી હશે તેના દીકરા આ ઘોડીપર ચડશે. સમજ્યા ઠાકોર ! )"

"અડે ખીંઅરા, તું ઠક્કરજે ચે સામું મ નેઆર ને ડાઓથી." ( અરે, ખીંઅરા તું ઠક્કરના બોલવા સામું મ જો અને ડાહ્યો થા. )

"સે ન પીથોસ બાવા. આઉં જીરે હું ઘે ઇ માણુકિ આંકે ન મલધી." (એમ નહિં થાય બાવા, હું જીવતો છું ત્યાં સુધી માણાક તમને નાહ મળે. )

મુસદ્દી પ્રાગજીએ ખીંઅરાને સમજાવવા ઘણી કોશેશ કરી પણ એ એકનો બે ન થયો. આખરે પ્રાગજીએ ખીંઅરા તથા તના ભાત્રીજાને કેદ કરવાનો હુકમ કર્યો. "ખબરધાર !" પ્રાગજીએ પડકાર કર્યો. "ખીંઅરેજો હીકડો વાર પણ વંથો થ્યો ન ખપે." ( ધ્યાન રાખજો. ખીંઅરાને

જરા પણ ઇજા ન થાય ) ઠાકોરનો હુકમ થતાં ધીંગાણું મચ્યું. ખૂબ રંગ જામ્યો ખીંઅરાએ આ વખતે પોતાની અપૂર્વ બહાદુરી બતાવી એક ખરો કચ્છી વીર-યુવક કેટલી હદ સુધી કુરબાનીની કથા જાણે છે તે પ્રત્યક્ષ કરાવ્યું. ખીંઅરાનો ભાત્રીજો પણ કાંઇ કાચો પોચો નોતો. તેપણ એક વીર યુવક હતો, કાકાની પીઠનું રક્ષણ કરતાં કરતાંએ લડયો, તેની માણકિએ આ વખતે કમાલ કરી મૂકી હતી તે હાજાજીની આજ્ઞાને તાબે થઇ દશ-દશ, અને વીસ-વીસ ગજ જેટલું કૂદતી કૂદતી વળાક લેતી હતી.

કાકો અને ભત્રીજો ખુબ લડયા. દિલભરી લડયા, અને આખરે એક સવારે પ્રાગજી ઠાકોર ન જાણે તેવી રીતે ચુપકીથી બંદૂક છોડી; ખીંઅરાની ચીંધણી કરી કાળમુખી ગલોલી છૂટતાં તે ખીંઅરાના હૃદયની આરપર નીકળી ગઇ. ખીંઅરો પડયો. એ જોઈ હાજો ઘોડીથી હેઠો ઊતર્યો, પોતાની તલવારના એકજ ઝાટકાથી તેણે માણકિના બે ટુકડા કર્યા અને પછી એ યુદ્ધ પર ચઢયો. તે ખૂબ લડયો અને આખરે શૂરો થયો; સૂર્યાસ્ત સમયે કોટડીનું લશ્કર વીલે મોઢે ત્યાંથી પાછું ફર્યું.

આજે પણ ચીરઈના રણમાં આ વીરોના પાળિયાં હજુ ઊભા છે અને માણકિએ જેટલા ભાગમાં કૂદકા માર્યા છે તે ભાગ પર પાળિયા ખોળવામાં આવ્યા છે. અને અદ્યાપિ ત્યાંથી પસાર થતા જાડેજા ભાયાતોના આણુંઓ આંહી થોડોક વખત સુધી રોકાય છે. કસૂંબો કાઢી આ વીરોની ખાંભીઓને ચડાવી પ્રેમથી વંદે છે, ધન્ય હો એ અડગ ટેકીલા નરવીરોને.[1]

---

(૧) આ બનાવ વિ. સં. ૧૮૭૨ ની આસપાસ બન્યા હોવાનું માનવામાં આવે છે. કોટડીમાં આ બે વીરોના આ સ્થાન છે અને તેના વંશજો ( ભાયાતો ) તેમની પુજા પત્રી કરે છે. Joshi.

( સમાપ્ત. )